मूलभूते वेदे च भगवद्ध्यानादीनां निरूपणात् तेषामपि मध्यभाव एवेति तदुत्कर्षमार्यस्तोत्रादीनां काव्यत्वेन मध्यभावात्तदुत्कर्षश्चाह । अर्थोत्कर्षात् स्वरूपोत्कर्षः प्रथमं वाच्यः । **श्रीम**च्च **तद्भागवत**ञ्चेति शब्दे यावन्तः शोभातिशया स्तदुक्तं **भागवत**मिति सार्थकं नाम भगवत इदमिति । लक्ष्मीसहितो भगवान् भगवत इदमिति च । तेन प्रकृतोत्कर्षो भगवद्रूपत्वं षड्गुणजनकं भागवतं च फलति । मध्यभावे भागवतस्य वृक्षत्वात्[२] । भगवतः फलात्मकत्वात् । फलत्वे तु रसात्मत्वं 'रसो वै स' इति प्राकृतोत्कर्षः । परमार्थोत्कर्षः स्वरूपेण । कारणत्वे तु ऐश्वर्यादिफलकत्वेन भगवत्फलकत्वेन च । कार्यत उत्कर्षमाह **महामुनिकृत** इति। महाँश्चासौ मुनिश्चेति लोकतः परमार्थतः श्रेष्ठो वेदव्यासः। शब्दप्रधानत्वादेवं निर्णयः । अर्थ एव हि परम्परायातः । 'चक्रे सात्वतसंहिता'मितिवचनात् । सर्वविश्वासार्थं समाधिभाषार्थं मननेन तथाकरणात्[३] **महामुनि**रिति । अतः स्वरूपतः कारणतः कार्यतश्च उत्कर्ष उक्तः । तृतीये साक्षात्प्रचरद्रूपो वेदोप्यस्तीति तन्मूलभूता[४] ग्रन्थाः क्षुद्रा इति तदवहेलया फलत उत्कर्षमाह **किंवेति। किंवा अपरैः** क्षुद्रैः परैर्वा भगवद्व्यतिरिक्तकृतैर्न किञ्चित्। अन्यदपि प्रयोजनं न भवतीति **वा**शब्दार्थः । न **हीश्वरः** केनचिदवरोद्धुं शक्यते । उपासनायाः फलं प्रथमं देवतासान्निध्यम् । हृदि प्रकटस्य हि बहिर्भजनम् । क्षुद्रदेवतासान्निध्यं मन्त्राभिमानिमात्रसान्निध्यं वा न त्वीश्वरसान्निध्यम् । नह्याराधितोपीश्वर उपासनावशतः सन्निहितो भवति । तथा सति प्रत्यहमन्याधीनत्वादनीश्वरत्वप्रसङ्गः । "ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठती"तिस्थितिमात्रत्वेपि नावरोधः कर्तुं शक्यः । अवरोधो नाम तद्धर्मैः परितो वेष्टनम् । प्राकट्यमेव न तैः कुतोवरोधः ? **अत्रे**ति वैलक्षण्यार्थं मध्ये वचः । "शृण्वन्ति गायन्ति गृणन्ती'त्यादिन्यायेन लीलाश्रवणेच्छा निरन्तरं विद्यमाना अन्तःकरणधर्मत्वात् प्रकटितस्यावरोधिका । आह तामेव । शीघ्रमिति चोपलक्षणम् । **कृतिभिः** कुशलैरिति प्रमादो निवार्यते । सुकृतित्वं वा श्रवणेच्छायां हेतुः । तथा सति दुर्लभाधिकारो निरूपितः । **अवरुध्यत** इति देहलीदीपन्यायेनोभयत्र सम्बध्यते । ईश्वरेत्यादिपदचतुष्टयामितिविमर्शः । आह्निवा वेदवत्

---

१ तापनीयोपनिषद्रूप इत्यर्थः । २ इतिर्हेतौ । ३ कार्यत्वेनोत्कर्षे । ४ कार्यमूलभूताः ।

प्रतिलयवाग्ये स्यादौ तादृशप्रयत्नेनैव तदुच्चारणान्न दोषः । तत्क्षणादिति सद्य इत्यस्य ज्ञापकं वाक्यार्थप्रवेशात् पूर्ववाक्येनावरुध्यत इत्यर्थादायाति । आवश्यकत्वाद्वा तत्क्षणादिति पुनर्वचनं न दोषः । तस्माद्भागवतधर्माः सार्वज्ञं सर्वदा हृदि च भगवदाविर्भाव इतित्रयं मध्यभावः ।

फलभावस्वरूपं वदन् स्वभक्तानुपदिशति निगमकल्पतरोरिति फले हि सर्वं स्पष्टं काव्यवदिति सूचयितुम् ॥

॥ इति श्रीसूक्ष्मटीका[1] ॥

# ॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

## श्रीहरिदासोदितं भगवत्प्रकृतिवर्णनम् ॥

श्रीयशोदोत्सङ्गलालितः कुमारवयाः श्रीकृष्ण एतादृशो रसरूप इति ज्ञात्वा सेवा कर्तव्या । सेवा तु स्वामिनो यत्समये यदपेक्षन्ते तदेव समर्पणीयम् । यथेच्छा तथा क्रियते तदा सिद्धिर्भवेत् । एतज्ज्ञानं जीवानां स्वतो दुर्लभतरं तथापि श्रीमदाचार्यप्रकटितसेवारीतिमवलोक्य मनसि भगवत्प्रीतिर्भावनीया । तत्र प्रथमं प्रभुर्दयापूर्णः । सर्वथा भक्तदुःखं ज्ञायते । अत्यन्तनिकटगम्यः । लीलातिरिक्तं किमपि न ज्ञायते । स्वजनमात्रेषु परिचितः । अन्यत्किमपि न ज्ञायते । क्षणेपि सन्तोषं प्राप्नोति । क्रोधः स्थिरीभूतो न भवति । सम्बन्धिवाक्यं परिपालयति । परमोदारोस्ति । किमपि दातुं न विचारयति । तस्य सर्वत्रोत्तमत्त्वम् । स्वजनपक्षपातपूर्णः । लीलासुनिमग्नः । शोकग्रस्तहृदयतो दूरीगच्छति । "शोकग्रस्तं जनं दृष्ट्वा कृष्णो गच्छति सत्वर"मितिवचनात् । व्रजजनेषु सदा निरुद्धः । यथा बालः केनापि परिचितो न भवति ताद्विना भक्षणं न क्रियते रुदनं कुरुते तथा भक्तिमार्गीयैः स्वजनैः परिचितोस्ति । अन्यत्किमपि न ज्ञायते । अङ्गीकृतजीवानां धर्मार्थकामानां विघातं कृत्वा स्वस्वरूपदानं दत्वा स्वस्मिन् प्रीतिमुत्पादयति । यथा बालकः स्नेहं दृष्ट्वा उत्सङ्गे समायाति हास्यं करोति क्रीडति एवं कृष्णोपि विज्ञेयः ॥

॥ इति श्रीहरिदासोदितं भगवत्प्रकृतिवर्णनं सम्पूर्णम् ॥

---

१ श्रीमद्गोस्वामिश्रीनृसिंहलालात्मजश्रीगोवर्धनलालवितीर्णादर्शग्रन्थोत्र समाप्तः ।

॥ श्रीकृष्णः ॥

## ॥ श्रीहरिदासोदितं भगवत्प्रकृतिवर्णनम् ॥

( ગુર્જરાનુવાદ )

उपक्रमः—શ્રીયશોદોત્સઙ્ગલાલિત કુમારવયસ્ક શ્રીકૃષ્ણ એતાદૃશ રસરૂપ છે એમ જાણીને સેવા કરવી. સ્વામી જે સમયે જેની અપેક્ષા કરે તે જ સમર્પવું. એ સેવા. જે પ્રકારે શ્રીકૃષ્ણની ઇચ્છા તે જ પ્રકારે વર્તાય તો જ સિદ્ધિ થાય. આ જ્ઞાન જીવને સ્વતઃ થવું અતીવ અશક્ય છે, તથાપિ શ્રીમદાચાર્યપ્રકટિત સેવારીતિનું અવલોકન કરીને મનમાં ભગવત્પ્રકૃતિની ભાવના કરવી.

विषयः—પ્રભુ દયાપૂર્ણ છે. સર્વથા ભક્તદુઃખને જાણે છે. અત્યન્ત-નિકટગમ્ય છે. લીલાતિરિક્ત કાંઇ પણ જાણતા નથી. વ્રજજનમાત્રમાં જ પરિચિત છે. અન્ય કાંઇ પણ જાણતા નથી. ક્ષણમાત્રમાં જ સન્તુષ્ટ થાય છે. ક્રોધ સ્થિર થતો જ નથી. સમ્બન્ધીના વાક્યનું પરિપાલન કરે છે. પરમ ઉદાર છે, કાંઇ પણ દાન કરવામાં વિચાર કરતા નથી. સર્વત્ર તેમનું ઉત્તમત્વ. સ્વજન પ્રતિ પક્ષપાતપૂર્ણ છે. લીલામાં નિમગ્ન છે. શોકગ્રસ્ત હૃદયથી દૂર રહે છે, કારણકે 'શોકગ્રસ્ત જનને જોઈને શ્રીકૃષ્ણ દૂર જ જાય છે' ઇત્યાદિ વચન છે. શ્રીવ્રજજનમાં સદા નિરુદ્ધ છે. જેમ બાલક જેનાથી પરિચિત હોય એના વિના ભક્ષણ કરતો નથી રુદન કરે છે તેમ શ્રીકૃષ્ણ ભક્તિમાર્ગીય સ્વજનોથી જ પરિચિત છે, અન્ય કાંઇ જાણતા નથી. અઙ્ગીકૃત જીવોના ધર્મ અર્થ અને કામ દૂર કરી સ્વસ્વરૂપદાન કરીને સ્વસ્વરૂપમાં પ્રીતિ ઉત્પન્ન કરે છે.

उपसंहार—જેમ બાલક સ્નેહ જોઈને ઉત્સઙ્ગમાં આવે છે, હાસ્ય કરે છે, ક્રીડા કરે છે, આ પ્રકારે કૃષ્ણપ્રકૃતિ જાણવી.

॥ इति श्रीहरिदासोदितं भगवत्प्रकृतिवर्णनं समाप्तम् ॥

---

૧. આ ગ્રન્થ અમને ખંભાયતના શાસ્ત્રી ભદ્રશંકરભાઈપાસેથી ઉપલબ્ધ થયો હતો.

# श्रीसर्वोत्तमजीनां श्रीगोविन्दस्वामिकृत पदो.

राग विभास.

महोदारचरित्रवानकी पदरज हों पाउं ।
असदालाप[1] असत्सङ्गाति हों सर्वे विसराउं ॥ १ ॥
सुभग मूरति[2] श्रीवल्लभ बिन कहूं नहि सिस नवाउं[3] ।
हरिसेवा हरिकथा छांडिके अनत[4] कहुं न जाउं ॥ २ ॥
निसदिन गुणगान करुं नेनन हृदि सिराउं ।
गोविन्दजन इतनो चाहत तिहारो दास कहाउं ॥ ३ ॥ १९ ॥

राग सारंग ताल चर्चरी.

प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुष प्रभु
सुरनरमुनि ध्यान धरत पार कछु न पावे ।
दिवि[5] भुवि[6] पातालमें कोउ पटतरको नावे ॥ १ ॥
कोटि जनम भटकि भटकि अब मनमें हारि मानि
साधन करि वृथा काहु जनम सब गमावे ।
ओर सब उपाधि छांडि असत्संगको निवारि
संशय सब मनको काढि जो अपने जीय आवे ॥ २ ॥
वचनामृत श्रवन[7] सुनों हरिसेवा हितसों करो
दुस्तर भवसिन्धु तरो वल्लभ उर लावे ।
कहत गोविन्द कलियुगमें ओर कछु नाहि उपाय
मनवचकर्म करि निसदिन श्रीवल्लभगुण गावे ॥३॥२०॥

राग भैरव.

वैश्वानर नाम सुनत असुर जीव जरि[8] मरे ।
मायावादि मत्त गयंद[9] सुनत हिय उपज्यो त्रास
अति उजास देखि आकास आई सबे पायन परे ॥ १ ॥
जो अपने जीय जानि शरणागत होई रहे
बिन साधन करुणा करि कलियुगमें उद्धरे ।
मनवचकर्मकरिके कहत आनि[10] जाये सबे
तजो गोविंदप्रभुचरण भजो सो भवसागरे तरे ॥२॥२१॥

---

१. અસત્ય આલાપ. ૨. મૂર્તિ. ૩. નમાઉં. ૪. અન્યત્ર. ૫. સ્વર્ગમાં. ૬. ભૂતલમાં. ૭. કાન. ૮. બળી. ૯. ગજેંદ્ર. ૧૦. અન્ય.

# श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન ગતવર્ષાંક પૃષ્ઠ ૮૮. )

**महोदारचरित्रवान.—**

યદ્યપિ મુખારવિન્દફલરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યજીનું અદેયદાનસામર્થ્ય પૂર્વોક્ત પ્રકારે નૈસર્ગિક છે, તથાપિ દાતા પાત્રના વિવેકે જ દાન કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ પણ સ્વમાર્ગીય ફલદાન પાત્રાપાત્રવિવેકપૂર્વક જ કરતા હશે એ આશઙ્કાના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ 'મહોદારચરિત્રવાન્' એ પ્રકારે શ્રીમદાચાર્યનું એકોનવિંશ નામ ધરે છે. જો કેવલ દાતૃત્વ હોય તો પાત્રાપાત્રના વિવેકે જ દાન ઉચિત હોય, પરન્તુ શ્રીમદાચાર્યનું દાન કેવલ નથી, કિન્તુ ઔદાર્યસહિત છે. કેવલ દાન અને ઔદાર્યવિશિષ્ટ દાનનો જ આટલો વિશેષ છે. કેવલ દાતા તો દેશકાલવિચારપૂર્વક ફલોદ્દેશપૂર્વક પાત્રાપાત્રવિવેકપૂર્વક દાન કરે છે, અને ઉદાર તો દેશાદિકને પણ અવિચારીને જ દાન કરે છે. આ તો સાધારણ જ ઔદાર્યધર્મે કરીને દાનની વ્યવસ્થા કહી. શ્રીમદાચાર્યચરણ તો અલૌકિક—અસાધારણ—હોવાથી તેમના ઔદાર્યનું પણ અસાધારણત્વ જણાવવાને 'મહોદારચરિત્રવાન્' નામની આજ્ઞા કરી છે. ઔદાર્યમાં અલૌકિક ભાવે કરીને અસાધારણત્વની આજ્ઞા કરીને મહત્ત્વની જે આજ્ઞા કરી છે તે સ્વમાર્ગીય અલૌકિક ફલદાનનું ઔદાર્ય જણાવવાને છે. મહત્ એવું ઉદાર—મહોદાર—જે ચરિત્ર તદ્વાન્—તદ્યુક્ત—મહોદારચરિત્રવાન્.

જ્યારે સ્વયં મુખારવિન્દરૂપે વેણુદ્વારા વિવિધરસસઞ્ચિતપરમસૌન્દર્યસાકારાતિમાત્ર બર્હાપીડ નટવરવપુ કૃત્સ્નરમણવિશિષ્ટરૂપે તત્સ્વરૂપામૃતવૃષ્ટિ કરીને, શ્રીમદ્વૃન્દાવનમાં, હરિદાસવર્ય શ્રીગોવર્ધનાચલમાં, દ્રુમલતાપ્રસૂનાદિમાં, સરિતમાં, સરસ પક્ષિગણમાં, ગોધનાદિમાં પણ, અધિકારાધિષ્ઠાનપરત્વ જ અગ્ન્યમૃતબીજના સંપ્રદાયનિયમના આગ્રહનું પોષણ કરીને સર્વત્ર, એ શોભન સમયે નિરોધાકૃતિમાન્ અદેય કૃષ્ણાધરામૃતાસ્વાદનું દાન કર્યું તો પછી એવા ઔદાર્યવિષયમાં તો કહેવું જ શું? મધુરરસસંસિક્ત વેણુ પણ સ્વયં શ્રીમદાચાર્યચરણ છે. વળી સમ રન્ધ્રમાં પણ [1]અગ્નિબીજાત્મક તથા અમૃતબીજાત્મક સ્વનીસમ્પ્રવૃત્તિ થાય છે તે જ કાલે. અઙ્કુરથી આરમ્ભીને ફલપર્યવસાયિત્વ જ થાય છે. એ જ સમ્પાદનધર્મત્વથી અગ્નિબીજની તથા અમૃતબીજની તેમને વિષે નિત્ય સ્થિતિ હોવાથી વેણુ પણ કૂજનાદિથી વિવિધ મૂર્છનાદિથી તદ્વાન છે તેથી તદ્દ્વારા જ મહોદારચરિત્રવાન્ શ્રીમદ્વલ્લભાભિનું નિરવધિત્વે કરીને અખિલ ચરિત્રદર્શનાદિ તદીય જનને સ્ફુટતર થાય છે, તદ્વેણુવાદના પ્રકારવિશેષે કોઇને ગાન કોઇને મોહન કોઇકને જડતા કોઇકને ચૈતન્ય એ પ્રકારે સર્વને જ એક કાલે સ્વરૂપાનુભવાદિનું દાન થાય છે, તેથી જ નિરવધિદાનકરણત્વથી શ્રીમત્પ્રભુચરણે 'મહોદારચરિત્રવાન્' એમ શ્રીમદાચાર્યચરણનું નિરવધિઔદાર્યધર્મવાન્ નામ ધર્યું છે. તેઓશ્રીમાં કેવલ દાતૃત્વ નથી, તેથી સ્વપ્રકટિત ભક્તિમાર્ગમાં કનિષ્ઠ પણ જીવોને અવિચારે જ એતત્ફલદાન કરવામાં વિરોધ આવતો નથી, તેથી સર્વ અનવદ્ય છે. '[2]અઙ્ગીકૃતિમાં સ્વમર્યાદ' એ નામના અભિપ્રાયપૂર્વક

---

૧ સ્વ શબ્દમાં અગ્નિબીજવાચક 'ર' તથા અમૃતબીજવાચક 'વ' એમ બે અક્ષર છે.

૨ अङ्गीकृतौ स्वमर्यादः।

સ્વસમ્પ્રદાયાનુરોધે જ, નહિ કે સ્વમર્યાદાને પણ ત્યજીને, મૂલસૃષ્ટિભિન્ન જીવ પ્રતિ સ્વૌદાર્યત્વ વિચારે છે, અર્થાત્ મૂલસૃષ્ટિથી ભિન્ન પ્રતિ કદાપિ પણ સ્વૌદાર્ય વિસ્તારતા નથી, તેથી સ્વપ્રકટિતભક્તિસુધારવિન્દફલવિયોગાગ્ન્યનુભવૈકનિષ્ઠ શ્રીદામોદરદાસાદિ પ્રતિ વિરહાનુભવામૃતરસનિભૃત એતત્ફલદાન અવિચારે જ કરે છે તેનો પણ તેથી વિરોધ આવતો નથી, આ પ્રકારે સર્વ અનવદ્ય છે. મહોદારચરિત્રવત્ત્વના કથને શ્રીમદાચાર્યચરણમાં આ ધર્મ સ્વાભાવિક છે, આગન્તુક નથી, એમ પણ જણાવ્યું.

ઉદાર વા અતિનિર્મલ વા પ્રશસ્ત, ચરિત્ર–કર્મ–જેનાં છે તે ઉદારચરિત્રવાન્, મહાન્ અને વલી ઉદારચરિત્રવાન્, તે મહોદારચરિત્રવાન્, અથવા મહાન્‌ને વિષે ઉદારચરિત્રવાન્, અથવા મહાન્–બહુ–ઉદાર ચરિત્ર જેમનાં છે તે મહોદારચરિત્રવાન્, અથવા મહાન્ છે ઉદારચરિત્ર–ભક્તો–જેમના એવા મહોદારચરિત્રવાન્ શ્રીમદાચાર્યચરણ છે.

પૂર્વ નામમાં શ્રીમદાચાર્યચરણ અદેયદાનમાં દક્ષ અતિચતુર પ્રવીણ સાવધાન પ્રમાદરહિત છે એમ આજ્ઞા કરી. જેમ કોઇ સ્વાંતર્ગૂઢ નીવીને સાવધાનતાએ રક્ષે છે અને અન્યત્ સર્વનું દાન કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ સ્વોપયુક્ત રહસ્યફલને રક્ષે છે અને ઇતર સર્વનું દાન કરે છે. જો આમ જ હોય તો કોઇને પણ તે સ્વોપયુક્ત વા સ્વોપભુક્ત રહસ્ય ફલનું દાન કરે છે કે નહિ આ શઙ્કાના સમાધાનાર્થે મહોદારચરિત્રવાન્ નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. કદાચિત્ દાન કરવાને ઇચ્છે ત્યારે દાતૃતા પ્રકટ કરે છે. ફલાકાઙ્ક્ષાપૂર્વક પાત્રાપાત્રવિવેકે દાન તે કેવલ દાન, તદ્રહિતપે દાન તે ઔદાર્ય, તેમાં પણ સ્વસર્વસ્વ નિધિનું દાન તે મહૌદાર્ય. એમ મહૌદાર્ય સ્વમનમાં વિચારીને તેવા પરમપ્રેમાસ્પદને સર્વસ્વ નિધિનું દાન કરે છે, એમ તે ફલનું પરમદુર્લભત્વ આ મહોદારચરિત્રવાન્ નામથી સૂચવ્યું. એવા પરમપ્રેમાસ્પદ તો અમારા પ્રભુ શ્રીમત્પ્રભુચરણ જ છે. તેઓશ્રીને જ એવા ફલનું દાન શ્રીમદાચાર્યચરણે કર્યું છે, તેથી સ્વાનુભૂતત્વે મહોદારચરિત્રવાન્ એમ શ્રીમદાચાર્યચરણનું નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે.

શ્રીમદાચાર્યચરણ એતાદૃશ અદેય દાન કેમ કરે છે એમ શઙ્કા થાય તેના નિરાસાર્થ આ મહોદારચરિત્રવાન્ એ નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે. મહાન્ ઉદારચરિત્રવાન્ તે મહોદારચરિત્રવાન્. શ્રીમદાચાર્યચરણ સ્વયં મહોદારચરિત્રવાન્ હોવાથી જ દાન કરે છે. ઉદાર તો પાત્રાપાત્રના વિવેકે દાન કરે છે, પરન્તુ મહોદાર તો પોતાના ઔદાર્યગુણે જ સર્વત્ર દાન કરે છે. અથવા મહોદારનાં–ભગવાનનાં–જે ચરિત્ર તદ્વાન્ તે મહોદારચરિત્રવાન્ તેથી શ્રીમદાચાર્યચરણ ભગવત્ત્વથી જ દાન કરે છે એમ અર્થ છે. અથવા મહોદારચરિત્ર–ભગવાન્–તદ્વાન્–તત્સહિત–તેથી રસસન્તોષે જ દાન કરે છે, તેથી મહોદારચરિત્રવત્ત્વની ઉક્તિથી લીલાએ જ દાન કરે છે, દાનમાં કોઇ પણ પ્રકારે વિચાર કરવા રહેતા નથી એમ ભાવ છે.

અદેયનું દાન કરવામાં ઔદાર્ય અપેક્ષિત છે તદર્થે શ્રીમત્પ્રભુચરણ શ્રીમદાચાર્યચરણનું મહોદારચરિત્રવાન્ એમ નામ ધરે છે. આસ્યરૂપતાએ લીલામાં પ્રથમ પણ શ્રીવ્રજસીમન્તિનીને અને હરિણ્યાદિને વેણુદ્વારા સુધાદાનથી ઉદારચરિત્રવત્ત્વ છે જ, તે ઉદારચરિત્રવત્ત્વને સાથે લઈને જ શ્રીમદાચાર્યચરણ પ્રકટ થયા છે એમ 'મતુપ્' પ્રત્યય જણાવે છે. અથવા

કર્મધારયથી મત્વર્થીય ન હોય એમ અનુશાસનથી બહુવ્રીહિની પ્રાપ્તિ થતાં **મહાન્** એવા અને ઉદાર તે મહોદારનાં–ભગવાનનાં–ઔદાર્યાદિ ચરિત્રો જેનાં અથવા જેમાં છે તેવા **મહોદારચરિત્રવાન્** શ્રીમદાચાર્યચરણ છે. પૂર્વવિશેષણવિશિષ્ટ 'ચરિત્ર' પદથી શ્રીમદાચાર્યચરણનાં ચરિત્ર રસાદેશે ક્રિયમાણ લીલારૂપ છે, આથી શ્રીમદાચાર્યચરણનો સર્વદા લીલાવેશ પણ સૂચવ્યો.

**મહોદારચરિત્રવાન્** એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધના પૂર્વાર્ધના એકોનવિંશ અધ્યાયાર્થનું બોધક છે. 'ઋ' ધાતુ ગતિવાચક છે, તેથી 'આર'નો અર્થ અરણ–વા ગમન થાય છે, ઊર્ધ્વ આર તે ઉદાર, અને મહાન્ ઉદાર તે **મહોદાર**, મહોદાર ચરિત્ર છે જેમનું એવા **મહોદારચરિત્રવાન્** શ્રીમદાચાર્યચરણ છે. અથવા મહાન્ ઉદાર જેમાં છે તે **મહોદાર**, એવું ચરિત્ર તે **મહોદારચરિત્ર**, અને તદ્વાન્ **મહોદારચરિત્રવાન્** શ્રીમદાચાર્યચરણ છે. 'હેમન્તમાં[1] પ્રથમ માસમાં' ઇત્યાદિ શ્લોકમાં આ સર્વ પ્રકાર સ્પષ્ટ છે. અથવા ઊર્ધ્વ ગમન જેનું છે તે ઉદાર, અર્થાત્ કદમ્બવૃક્ષ, **મહાન્** એવા **ઉદારમાં—કદમ્બમાં—ચરિત્રવાન્ મહોદારચરિત્રવાન્**, આ પ્રસઙ્ગની આજ્ઞા 'તેમનાં[2] વસ્ત્રો' ઇત્યાદિ શ્લોકમાં કરી છે. અથવા મહોદાર વરદાનરૂપ જે **ચરિત્ર તદ્વાન્**, 'આ[3] પ્રકટ પ્રદર્શિત શારદ રાત્રિમાં મારી સાથે તમે રમણ કરશો' એ શ્લોકમાં આ પ્રસઙ્ગની આજ્ઞા કરી છે. અથવા **મહોદારચરિત્ર** જેમનું છે તે **મહોદારચરિત્ર** વૃક્ષો તેમની સ્તુતિએ કરીને સ્વયં **મહોદારચરિત્રવાન્**, આ પ્રસઙ્ગની આજ્ઞા 'પત્ર[4], પુષ્પ, છાયા, મૂલ, વલ્કલ, કાષ્ઠ, ગન્ધનિર્યાસ ભસ્મ, અસ્થિ, તોકમે કરીને મનોરથોને પૂરે છે' એ શ્લોકમાં કરી છે.

**प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः**—પૂર્વોક્ત નામે નિરૂપિત સામર્થ્યવત્ત્વ કેવલ પુરુષોત્તમમાં જ સમ્ભવે છે, તદતિરિક્તમાં સમ્ભવતું નથી, શ્રીમદાચાર્યચરણનો તો પ્રાકૃત પ્રપઞ્ચમાં જ પ્રાદુર્ભાવ હોવાથી અને તદ્ધર્મવત્ત્વે–પ્રાકૃતધર્મવત્ત્વે–પ્રતીયમાન હોવાથી પૂર્વોક્ત સર્વ સામર્થ્યવત્ત્વ તેમનામાં કેવી રીતિએ સમ્ભવે છે એ શઙ્કાના નિરાસાર્થ લૌકિક પ્રપઞ્ચમાં પ્રાકટ્ય છે અને તદ્ધર્મવત્ત્વે પ્રતીત છે તથાપિ જે પ્રકારે શ્રીમદાચાર્યચરણનું પુરુષોત્તમત્વ સિદ્ધ થાય છે તે સિદ્ધિપ્રકારનું જ્ઞાન કરાવવાને શ્રીમત્પ્રભુચરણ શ્રીમદાચાર્યચરણનું **પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ** એમ વિંશ નામ ધરે છે. પ્રાકૃતની–સાધારણની–અનુકૃતિ–અનુકરણ–તદ્વદ્ આચરણ–એ જ વ્યાજે–મિષે–મોહિત કર્યા છે **અસુર**–અસુર સૃષ્ટિમાં ઉત્પન્ન–**માનુષ**–મનુષ્યો જેમણે એવા **પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ** શ્રીમદાચાર્યચરણ છે. કલિકાલતમશ્છન્ન દૃષ્ટિમાન્‌નું તેમ જ આસુરધર્મવિશવાન્‌નું પણ તત્સ્વરૂપના અજ્ઞાનથી, આસુરત્વ જ જાણવું. ઈશ્વરનું પ્રાકૃતાનુકરણ દેખીને દૈવજનનો પણ મોહ તો સમ્ભવે છે, તથાપિ આસુર જીવોના જ મોહક

---

१. हेमन्ते प्रथमे मासि । श्रीभा. द. पू. १९, १.

२. तासां वासांस्युपादाय नीपमारुह्य सत्वरः । श्रीभा. द. पू. १९, ९.

३. मयेमा रंस्यथ क्षपाः । श्रीभा. द. पू. १९, २७.

४. पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः ।
गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान् वितन्वते ॥ श्रीभा. द. पू. १९, ३४.

કેમ આ પ્રકારે શઙ્કા કરે તો સત્ય છે, પ્રાકૃતાનુકરણજનિત મોહ જ્યાં દેખાય છે ત્યાં આસુર જીવોમાં અથવા તદ્ધર્મવિશીઓમાં જ દેખાય છે; જેમકે કંસપૂતનાદિમાં. 'તે[1] શ્રીદેવકીજીને દેખાતે' એ શ્લોકમાં અલૌકિક ધર્મવત્ત્વે ગર્ભમાં પુરુષોત્તમની સ્થિતિ જાણીને પણ પછી કંસે શ્રીદેવકીજીનું જે નિગ્રહાદિક કર્યું તે પ્રાકૃતવત્જન્માદિજ્ઞાનનિમિત્તક જ છે, તેમ જ આગલ પણ શ્રીગોકુલમાં પ્રભુપ્રાકટ્યજ્ઞાનાનન્તર પણ પૂતનાદિનું પ્રેષણ અને પૂતનાદિની પણ ભગવાનનું ગ્રહણ કરવામાં નિઃશઙ્ક પ્રવૃત્તિ પણ 'નિજ[2] ઉરુ-અધિક-તેજ બાલનાટ્યે પ્રતિચ્છન્ન-તિરોહિત-કર્યું છે જેમણે તેવા બાલને' ઇત્યાદિ શ્લોકોક્ત અલૌકિકધર્માચ્છાદનપૂર્વકકેવલપ્રાકૃતબાલકતુલ્યધર્માનુકરણદર્શનનિમિત્તક જ છે. શુદ્ધ દૈવ જીવ બ્રહ્માદિને તો લૌકિકાનુકરણતુલ્ય ગર્ભસ્થિતિનું જ્ઞાન છે તથાપિ પુરુષોત્તમત્વે અને સ્વપક્ષપાતિત્વે પ્રભુ સ્તુત્ય જ થયા, પ્રાકૃતાનુકૃતિદર્શને તેમને અન્યથા બુદ્ધિ ન થઈ. એતાવત્ સર્વ જેમ ભગવાનમાં દેખાયું તેમ અત્ર પણ આચાર્યસ્વરૂપજ્ઞાનવાન્ ભક્તોને સ્વોદ્ધારકજ્ઞાનવત્ત્વે લૌકિકાનુકરણદર્શનમાં પણ પુરુષોત્તમત્વપ્રતીતિ જ થાય છે, આસુરજીવવત્ અન્યથા પ્રતીતિ તેમને કદાપિ નથી, એમ એતાવત્સર્વધર્મતુલ્યત્વ જણાવવાને શ્રીમત્પ્રભુચરણે આ 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ' એમ શ્રીમદાચાર્યચરણનું નામ ધર્યું છે. પ્રભુના પ્રાકટ્યસમયમાં મૂલસૃષ્ટિથી ઇતરને કોઇ હેતુથી કદાપિ શ્રીઅઙ્ગસ્પર્શ થાય અને તેથી તત્સમ્બન્ધે મૂલસ્વરૂપાનુભવજજ્ઞાનક્રિયા કિંચિત્ તેઓને પણ થાય એમ શઙ્કા થાય તો કહે છે કે આસુરાવેશીને દર્શનસ્પર્શાદિક તો થાય તથાપિ તેમને ભગવત્સ્વરૂપનું જ અજ્ઞાન હોવાથી પ્રાકૃતત્વનો જ અનુભવ થાય છે. વનમાં પ્રભુ મલ્લવિડમ્બન કરે છે ત્યારે કેવલ સ્ત્રીભાવાખિલસામગ્રીવિશિષ્ટ શ્રીઅઙ્ગનો વિહરણસમયવત્ તેમને સ્પર્શાદિક થાય છે જ પરન્તુ તત્સ્પર્શાદિજનિત અનિર્વચનીયાનન્દઘનરૂપસુખાવાપ્તિ જેવી વ્રજવરઘોષેન્દુવદના શ્રીગોપીજનને થાય છે તેવી તે કોઇને પણ નથી, કારણ કે સ્વરૂપાનુભવજ્ઞાનક્રિયાતારતમ્યપૂર્વકત્વથી જ સાધનતારતમ્યે સ્વયં પ્રકટ કરેલા સાક્ષાદ્ભગવન્મુખારવિન્દફલવિયોગાગ્નિભક્તિમાર્ગમાં સાક્ષાત્સ્વરૂપાનુભવસમ્બન્ધ ફલદાન છે, તેથી પ્રથમ સ્વરૂપભાવનાનો આશ્રય કરીને ભક્તિમાર્ગીયોએ દ્વિધાશૃઙ્ગારરસાત્મક ત્રિતયાત્મકસઙ્ખ્યામનું વિચિન્તન કરવું, તદનન્તર લીલાભાવનાનો આશ્રય કરીને ભાવભાવનાના પરામર્શના અતિપ્રાચુર્યવ્યાસઙ્ગસાધને જ સ્વરૂપસઙ્ઘાતવ્યાપ્તિએ તેઓ સ્વતન્ત્ર થાય છે, શ્રીવલ્લભનીલાગ્નિપર્યન્ત ગતિમાન્ થાય છે એમ ભાવ છે, તેથી તદીયોને પુષ્ટિમાર્ગીય મુક્તિદાનના પ્રસ્તાવમાં સાક્ષાત્સ્વરૂપાનુભવ જ પ્રધાનભૂત છે. આ પ્રકારે જ ભજનપરની ભજનમાર્ગમાં સ્થિતિ છે, તેથી પ્રાકૃતાનુકૃતિદર્શનથી મોહ તો આસુરોને અથવા તદ્ધર્મવિશીઓને જ થાય છે, તદીયોને તો સાક્ષાદ્ભગવન્મુખારવિન્દફલરસાસ્વાદનિરોધૈકાવશ્યક તદેકસ્ફૂર્તિએ કરીને તદતિરિક્તભાવનાવિષયગતિ જ અસમ્ભવિત જાણવી. તદીયને પ્રાકૃતધર્માનુકૃતિદર્શનથી અન્યથા બુદ્ધિ થતી નથી. જેવી રીતિએ રસાત્મબ્રહ્મ ભગવાનમાં વ્રજભક્તોને અલૌકિક દર્શન થયાં અનુભવ થયો, તદ્વત્ અત્ર પણ શ્રીમદાચાર્ય-

૧. तां वीक्ष्य कंसः प्रभया जितान्तरां विरोचयन्तीं भवनं शुचिस्मिताम्. ॥ श्रीभा. द. पू. २, २०.

२. बालं प्रतिच्छन्ननिजोरुतेजसं ददर्श तल्पेग्निमिवाहितम्भसि ॥ श्री. भा. द. ५–६७.

સ્વરૂપજ્ઞાનવાન્ શ્રીપદ્મનાભદાસાદિને સ્વોદ્ધારકજ્ઞાનત્વે લૌકિકાનુકરણદર્શનમાં પણ સાક્ષાત્સન્મનુષ્યાકૃતિ હુતાશનની જ પ્રતીતિ જ થાય છે, આસુર જીવવત્ અન્યથા પ્રતીતિ થતી નથી. આ પ્રકારે એતાવત્સર્વ બાહ્યાભ્યન્તર ધર્મની તુલ્યતા શ્રીમદાચાર્યચરણમાં જણાવવાને આ **પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ** નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું. યદ્યપિ આ પ્રકારે લૌકિકાનુકૃતિનો અઙ્ગીકાર કરીને દૈવસૃષ્ટ્યુદ્ધારાર્થ આ જગતમાં વિહરવાથી પ્રાકૃતાનુકૃતિનો અઙ્ગીકાર દૃશ્યમાન થાય તથાપિ વસ્તુવિચારે તત્પ્રાકૃતાનુકૃતિના અઙ્ગીકારનો પણ હેતુ ભક્ત પ્રતિ અનુગ્રહ જ છે, તદતિરિક્ત હેતુ જ નથી. તે ભક્તો નિજ ધામ ત્યજીને પ્રાકૃત મનુષ્ય લોકમાં આવ્યા, તેથી ભગવાને પણ તેમની ઉદ્ધૃત્યર્થ પ્રાકૃતાનુકરણાદિક કર્યું, તેથી તત્ર આસુરોને અને તદ્ધર્માવેશીને જ મોહાદિક થયો, ભક્તોને નહિ, તદ્વદ્ અત્ર પણ શ્રીમદ્વલ્લભાગ્નિના પ્રાદુર્ભાવપ્રસઙ્ગમાં પણ જાણવું. પ્રાકૃતની—લૌકિક—જીવની અનુકૃતિ—તદ્વત્ કાયક્લેશાદિસહન—તદ્વ્યાજે—તે મિષે—મોહિત કર્યા છે. અસુર માનુષ જેમણે એવા **પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષ** શ્રીમદાચાર્યચરણ છે. અનુકરણ વિના તેમની ઉદ્ધૃતિ ન થાય, તેથી જ પ્રાકૃતાનુકરણ છે.

પૂર્વ નામમાં શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી એ પ્રકારે સ્વસર્વસ્વનિધિદાનકર્તા મહોદારચરિત્રવાન્ શ્રીમદાચાર્યચરણ હોવાથી શ્રીમદાચાર્યચરણનું પણ અલૌકિકસ્વરૂપ હોવાથી લૌકિક વિષે પ્રાકટ્ય કરીને તત્સાધારણાનુકરણ શ્રીમદાચાર્યચરણમાં ઘટતું નથી એમ શઙ્કા થાય તો તેના સમાધાનાર્થ શ્રીમત્પ્રભુચરણ **'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ'** એમ શ્રીમદાચાર્યચરણનું નામ ધરે છે. આ તો આસુરમોહાર્થ અનુકરણ વ્યાજમાત્ર જ છે સ્વરૂપ તો તેવું અલૌકિક જ છે. વલી પ્રાકૃત અનુકરણમાં પણ દૈવોને, તેમાં પણ વિશેષતઃ ભક્તોને, તેવું અલૌકિક સ્વરૂપ જ અનુભૂત થાય છે, તેમને તેવા જ સ્વરૂપનાં દર્શન થાય છે, તેઓને તેવો જ અનુભવ થાય છે, તેથી અસુરોને જ સર્વદા મોહ થાય છે. મોહ તો તમોરૂપ જ છે, તેથી તામસ આસુરને શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનો પ્રકાશ થતો નથી. દૈવોને તો જેવો કૃપાતિશય તેવો સ્વરૂપજ્ઞાનાનુભવ, તેથી ભક્તોને તો અલૌકિક સ્વરૂપનો પ્રકાશ જ છે એમ સૂચન કર્યું.

એતાદૃશપૂર્વનામસૂચિત સ્વરૂપ જો શ્રીમદાચાર્યચરણનું હોય તો તેમનામાં પ્રાકૃતત્વપ્રતીતિ કેમ થાય છે એ શઙ્કાના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણે આ **'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ'** નામની આજ્ઞા કરી છે. **પ્રાકૃતોની અનુકૃતિનું—તેમના અનુકરણનું—**જે વ્યાજ—મિષ—તેણે કરીને મોહિત કર્યા છે આસુરો અને માનુષો જેમણે જેવું આસુરવ્યામોહત્વ ભગવાનનું દૃષ્ટિશ્રુતિગોચર છે તેવું જ શ્રીમદાચાર્યચરણનું પણ એમ અર્થ છે. અથવા પ્રાકૃતના અનુકરણે મોહિત કર્યા છે—મુક્ત્યાદિદાને કરીને સ્વીકૃત કર્યા છે—અસુરભાવ પ્રાપ્ત માનુષો જેમણે, અથવા સ્વીકૃત કર્યા છે અસુરો અને માનુષો જેમણે, એમ અર્થ છે.

પૂર્વ નામમાં આજ્ઞા કરી એવા અલૌકિક હોય તો પ્રાકૃત પ્રતીતિ કેમ થાય છે એમ શઙ્કા થાય તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ આ નામની આજ્ઞા કરે છે. પ્રાકૃતાનુકરણ તો વ્યાજમાત્ર છે, સ્વયં કાંઇ તેવા નથી. પ્રાકૃતાનુકરણ તો સ્વભાવતઃ આસુરોના—પ્રાવાહિક જીવોના—મોહાર્થ જ છે, અન્યથા પ્રાવાહિક જીવોને પણ સ્વરૂપજ્ઞાને કરીને ફલ પ્રાપ્ત થાય.

'प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः' એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધના પૂર્વાર્ધના વિંશતિતમ અધ્યાયાર્થનું બોધક છે. પ્રાકૃતની–સાધારણ મનુષ્યોની–અનુકૃતિના–-' લૌકિક[1] ગતિનું દર્શન કરાવતાં ભગવાને પુનઃ ગોપોને કહ્યું ' ઇત્યાદિના–વ્યાજે–મિષે –વિમોહિત કર્યા છે આસુર માનુષો–માથુરસ્થ બ્રાહ્મણો–જેઓશ્રીએ એવા, આ પ્રસઙ્ગની આજ્ઞા ' ખરે[2] ભગવાનની માયા યોગીઓની પણ મોહિકા છે જેથી નરોના ગુરુઓ અમે દ્વિજો નિજ સ્વાર્થમાં મોહીએ છીએ ' ' અન્ય[3] બ્રહ્માદિને ત્યજીને તથા ચાંચલ્ય–ગર્વાદિ દોષો પણ ત્યજીને જેમના પાદસ્પર્શની આશાએ–ચરણસેવામનોરથે–જેમને નિરન્તર લક્ષ્મી ભજે છે તેમની ઓદનયાચના–જનોની–વિજ્ઞ જનોની–પણ મોહિની છે ' એ શ્લોકોમાં કરી છે, અથવા પ્રાકૃતની ગોપોની–વિજ્ઞપ્તિરૂપ કૃતિથી અનુ–પછી–યાચનારૂપા કૃતિ તે વ્યાજે–મિષે–મોહિત કર્યા છે ઇત્યાદિ પૂર્વવત્, અથવા પ્રાકૃતને વિષે અનુકૃતિ જેમની છે તે પ્રાકૃતાનુકૃતિના [ ' તેનું[4] (સર્વ) અનુકરણ કરે છે ' એ સૂત્રના ભાષ્યમાં સર્વની ભગવદનુકૃતિ સિદ્ધ છે ] વ્યાજે મોહિતાસુરમાનુષ, આથી અનુકરણ પણ લોકશિક્ષાર્થ છે એમ કહેવાય છે. આ પ્રસઙ્ગની આજ્ઞા ' દેશકાલપૃથગ્દ્રવ્ય[5] ' ઇત્યાદિ શ્લોકમાં કરી છે.

वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत् सताम् ।
जनशिक्षाकृते कृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥ १२ ॥

આ શ્લોકમાં ૭ નામ છે.

૨૧. વૈશ્વાનરઃ ।
૨૨. વલ્લભાખ્યઃ ।
૨૩. સદ્રૂપઃ ।
૨૪. હિતકૃત્ સતામ્ ।
૨૫. જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃત્
૨૬. નિખિલેષ્ટદઃ ।

નમનપૂર્વક જપ નીચે પ્રકારે કરવો.

२१. वैश्वानराय नमः ।
२२. वल्लभाख्याय नमः ।
२३. सद्रूपाय नमः ।
२४. हितकृते सतान्नमः ।
२५. जनशिक्षाकृते कृष्णभक्तिकृते नमः ।
२६. निखिलेष्टदाय नमः ।

---

१. व्याजहार पुनर्गोपान् दर्शयंल्लौकिकीं गतिम् ॥ श्रीभा. द. पू. २०, १३.
२. नूनं भगवतो माया योगिनामपि मोहिनी । यद्वयं गुरवो नृणां स्वार्थे मुह्यामहे द्विजाः ॥ श्रीभा. द. पू. २०, ४०.
३. हित्वान्यान्भजते यं श्रीः पादस्पर्शाशयासकृत् । आत्मदोषापवर्गेण तद्याच्ञा जनमोहिनी ॥ श्रीभा. द. पू. २०, ४६.
४. अनुकृतेस्तस्य च ॥ उ. मी. १, ३, २२.
५. देशः कालः पृथग्द्रव्यम् ॥ श्रीभा. द. पू. २०, ४७.

**वैश्वानरः—**યદ્યપિ પૂર્વ આકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ એ નામની આજ્ઞા કરીને લૌકિકાનુકૃતિત્વમાં પણ સોપપત્તિક-યુક્તિપૂર્વક-પુરુષોત્તમત્વ નિરૂપણ કર્યું, તથાપિ તેમનું કૃષ્ણસ્વરૂપશુદ્ધપુષ્ટિમાર્ગપ્રવર્તકત્વ શ્રુતિસ્મૃત્યાદિ અનેક પ્રમાણે કરીને સર્વાધિકત્વજ્ઞાપન તથા સ્વભક્તિમાર્ગમાં અઙ્ગીકૃત જીવોનુ એતન્માર્ગના બોધે કૃતાર્થીકરણ ઇત્યાદિક પુરુષોત્તમ-રૂપમાં પણ અપ્રતીત છે તથાપિ તે સર્વ શ્રીમદાચાર્યચરણમાં કેમ પ્રતીત થાય છે તેમાં શો હેતુ છે એમ આશઙ્કીને તત્પ્રતીતિમાં પુરુષોત્તમમુખ્યાવયવરૂપત્વ પણ અત્ર શ્રીમદાચાર્યચરણમાં છે એમ જણાવવાને તધ્યેતુભૂત આ શ્રીમદાચાર્યચરણનું 'વૈશ્વાનરઃ' નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે. 'વૈશ્વાનરઃ' પદથી-'અગ્નિ[1] મુખ છે' એ શ્રુતિએ અગ્નિનું પુરુષોત્તમમુખરૂપત્વ કહ્યું છે તેથી તન્મુખસ્વરૂપાગ્નિનું આધિદૈવિકત્વ આનન્દ-રૂપત્વ અને મુખમાં વાક્ પણ હોય છે તેથી-વાગ્રૂપત્વ પણ સિદ્ધ છે. શ્રીમદાચાર્યચરણના શુદ્ધપુષ્ટિમાર્ગપ્રવર્તકત્વમાં જે અનુપપત્તિઓ આશઙ્કી હતી તે સર્વનો પરિહાર પુરુષોત્તમ-વાગ્રૂપત્વથી થયો એમ જાણવું. 'તત્ર અધિકનો અનુપ્રવેશ થયો ન તો તેની હાનિ[2]' એ ન્યાયે કાંઇ અનુપપત્તિ નથી. અત્ર પરામર્શવિષય અપેક્ષણીય છે, તદ્ધેતુ 'વૈશ્વાનરઃ' પદવડે પુરુષોત્તમમુખારવિન્દફલવિયોગસમ્બન્ધ્યન્ત અલૌકિકાગ્નિત્વનું નિરૂપણ હોવાથી અગ્નિશબ્દવાચ્યાર્થનો પરામર્શમાં મધ્યપાત હોવાથી અગ્નિતુલ્યત્વનો જ વિચાર હોવાથી, અલૌકિક અગ્નિનું જ અભિભાવન હોવાથી કેવલ લૌકિક અગ્નિમાં પૂર્વોક્ત પુષ્ટિભક્તિમાર્ગપ્રવર્તકત્વાદિ અખિલ સામર્થ્યનો અસમ્ભવ હોવાથી 'વૈશ્વાનરઃ' પદે કથન અનિર્વચનીય આનન્દાનુભવાનુરૂપવિશેષ વક્તવ્ય થાય છે, '[3]તે આ અગ્નિ વૈશ્વાનર જેથી પુરુષ જે આ પુરુષવિધને પુરુષાન્તરમાં પ્રતિષ્ઠિત જાણે' ઇત્યાદિ શ્રુતિમાં અગ્નિથી જ પુરુષપ્રાકટ્યની આજ્ઞા કરી છે, તેથી શ્રીમત્સ્વામિનીના વિરહા-ગ્નિથી જ 'કૃષ્ણ' પદાર્થનું પ્રાકટ્ય 'પુષ્ટિમાર્ગમાં તત્ત્વ ગૂઢ સ્ત્રીભાવ કૃષ્ણ-પદાર્થ છે એમ કવચિદ્-શ્રીવેણુગીતની શ્રીસુબોધિનીજીમાં-વિવૃત કરેલું છે' ઇત્યાદિ વાક્યોએ તત્ર તદગ્નિના સ્વરૂપાદિકની લૌકિકાગ્નિવદ્ ભાવના ન કરવી. એતદ્વિષયક જ શ્રીવલ્લભાષ્ટકમાં શ્રીમત્પ્રભુચરણે પણ 'જે[4] સન્મનુષ્યાકૃતિ અતિકરુણ છે તે હુતાશને પ્રપન્ન થાઉં છું' એમ હુતાશત્વની અને સન્મનુષ્યાકૃતિઉક્તિએ પૂર્વોક્ત શ્રુત્યર્થ જ દૃઢ કર્યો છે. 'તે આ અગ્નિ તે વૈશ્વાનર જેથી પુરુષ' શ્રુતિમાં 'જેથી પુરુષ' શબ્દે કરીને રસાત્મક પૂર્ણાનન્દસ્વરૂપે સ્વયં પુરુષોત્તમનું કથન છે. અત્ર પુરુષાન્તર પુરુષવિધનુ પુરુષોત્તમાકૃતિનું અધિષ્ઠાન છે એમ અર્થ છે એથી પરમાર્થતઃ આકૃતિ-મત્ત્વ આ વૈશ્વાનર અગ્નિમાં જ છે, 'સાક્ષાદ્ભજનાનન્દસ્વરૂપની રાસાદ્યનેક લીલાદિનું સાવયવત્વ મુખાગ્નિમાં જ નિશ્ચિત કરતી શ્રુતિ 'પુરુષવિધ' ઇત્યાદિથી આજ્ઞા કરે છે કે તે પુરુષ જેમ વિવિધલીલાભાવાત્મક છે તેમ જ તદગ્નિમાં પણ અવયવાદિનું નાનાત્વ તથાવિધત્વે જ જાણવું. તે અગ્નિથી જ્યારે બહિઃ પ્રાદુર્ભાવ થાય છે ત્યારે

---

१. अग्निर्मुखम् । २. अधिकं तत्रानुप्रविष्टं नतु तद्धानिः ।
३. स ह एषोऽग्निर्वैश्वानरो यतः पुरुषः यो हैनं पुरुषविधं पुरुषान्तरे प्रतिष्ठितं वेद ।
४. यः सन्मनुष्याकृतिरतिकरुणस्तं प्रपद्ये हुताशम् । श्रीवल्लभाष्टक, १.

દ્વિધાશૃઙ્ગારરસાત્મક બાહ્યાભ્યન્તરલીલારમણભાવાદિકે શુદ્ધબ્રહ્મસાકાર વિવિધલીલાનુકરણેવિશિષ્ટ નટવરવપુસ્વરૂપ નિગૂઢભાવરૂપ કૃષ્ણપદાર્થનું જ સમ્પાદન કરે છે, તેથી 'વૈશ્વાનર' પદનો ભાવાર્થ અત્યન્તસ્વીયસ્વભાવસમ્પત્તિમતી ગહનગતિરૂપાએ કરીને અત્યન્ત સાન્દ્ર છે, શુદ્ધસાકારબ્રહ્માખિલરાજધાનીસાહિત્યે રાજે છે, પ્રકાશે છે, શોભે છે. આમ હોવાથી યદ્યપિ લૈકિકાનુકૃતિત્વમાં લૈકિકાનુકરણ છે તથાપિ પૂર્વોક્તપ્રકારવિશિષ્ટ સ્વરૂપાનુભવીને તજ્જનિત–લૈકિકાનુકૃતિત્વજનિત–સંસર્ગની સમ્ભાવના પણ નથી એમ જણાવવાને 'વૈશ્વાનર' નામ ધર્યું છે. 'વૈશ્વાનર'પદે કરીને 'અગ્નિ મુખ છે' એ શ્રુત્યુક્ત દ્વિધાશૃઙ્ગારરસરૂપ પુરુષોત્તમમુખત્વ આ અલૌકિક અગ્નિનું કહ્યું, તેથી તન્મુખાગ્નિ શ્રીમદાચાર્યચરણના સ્વરૂપાનુભવાદિથી, તેવી સન્મનુષ્યાકૃતિ વિદ્યમાન છે, તથાપિ તદીય જનને સાક્ષાન્મુખારવિન્દફલવિયોગાગ્નિમાંથી ઉદ્ભૂત નટવરવપુઃસ્વરૂપનો જ અનુભવ થાય છે.

શ્રીમદાચાર્યસ્વરૂપમાં અન્ધકારનિવારણપૂર્વક પ્રકાશકધર્મનું કેવી રીતે નિરૂપણ થાય છે એમ શઙ્કા થાય તેના નિરાસાર્થ શ્રીતત્પ્રભુચરણે શ્રીમદાચાર્યચરણનું 'વૈશ્વાનર'નામ ધર્યું છે. વૈશ્વાનરત્વે કરીને સાક્ષાત્પુરુષોત્તમમુખારવિન્દાધિષ્ઠાતૃ અલૌકિક અગ્નિરૂપત્વ નિરૂપણ થયું, તેથી અન્ધકારનિવારણપૂર્વક જ્ઞાનપ્રકાશત્વ સિદ્ધ થયું.

અસુરોને તો મુક્ત્યભાવ છે તેમને મુક્તિનું દાન કેવી રીતે કરે છે એમ શઙ્કા થાય તેના નિરાસાર્થ 'વૈશ્વાનર' નામની આજ્ઞા કરી છે. શ્રીમદાચાર્યચરણ વૈશ્વાનર છે, અગ્નિસ્વરૂપ છે, તેથી જેવી રીતિએ અગ્નિ સર્વને દહે છે તદનન્તર જેવું દહન કરે છે તેનું અગ્નિત્વ પણ સંસિદ્ધ કરે છે, સર્વસેવ્ય પણ અગ્નિ છે, અગ્નિથી કાંઇ પણ હાનિ થતી નથી, તેમ શ્રીમદાચાર્યચરણ પણ કલ્મષવાનના પણ આસુર ભાવને દૂર કરીને તેમને મોક્ષ દાન કરે છે ઇત્યાદિ ભાવ છે.

દૈવ જીવને સ્વતઃસ્વરૂપજ્ઞાન થાય છે તદ્ધર્મસૂચક આ 'વૈશ્વાનર' નામ છે. યદ્યપિ અગ્નિપદે કરીને પણ તદ્ધર્મવત્ત્વ પ્રાપ્ત થાય છે, તથાપિ વૈશ્વાનરપદે કરીને આનન્દમય અલૌકિક અગ્નિ કહેવાય છે, ન તો પ્રાકૃતદેવતારૂપ. વૈશ્વાનરના અલૌકિકત્વનું આનન્દમયત્વનું તથા વિરુદ્ધધર્માશ્રયત્વનું નિરૂપણ '[1]વૈશ્વાનરશબ્દવાચ્ય સાધારણ શબ્દથી વિશેષ હોવાથી પરમાત્મા છે' એ અધિકરણમાં '[2]જે તો આ પ્રાદેશમાત્ર અભિવિમાન આત્મા વૈશ્વાનરને ચિન્તે છે' એ વિષયવાક્યમાં ભાષ્યમાં નિરૂપણ કર્યું છે. વિશ્વનું–જડનું–તથા નરનું–જીવનું–ભગવદંશત્વે કરીને દેવતાત્વ હોવાથી [3]દેવતાદ્વન્દ્વસમાસથી 'વિશ્વાનરૌ' પદ સિદ્ધ થાય છે અને વિશ્વાનરૌ નિવાસ જેના એમ નિવાસાર્થક અણ્ પ્રત્યયે કરીને સિદ્ધ વૈશ્વાનરપદનો અર્થ ભગવાન્ જ થાય છે. દૈવ જીવમાં ગૂઢતાપોહભાવનાર્થ ભગવાન્ જ આ વૈશ્વાનર છે.

વૈશ્વાનર એ નામ શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધ પૂર્વાર્ધના એકવિંશાધ્યાયાર્થનું બોધક છે. વૈશ્વાનરનો અર્થ વિશ્વ–સર્વ–નરના સ્વામી, આ પ્રસઙ્ગની આજ્ઞા

---

૧. वैश्वानरः साधारणशब्दविशेषात् । ब्र. सू. १,२,२४.

२. यस्त्वेतं प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते । श्री. अ. भा. पृष्ठ ३४५, छां. ५,११,२, ५,१४,२; ५,१५,२; ५,१६.२; ५,१७,२.

३. विश्वस्य जडस्य नरस्य जीवस्य च भगवदंशत्वेन देवतात्वाद् 'देवताद्वन्द्वे' चेति विश्वानरौ, तौ निवासो यस्येति 'तस्य निवासः' इत्यण्, तेन परमेश्वर एव वैश्वानरो भवति । श्री. अ.भा.पृष्ठ३५०.

कोउ कुलेह सुरङ्ग धरे सीस । पाग बन्धावहु गोकुल ईस ॥ ३९ ॥
तुम तो हो व्रजराजलडेते । सब लरिकनमें गुन वडेते ॥ ४० ॥
मोरचन्द्रिका गुंजाहार । व्रजभक्तनके प्राण आधार ॥ ४१ ॥
कोउ नयन अञ्जन अञ्जवावे । कोउ मृगमदतिलक लगावे ॥ ४२ ॥
पहोपमाल ले कण्ठ लगावे । सङ्केत सदनकी ठोर बतावे ॥ ४३ ॥
रत्नजटित मुरली कर दई । मोहन परम प्रीतिसों लई ॥ ४४ ॥
तब आई वृषभानदुलारी । छवीपर वारी कोटि कुमारी ॥ ४५ ॥
अञ्जन दृग केसरकी आड । सब युवतिनमें लाडीली लाड ॥ ४६ ॥
हठ करी हरि शृङ्गार करावे । बहुविध भूषण वसन बनावे ॥ ४७ ॥
नखशिखलों शृङ्गार करावे । देख गोपाल अति सचुपावे ॥ ४८ ॥
मधुमेवा अरु बहोत मिठाई । मुदित यशोमति गोद भराई ॥ ४९ ॥
सन्मुख आय रही व्रजनारी । दर्पण देखहु कुञ्जविहारी ॥ ५० ॥
वे तो हरिमुखकमल निहारे । हरि-राधाविधुवदन निहारे ॥ ५१ ॥
शोभा देख रही व्रजनारी । हसहस देत परस्पर तारी ॥ ५२ ॥
श्रीगोपीवल्लभ भोग धर्यो । सो तो भुवनभुवन प्रति कर्यो ॥ ५३ ॥
पूरी दधि सन्धानो शाक । माखन चूरो बहुविध पाक ॥ ५४ ॥
सबहिनके मनरञ्जनकारन । प्रेमसहित लीनो मनभावन ॥ ५५ ॥
भोग सराय वीरा जब दीनो । विविध भांत मनोरथ कीनो ॥ ५६ ॥
मनसापूरण नन्दकुमार । ठाडे हे यशोमतिके द्वार ॥ ५७ ॥
मैया मथि मथि धैया प्यावे । वारवार उर अन्तर लावे ॥ ५८ ॥
चेनी वडे लाल पय पीजे । इतनो कह्यो हमारो कीजे ॥ ५९ ॥
धोरीको पय परम रसाल । सात घुंट जो पीजे लाल ॥ ६० ॥
वदन धोय वीरा जब लीनो । मैया तबहिं खिलोना दीनो ॥ ६१ ॥
ठाडी रही रोहिणी रानी । मीठी वात कही मनमानी ॥ ६२ ॥
खीर सिरात स्वाद नहि आवे । ग्रास द्वे मुख मेलो जो भावे ॥ ६३ ॥
अति हितसों तब भोजन कीनो । तबहि मात खिलोना दीनो ॥ ६४ ॥
खेलत फिरत सखा सङ्ग लीने । खिरक खोरी गहर रसभीने ॥ ६५ ॥
अतिमवीन यशोमतिको पूत । सबहिनको मन लीनो धूत ॥ ६६ ॥
चोरी कर सबहिन सुख देत । गोपीनको सर्वस्व हरी लेत ॥ ६७ ॥

कर सङ्केत बुलाई गोपी । इन तो सब मर्यादा लोपी ॥ ६८ ॥
सबहिनको कियो मनभायो । या कारण यह व्रजमें आयो ॥ ६९ ॥
यशोमति सखियनकों जु बुलावे । कमलनयनकुं कहूं नहि पावे ॥ ७० ॥
देखो री गोपाल कहां हे खेलत । कहो जाय यशोमति तोंहि बोलत ॥७१॥
तब माताकी जानी प्रीत । आय गये गिरिधारी मीत ॥ ७२ ॥
बेठे आय कनक आसनपर । नन्दराय पकरे करसों कर ॥ ७३ ॥
भोजनको बेठे नन्दराय । तुम सङ्ग भोजन करहुं आय ॥ ७४ ॥
कनकवरन झारी यमुनाजल । भरि लीनी यशोमति मन उज्ज्वल ॥७५॥
पनवारो जोयों विस्तार । तापर धर्यो कनकको थार ॥ ७६ ॥
वेला छोटे मोटे धरें । चमचा रत्नजटित तहां खरे ॥ ७७ ॥
चन्दन धूप कीनो ता ठोर । हितसों प्रभुजी लीनो कोर ॥ ७८ ॥
मिरचनके कीने बहु शाक । हितसों रोहिणी कीने पाक ॥ ७९ ॥
ठाढे मुग ओर दार बनाई । ताके पास कढी ले आई ॥ ८० ॥
अतिसुगन्ध चावरको भात । प्रीतिसों धर्यो हे यशोमति मात ॥ ८१ ॥
शिखरण भात दहिको भात । खाटो ओर वडीको भात ॥ ८२ ॥
तीन भांतिकी तुरई करी । भूंजे पापर तिलवडी करी ॥ ८३ ॥
भरता बेंगन चकता करे । अरवी सुरन सेम ले धरे ॥ ८४ ॥
करेला सुरेला कंकोरा करे । खडरा खडरी गलका धरे ॥ ८५ ॥
विविध भांतकी भाजी करी । बहोत भांतकी कचरी तरी ॥ ८६ ॥
सकरकन्दको मीठो शाक । पेठामां मिश्रीको पाक ॥ ८७ ॥
रायता कीने इक्कीस भांति । सन्धानाकी केतिक पांति ॥ ८८ ॥
विलसारू कीनो जो बनाय । जेवत हरिको मन न अघाय ॥ ८९ ॥
व्यञ्जन बहुविध गिने न जाय । वारि वारि यशोमति माय ॥ ९० ॥
पुरी रोटि लीटी करी । मीसी रोटि घीसों भरी ॥ ९१ ॥
माखन धूरो पास धरायो । लुचइ ले सिखरनसों खायो ॥ ९२ ॥
सेव बहुत चूरासो करी । सो तो जाय निकट ले धरी ॥ ९३ ॥
वरा मठाके सुन्दर कीने । तिनकुडा अतिहि रसभीने ॥ ९४ ॥
मैया मोकों सिखरन भावे । वेला भरि भरि रोहिणी लावे ॥ ९५ ॥
सुरभिघृतसों वेला भर्यो । सो तो जाय शिखरपर धर्यो ॥ ९६ ॥

ओट्यो दूध दहिको वेला । मीठे आम ओर सुन्दर केला ॥ ९७ ॥
अरवीको सीरा जो कीनो । सो तो प्रभुने रुचिसों लीनो ॥ ९८ ॥
खरबुजा ओर आलो मेवा । यह विध यशोमति कीनी सेवा ॥ ९९ ॥
छोक्यो मठा परम सुखदायक । सो तो केवल हरि जुके लायक ॥१००॥
यह विध लालन भोजन कीनो । मात यशोमतिकों सुख दीनो ॥१०१॥
करि आचमन ठाडे आङ्गनमें । अति सुगन्ध बीरी आननमें ॥१०२॥
श्रीकरमें बीरा बहु लीए । सो तो बांट सबनकों दीऐ ॥ १०३ ॥
थांक विचित्र कुन्दकी माला । ले आई पहेरे नन्दलाला ॥ १०४ ॥
कर मुरली ओर बेत गहाई । व्रजवनिता देखे सुख पाई ॥ १०५ ॥
नीराजन बहुविधिसों कीनो । शोभा निरख वारनो लीनो ॥ १०६ ॥
जबलगि हरि भोजन करि आवे । तब लगि सहचरी कुञ्ज बनावे ॥१०७॥
झोली भर भर पहोंप ले आवे । परम प्रीतिसों सेज विछावे ॥ १०८ ॥
फूलनकी शय्या ले रचे । तकिया गेंदुआ फूलनसो खचे ॥ १०९ ॥
सेज बन्द लालनके करे । रङ्ग रङ्ग फूलनसों भरे ॥ ११० ॥
फूलनके महल खम्भ चोवारे । फूलन कलश धरे अति भारे ॥ १११ ॥
अङ्गरागके वेला भरे । अतिसुगन्ध बीरा तहां धरे ॥ ११२ ॥
पहोंपमाल ले सुन्दर करी । सो तो प्यारी उर पर धरी ॥ ११३ ॥
फूलनके पङ्खा ले आवे । सो तो कमलनयनको भावे ॥ ११४ ॥
पोढे प्रिया अरु प्यारी सङ्ग । विविध भांति वरषत रसरङ्ग ॥११५॥
सकल पदार्थ ले आगे धरे । विविध मनोरथ मनके करे ॥ ११६ ॥
विविध भांति प्रियके सङ्ग खेली । रस मर्यादा सब ले पेली ॥११७॥
श्रमकन सुभग अङ्गपर आई । रसभरि पोढे कुंवर कन्हाई ॥ ११८ ॥
जालरन्ध्र व्हे सहचरी देखे । अपनो जन्म सफल करी लेखे ॥ ११९ ॥
घण्टानाद भयो सब ठोर । शङ्खनकी ध्वनि भई चहुं ओर ॥ १२० ॥
ध्वनि सुनि श्रीगोवर्धनधर जागे । मानो प्रेमासिन्धुमें पागे ॥ १२१ ॥
काकरी बीज खोवा अरु पना । केला आम खरबूजा घना ॥ १२२ ॥
फलफलेरीसों भाजन भरे । सो ले कुञ्जभवनमें धरे ॥ १२३ ॥
ग्वाल अपनी सुरभि देखी । फिर कछु मनमें मनसा लेखी ॥ १२४ ॥
वेणु वेत ले चले कन्हाई । देख सहचरी अति सचुपाई ॥ १२५ ॥

आगे गोधन पाछे ग्वाल । मध्य विराजत गिरिधरलाल ॥ १२६ ॥
गोरजमण्डित कर्बुर केस । शोभित हे अतिसुन्दर वेस ॥ १२७ ॥
मणिमाला गुञ्जाफल गरे । गोरी राग बेणुमें करे ॥ १२८ ॥
सन्ध्याभोग हे वाहीको नाम । सो तो लीनो तहांहि ठाम ॥ १२९ ॥
व्रजवनिता आई चहुं ओर । श्रीमुख निरखत भयो प्रमोद ॥ १३० ॥
अतिविरहिन जे व्रजकी बाला । घेर लीये तव मदनगोपाला ॥ १३१ ॥
कछुक मनोरथ उनको कीनो । गोविन्द गोपीनको सुख दीनो ॥ १३२ ॥
करी सत्कार चले आगेते । करी सङ्केत रहे पाछेते ॥ १३३ ॥
नन्दभवनमें ठाडे आय । प्रमुदित भई यशोमति माय ॥ १३४ ॥
विविध भांति आरति उतारी । करमें लिये कञ्चनकी थारी ॥ १३५ ॥
भीतर भवन पधारे लाल । जुरी आई सब व्रजकी बाल ॥ १३६ ॥
कोउ तो शृङ्गार बडावे । कोउ जल फुलेल ले आवे ॥ १३७ ॥
कोउ मर्दन मज्जन करे । अङ्गवसन ले आगे धरे ॥ १३८ ॥
वेणु वेत सेली कर लये । हरिजु तवहि खिरकमें गये ॥ १३९ ॥
सहज शृङ्गार किये अतिशोभित । निरखत तनमन अतिसे लोभित ॥१४०॥
धोरी धूमर गङ्ग बुलाई । काजर पियरी दोरी आई ॥ १४१ ॥
भांतभांतिके रोहिणी करे । भाजन ले सब रससों भरे ॥ १४२ ॥
वे तो व्रजवनितनसङ्केत । वे सबहिनको बोले लेत ॥ १४३ ॥
व्रजवनिताकी जानी प्रीति । ग्वालभोग लीयो रसरीति ॥ १४४ ॥
*सबहिनको कियो मनभायो । ता कारण यह व्रजमें आयो ॥ १४५ ॥*
यशोमति भोज दीनो साज । वेग आइयो मोहन आज ॥ १४६ ॥
यमुनाजलसों झारी भरी । ले उठाय हरि पासे धरी ॥ १४७ ॥
दोउ भैया भोजनकों आये । यशोमति कनक पाट बेठाये ॥ १४८ ॥
दारभात मिरचनको शाक । हितसों रोहिणी कीनो पाक ॥ १४९ ॥
दुग्धोदन अति मोकों भावे । वेला भरि भरि यशोमति लावे ॥ १५० ॥
यह विधि लालन भोजन कीनो । मात यशोमतिको सुख दीनो ॥ १५१ ॥
ब्यारु करी ऊठे मनमोहन । लागि रही यशोमति अति गोहन ॥ १५२ ॥
ओट्यो दूध कपूर मिलाई । डवरा भरिके रोहिणी लाई ॥ १५३ ॥
इच्छाभोजन कर सुख पायो । तब रानी आचमन करवायो ॥ १५४ ॥

अतिसुगन्ध बीरी मुख करी । पहोंपमाल श्रीकण्ठ ले धरी ॥ १५५ ॥
करि आरति श्रीमुख जब देख्यो । अपनो जन्म सफल कर लेख्यो ॥१५६॥
रुनझुन करत अङ्गुरिया गहे । मात यशोमति सब सुख लहे ॥१५७॥
सुखशय्या पोढे हरिराय । चांपत चरण यशोमति माय ॥ १५८ ॥
भांतभांतकी कहानी कहे । हरि हुंकारी फिर फिर लहे ॥ १५९ ॥
नित्यलीला कहो केसें कहे । सो तो व्रजजन मनमें लहे ॥ १६० ॥
नन्दभवनकी लीला कहे । मानुष देह धरि सब सुख लहे ॥ १६१ ॥
श्रीगिरिधरकी लीला गावे । रसिक चरणकमलरज पावे ॥ १६२ ॥

॥ इति श्रीहरिरायकृत नित्यलीला ॥

## आनन्दसंवलित एक नूतन श्राव्य.

શ્રીજગન્નાથપુરીમાં શ્રીમહાચાર્યચરણની બેઠક છે, તે સ્થલ કતિપય સમયથી તત્રત્ય કોઇ રામાનુજીયના હસ્તગત થયું હતું. તેમાં શ્રીવલ્લભીય વૈષ્ણવોને દર્શસ્પર્શાદિકનો સ્વાતન્ત્ર્યપૂર્વક લાભ ઉપલબ્ધ ન હતો. સામ્પ્રત વર્ષમાં તિલકાયિત શ્રીમદ્‌ગોસ્વામી શ્રીગોવર્ધનલાલજી શ્રીજગન્નાથપુરીમાં પધાર્યા તે સમયે તેઓશ્રીએ સ્વનૈપુણ્યથી તે સ્થલ સ્વહસ્તગત કરી લીધું છે, જેથી અતઃપર વૈષ્ણવોને શ્રીમહાચાર્યચરણસેવારસાસ્વાદનો અનિર્વર્ણનીય લાભ થતાં શ્રીતિલકાયિતને પરમોપકારપૂર્વક જેટલો ધન્યવાદ ન સમર્પીય તેટલો ઓછો છે. આથી પણ વધારે ધન્યવાદના કેન્દ્રરૂપ થવાને આ પ્રસ્તુત પ્રસઙ્ગમાં આવશ્યક નિવેદન કરીને તેઓશ્રીનું ધ્યાન આકર્ષીએ છીએ. નિજ કુલથી અને અમુક પરિમિત બ્રાહ્મણજાતિથી વ્યતિરિક્તને સ્વમાર્ગમાં શ્રીનાથજીપ્રભૃતિના સ્પર્શજન્ય સુખનો લાભ સર્વથા અલભ્ય થઈ ગયો છે, જેથી વૈષ્ણવોની સ્વાચાર્યસેવિત સ્વરૂપના સ્પર્શસુખની અભિલાષાને સફલિત કરવાનું સ્થાન શ્રીમહાચાર્યચરણપ્રભૃતિની બેઠકો જ રહી છે. સદ્‌ભાગ્યે આ બેઠકો પ્રાયઃ શ્રીમદ્‌ગોસ્વામિતિલકાયિત શ્રીગોવર્ધનલાલજીની વ્યવસ્થા નીચે છે, અને ત્યાં ભાવુક ભગવદીયો નિત્યરાસલીલૈકતાત્પર્ય શ્રીમહાચાર્યચરણની ઝારી વગેરેની સેવા કરીને સ્વકીય ઉત્કટ અભિલાષાને આનન્દપૂર્વક તૃપ્ત કરે છે, પરન્તુ પચ્ચીસ વર્ષથી સમગ્ર બેઠકોમાં ઐચ્છિક ભેટને સ્થાને નિયત ભેટનો આગ્રહ કરવામાં આવે છે તેથી સામાન્યસ્થિતિવાન્ વૈષ્ણવની અલભ્યરસાસ્વાદજ તૃપ્તિ અલભ્ય જ રહે છે. અત્ર વ્રજનું જ દૃષ્ટાન્ત ગ્રહણ કરીને વિચારીએ તો વ્રજમાં શ્રીમહાપ્રભુજીપ્રભૃતિની આશરે ૩૦થી ન્યૂન બેઠકો નથી જ. આ પ્રતિબેઠક સપાદપઞ્ચ–સવાપાંચ–રૂપ્યક ભેટનો નિયમ સાધારણ આર્થિકસ્થિતિવાન્ વૈષ્ણવોને સેવામાં એક આઘાતરૂપ થાય છે. આ પ્રકારે વૈષ્ણવોના નૈરાશ્યના નિઃશ્વાસરૂપ ભેટપ્રતિ તેઓશ્રીનું અમે નમ્રતાથી પરન્તુ દૃઢતાથી ધ્યાન આકર્ષી વિજ્ઞપ્તિ કરીએ છીએ કે આ નિયમિત ભેટને વૈષ્ણવની ઇચ્છાનુસાર ભેટના રૂપમાં મુકીને યત્કઞ્ચન નિષ્કિઞ્ચન પણ ભક્ત શ્રીમહાચાર્યપ્રભૃતિની સેવાનો રસાસ્વાદલાભ લે એમ વ્યવસ્થા કરી શ્રીમદ્‌ગોસ્વામિતિલકાયિત અધિકાધિક યશસ્વી થાય.

વ્રજભક્તના પ્રતિબન્ધની નિવૃત્તિપૂર્વક વર્ણનશક્તિહેતુનું-ગુણલીલાવિશિષ્ટ ઉદ્બુદ્ધશૃઙ્ગારરસરૂપ સ્વરૂપાત્મક વેણુનાદનુ-વર્ણન કરીને ૫૪ શ્લોકસ્થ इतिवेणुरवं પદે કરીને અનુવર્ણનનુ સમર્થન કર્યું. કાર્યતઃ કારણતઃ ફલતઃ અને સ્વરૂપતઃ એમ ચતુર્ધા વેણુગીતવર્ણનના ઉપક્રમમાં પ્રતિબન્ધ થયો, તથાપિ પૂર્વોક્ત પ્રકારે જ્યારે તે પ્રતિબન્ધ નિવૃત્ત થઈ ગયો ત્યારે ચતુર્ધા વેણુગીતવર્ણન થયું જ. ઉક્ત ચતુર્ધા વર્ણનમાં वृन्दावनं सखि भुवो वितनोति कीर्तिम् ઇત્યાદિ શ્લોકમાં કાર્યતઃ વેણુગીતનું નિરૂપણ છે, अक्षण्वतां फलमिदं न परं विदामः ઇત્યાદિ શ્લોકમાં કારણતઃ વેણુગીતનું નિરૂપણ છે, કારણ કે વેણુગીતનું કારણ ભગવન્મુખારવિન્દ છે અને ભગવન્મુખારવિન્દનું વર્ણન એ શ્લોકમાં છે, गोप्यः किमाचरदयं कुशलं स्म वेणुः શ્લોકમાં ફલતઃ વેણુગીતનું નિરૂપણ છે, અને गा गोपकैरनुवनं नयतोः શ્લોકમાં સ્વરૂપતઃ વેણુગીતનું નિરૂપણ છે. નાદને વિષે અનુભૂયમાન સ્વરૂપનો જ અનુભવ થયો, પૃથક્ નહિ, ભગવદ્વિરહિણી ગાનકર્ત્રી દૂર વ્રજમાં છે, તેથી અત્ર તો જે સ્વરૂપાનુભવ થયો તે પણ નાદદ્વારા જ થયો એમ જાણવું.

સ્મરવેગે ચિત્તચાઞ્ચલ્યવશાત્ શ્રીગોપીજન આ પ્રકારે વિક્ષિપ્તમનસ્ક થઈ ગયાં,-હે નૃપ! હે પરીક્ષિત્! તું તો ધર્મવાન્ છે, જીતેન્દ્રિય છે, ધીર રસાનભિજ્ઞ છે. (૪)

શ્રીગોપીજનથી જે વર્ણન ન થઈ શક્યું તે વર્ણન શ્રીગોપીજનની વર્ણનાશક્તિ જણાવવાને શ્રીશુક સ્વયં જ પઞ્ચમ શ્લોકમાં કરે છે.

बर्हापीडं नटवरवपुः कर्णयोःकर्णिकारं
बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीञ्च मालाम्।
रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै—
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥५॥

* અત્ર આ પ્રકારે શઙ્કા ઉદ્ભવે છે. આ પઞ્ચમ बर्हापीडं नटवरवपुः कर्णयोःकर्णिकारं શ્લોકનો સમ્બન્ધ જ પૂર્વ તેમ જ ઉત્તર શ્લોક

**असङ्गति.** સહ નથી, પૂર્વ ચતુર્થ શ્લોકમાં वर्णयितुं नाशकन्‌થી શ્રીગોપીજનની વર્ણનાશક્તિ કહીને પ્રસ્તુત પઞ્ચમ શ્લોકમાં वृन्दावनं प्राविशत्‌થી વૃન્દાવનપ્રવેશ કહે છે અને અગ્રિમ ૫૪ શ્લોકમાં इतिवेणुरवं श्रुत्वा वर्णयन्त्योभिरेभिरે‌થી વેણુરવનું શ્રવણ કરીને વર્ણનનો અભિરમ્ભ[1] કર્યો એમ શ્રીશુક કથે છે, અત્ર મધ્યશ્લોકોક્ત વૃન્દાવનપ્રવેશ નથી પૂર્વશ્લોકોક્ત વર્ણનાશક્તિનું કાર્ય કે નથી ઉત્તરશ્લોકોક્ત વર્ણનાભિરમ્ભનું કારણ, તેથી આ મધ્ય પઞ્ચમ અસમ્બદ્ધ અનન્વિત શ્લોકની સ્પષ્ટ જ કાર્યકારણાભાવરૂપ અસઙ્ગતિ છે. અથવા, જો કૃષ્ણચેષ્ટિતસ્મરણ જ વર્ણનાશક્તિનું કારણ છે તો તે સ્મરણ તો પઞ્ચમ શ્લોકથી અગ્ર પણ આવશ્યક હોવાથી વિદ્યમાન જ છે, તેથી ચતુર્થ શ્લોકમાં સ્મરણથી વર્ણનાશક્તિ અને પઞ્ચમશ્લોકાનન્તર સ્મરણ છતાં વર્ણન એમ પણ સ્પષ્ટ જ આ શ્લોકની અસઙ્ગતિ છે.

* આ પ્રકારનાં ચિન્હદ્વયમધ્યનો ભાગ શ્રીપુરુષોત્તમજીના અભિપ્રાયે શ્રીગુસાંઈજીના સ્વતન્ત્ર લેખને અનુસરે છે.

૧. આરમ્ભ.

**સમાધિ.**

ઉક્ત અસઙ્ગતિના સમાધિનો પ્રકાર આ છે. આ અધ્યાયના પ્રથમ શ્લોકમાં न्यविशत् પદથી પ્રવેશમાત્ર કહ્યો પરન્તુ પ્રવેશાનન્તર ઈપ્સિતતમ કર્મનું અથવા ભગવત્કૃત જ કર્મનું કથન નથી, દ્વિતીય શ્લોકમાં चुकूज वेणुम् પદથી પ્રથમ વેણુકૂજનનું કથન કર્યું, તદનન્તર તૃતીય શ્લોકમાં तद् व्रजस्त्रिय आश्रुत्य પદથી શ્રીવ્રજજને તે કૂજનનું શ્રવણ કર્યું એમ કહ્યું, તેથી કૂજનના જ સ્વભાવથી શ્રીગોપીજનના ભાવનું ઉદ્દીપન થઈ ગયું એમ પ્રાપ્ત થાય છે, તદનન્તર અગ્રિમ વર્ણનાદિ કાર્યાર્થં પ્રિયતમે લીલાવિશિષ્ટસ્વરૂપનું વેણુદ્વારા કૂજનાતિરિક્ત જે ગાન કર્યું તે ગાનનું પણ શ્રવણ શ્રીગોપીજને કર્યું એમ તૃતીયશ્લોકોક્ત वेणुगीतम्પદથી સ્પષ્ટ જણાય છે, તેથી તૃતીય-શ્લોકસ્થ આશ્રુત્યપદની શ્રોતવ્ય કૂજનના અને વેણુગીતના ભેદે કરીને અર્થાત્ જ આવૃત્તિ જાણવી, જેથી શ્રીગોપીજને પ્રથમ પ્રિયતમકૃત કૂજનનું શ્રવણ કર્યું અને તદનન્તર સ્મરોદય વેણુગીતનું પણ શ્રવણ કર્યું એમ ફલિત થઈ રહે છે. દ્વિતીય શ્લોકમાં તો जगौ પદ નથી માત્ર चुकूज પદ જ છે તથાપિ તૃતીય શ્લોકમાં आश्रुत्य वेणुगीतम् પદમાં गीतम् પદ કેમ કહ્યું એ શઙ્કાનો પણ પરિહાર આશ્રુત્ય પદની આવૃત્તિથી થઈ જાય છે. તૃતીય શ્લોકમાં तत् પદે પૂર્વશ્લોકસ્થ કૂજનનો અનુવાદ કરીને તદનન્તર आश्रुत्य वेणुगीतं स्मरोदयम् કહ્યું, તેથી ભગવત્કૃત દ્વિતીય ગાનક્રિયા પણ અર્થાપત્તિથી આક્ષિપ્ત જ થઈ રહે છે. પ્રથમ કૂજનક્રિયાથી જે સ્મરોદય થયો તે તો માત્ર પ્રાસઙ્ગિક છે, પરન્તુ દ્વિતીય ગાનક્રિયાથી જે સ્મરોદય થયો તે તો વસ્તુતઃ ઉદ્દેશ જ છે, સ્મરોદય થાય એમ ઉદ્દેશપૂર્વક જ પ્રિયતમે આ દ્વિતીય ગાનક્રિયા આચરી છે. કૂજનથી ગીત ભિન્ન છે, ગીત તો સ્પષ્ટાર્થક અને રસનિરૂપક હોય છે, તેથી ગીતશ્રવણથી, લીલા-વિશિષ્ટ સ્વરૂપનો શાબ્દ અનુભવ હૃદયમાં થયો, અને તેથી જ ગીતશ્રવણજન્ય લીલાવિશિષ્ટ-સ્વરૂપશાબ્દાનુભવાનન્તર પ્રિયતમના ચેષ્ટિતના અનુભવથી કૃષ્ણચેષ્ટિતનું સ્મરણ થયું, અને પ્રિયતમચેષ્ટિતસ્મરણાનન્તર શ્રીગોપીજન તાદૃશ સ્વરૂપ વિના રહી જ ન શક્યાં, તેથી તદ્-ભાવસ્વભાવથી જ તે ચેષ્ટિતનું અનુવર્ણન તેમણે આરમ્ભ્યું એમ તૃતીય શ્લોકની સમાપ્તિમાં કહ્યું. ગુણલીલાવિશિષ્ટ સ્વરૂપનો સર્વાંશે અનુભવ થાય ત્યારે જ આ વર્ણન થઈ શકે, પરન્તુ પ્રકૃત પ્રસઙ્ગમાં તો પ્રિયતમે જે ગાનક્રિયા કરી તે સ્મરોદયને જ ઉદ્દેશીને કરી તેથી, પ્રિયતમે શાબ્દ અનુભવ કરાવ્યો તે અપરોક્ષાનુભૂત્યર્થં નહિ પરન્તુ માત્ર સ્મરણસિદ્ધ્યર્થં જ હતો તેથી, શ્રીગોપીજનને સર્વાત્મભાવે—સર્વાંશે—પ્રિયતમનો સ્વરૂપાનુભવ ન થયો, અને તેથી જ તેમને વર્ણનાશક્તિ પ્રાપ્ત થઈ. શ્રીગોપીજનની વર્ણનશક્તિ જ ન રહી[1] ત્યારે ચિકીર્ષિત લીલા પણ સિદ્ધ થઈ શકશે નહિ એમ જોઈને પ્રભુએ એવા તો અપૂર્વ નાદનું પ્રાકટ્ય કર્યું કે જે નાદના શ્રવણે કરીને ગુણલીલાવિશિષ્ટ ઉદ્બુદ્ધરસાત્મકસ્વરૂપનો સર્વેન્દ્રિ-યમાં[2] પ્રાણમાં અન્તઃકરણમાં અને જીવમાં પૂર્ણ પ્રાદુર્ભાવ થયો, ત્યારે શ્રીગોપીજન વર્ણન અને અભિતઃ રમણ પણ કરી શક્યાં. આ પ્રકાર હોવાથી શ્રીશુકે પ્રથમ ચતુર્થ શ્લોકમાં વર્ણનાશક્તિ કહી, પ્રકૃત મધ્ય પઞ્ચમ શ્લોકમાં વર્ણનશક્તિનું કારણ કહ્યું, અને અગ્રિમ ષષ્ઠ શ્લોકમાં रन्ध्रान्वेणोः પદને रन्ध्र વિશેષણ સમર્પીને આ નવ્ય વેણુરવ કાંઈ પૂર્વવત્ કેવલ જ વેણુરવ નથી, પરન્તુ પઞ્ચમશ્લોકોક્તસ્વરૂપાત્મક છે એમ સિદ્ધ કરીને વેણુનાદનું વૈશિષ્ટ્ય

---

૧. અત્રાર્થેન વર્ણનાશક્તિ વિશદ કરી.

૨. આન્તર રમણમાં પ્રભુપ્રાદુર્ભાવ દેહમાં ન હોવાથી અત્ર દેહનું કથન નથી.

પ્રકટ કર્યું. પ્રથમનો વેણુરવ આવો ન હતો તેથી શ્રીગોપીજન તે વેણુનાદનું શ્રવણ કરીને વર્ણન કરી શક્યાં નહિ, પરન્તુ આ બર્હાપીડશ્લોકોક્ત વેણુનાદનું શ્રવણ કરીને તો વર્ણન અને અભિતઃ રમણ પણ કરી શક્યાં, તેથી આ શ્લોકની સઙ્ગતિ નિષ્પ્રત્યૂહ સિદ્ધ થઈ, અર્થાત્ આ અધ્યાયના પ્રથમ શ્લોકમાં પ્રવેશમાત્રનું જ કથન છે વિશેષતઃ કર્મનું કથન નથી તેથી કર્મનિશ્ચયાત્મક આ પઞ્ચમ શ્લોક સુસઙ્ગત છે. પરન્તુ પ્રથમ વેણુકૂજન તદનન્તર કેવલ વેણુનાદ અને સર્વાન્તે ગુણલીલાવિશિષ્ટ ઉદ્ગુઢરસાત્મકસ્વરૂપનો ક્ષર્વેન્દ્રિયાદિમાં આવિર્ભાવક વેણુનાદ આ પ્રકારનો ક્રમ પ્રભુએ શા ઉદ્દેશથી આદર્યો? તારતમ્યે વિવિધ રસના ક્રમિક આવિર્ભાવથી મહાન્ રસ નિષ્પન્ન થાય છે, તેથી પ્રભુએ આ પ્રકારે ક્રમ આદરીને આ આસ્વાદ્ય રસની દુર્લભતા જણાવી. પરમકાષ્ઠાપન્ન સ્વતન્ત્ર મહાફલની દિત્સાથી[1]જ પ્રભુએ આ સર્વ કર્યું, અન્યથા[2] શકશર્વાદિને[3] અજ્ઞાન થયું ત્યારે જેમ તેમની ઉપેક્ષા કરી તેમ અત્ર પણ ઉપેક્ષા જ થાત. આ પ્રસઙ્ગમાં અન્ય વક્તવ્યવિશેષ અગ્રિમ વ્યાખ્યાનમાં જ વિશદ થશે.

અત્રપર્યન્તની અસઙ્ગતિ અને તત્સમાધાન સ્મરવેગેન પદમાં સ્મરનો અર્થ 'કામ' માનીને કર્યું, પરન્તુ તેમ માની લેવાથી આ વર્ણન સર્વોત્તમભાવવતી શ્રીસ્વામિનીજીકૃત[4] નથી એમ શઙ્કા રહી જાય તેથી સ્મરનો અર્થ 'સ્મરણ' જ કરવામાં આવેછે, અધિકારિભેદે ઉભયે અર્થ ગ્રાહ્ય જ છે. ભાવનું

**પ્રકારાન્તર.**

ઉદ્દીપન કરવું એટલો જ કૂજનનો અને કેવલ વેણુગીતનો સ્મરોદય ધર્મ, તેથી ભાવોદ્દીપન-માત્રથી વર્ણનોપક્રમ થતાં જ સ્મરવેગજન્ય ચિત્તવિક્ષેપ પ્રતિબન્ધ કહ્યો, અને વર્ણનાશક્તિનું અને સ્મરવેગનું–સ્મરકૃત ચિત્તવ્યાગ્રત્વનું–પણ કારણ કૃષ્ણચેષ્ટિતસ્મરણ કહ્યું. હવે અગ્રે પણ સ્મરવેગ અને તદ્ધેતુભૂત ભગવત્સ્મરણ તો આવશ્યક હોવાથી સાર્વદિક જ છે તેથી પૂર્વવત્ અગ્રિમ વર્ણન પણ નહિ જ થઈ શકે આ શઙ્કાનો પરિહાર કરીને અગ્રિમ વર્ણનમાં ઉપપત્તિ[5] પણ શ્રીશુક આ એક પઞ્ચમ શ્લોકે કરીને કથે છે. અત્ર આમ જાણવું. શ્રીછાન્દોગ્યોપનિષદ્માં 'સ્મરણ આકાશથી અધિક[6] છે, તેથી યદ્યપિ બહુ બેસે તથાપિ સ્મરણ વિના કોઇનું શ્રવણ ન કરી શકે, મનન ન કરી શકે, વિજ્ઞાન ન કરી શકે, જ્યારે તેઓ સ્મરે ત્યારે શ્રવણ કરી શકે' ઇત્યાદિમાં સ્મરનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ 'સ્મરણ' થાય છે, તેમ તૃતીય શ્લોકમાં સ્મરવેગેન પદમાં સ્મરનો અર્થ 'સ્મરણ' થાય છે, કારણ કે પ્રકૃત પ્રસઙ્ગમાં પણ ભગવદ્ભોગ્યસુધાભોગયોગ્યતાસિદ્ધિરૂપ અગ્રિમ પ્રયોજનાર્થે શ્રીસ્વામિનીજીનાં મુખારવિન્દને વિષે નિજ અધરસુધાનો સમ્બન્ધ પ્રભુએ અવશ્ય કરાવવાનો જ છે, આ સુધાસમ્બન્ધ કેવલ વર્ણને કરીને જ થઈ શકે, અને વર્ણન તો સુધાસંવલિત નાદના અન્તઃપ્રવેશ વિના થઇ શકે નહિ, નાદનો અન્તઃપ્રવેશ પણ થઈ જાય તથાપિ પૂર્વવત્

---

૧. દાન કરવાની ઇચ્છાથી. ૨. નહિ તો.

૩. પુષ્ટિપ્રભુપ્રેક્ષિત લીલાબાહ્ય શર્વાદિને રસાત્મક પુષ્ટિમાર્ગના આચાર્ય માનવાની બુદ્ધિ પણ તાદૃશાની જ થાય, ભગવત્કૃપાપાત્રની તો કદાપિ ન જ થાય.

૪. શ્રીગુસાંઇજી સર્વ જ ભગવદ્દઙ્ગસઙ્ગિશ્રીગોપીજનના અર્થમાં આ પદ પ્રયોજે છે,

૫. યુક્તિ. ૬. કારણ કે સ્મર આકાશનિયામક અને અક્ષયુક્ત છે.

ત્મસ્વરૂપ વિપ્રયોગરસ એમ સંયોગશૃઙ્ગારરસનો અને વિપ્રયોગશૃઙ્ગારરસનો વિશેષ પણ સિદ્ધ થયો. આ જ વિવેકનું કથન શાસ્ત્રીય પરિભાષામાં કરીએ તો સંયોગરસ સ્વસમાનાધિકરણસ્વપ્રયુક્તક્રિયાવિશિષ્ટ છે, અને વિપ્રયોગરસ સ્વવ્યધિકરણસ્વપ્રયુક્તક્રિયાવિશિષ્ટ છે. ભગવાન્‌નું સ્વરૂપ તો ઉભયવિધ જ છે. અત્ર આ અભિસન્ધિ છે. લૈકિક વિરહમાં પુરુષમાં રસ છે પરન્તુ પુરુષ જ કાંઇ રસસ્વરૂપ નથી, પરન્તુ ભગવાન્ તો અલૌકિક છે, रसो वै सः શ્રુતિપ્રમાણુથી રસરૂપ છે, તેથી ભગવત્સ્વરૂપ સંયોગાત્મક અને વિપ્રયોગાત્મક પણ છે. સંયોગ અને વિપ્રયોગ એ ઉભયે શૃઙ્ગારરસની પ્રભુમાં એકકાલાવચ્છિન્ન સ્થિતિ શ્રુતિસિદ્ધ છે, યુક્તિગોચર નથી, તથાપિ અત્ર વનસ્થભક્તસહિત સંયોગાવસ્થા છે તેથી સંયોગરસાત્મતા અને વ્રજસ્થભક્તથી વિપ્રયોગ છે તેથી વિપ્રયોગરસાત્મતા પણ સિદ્ધ થઈ શકે છે, તેથી યુક્તિનો પણ વિરોધ ન રહ્યો. રસનો અને ભગવાન્‌નો અભેદ છે અને ભગવાન્‌નો અને ભગવદ્વપુનો પણ અભેદ છે, તેથી ભગવદ્વપુ પણ ઉભયવિધશૃઙ્ગારરસાત્મક છે.

**વિભ્રત્.**

ભગવાન્ તો હૃદયમાં પણ વિદ્યમાન છે, તેથી તેટલામાત્રથી[1] પણ જ્ઞાનિવત્ જ શ્રીસ્વામિનીજીનું સુખ હશે એ શઙ્કાનું નિવારણ કરવાને વપુનું ભરણ–પ્રાકટ્યકરણ–પણ કહ્યું. સ્વસ્વરૂપથી અતિરિક્ત વપુ જ નથી, તેથી वपुः विभ्रत् પદે જે વપુપ્રાકટ્ય કહ્યું તે અસઙ્ગત છે એમ જ્ઞાનમાર્ગીય શઙ્કાનું પણ હવે સમાધાન થઈ ગયું, જ્ઞાનીને હૃદયમાં જ સુખ થાય છે, અને શ્રીગોપીજનને અર્થે તો સ્વરૂપનું પ્રાકટ્ય પણ પ્રભુ કરે છે. ઉક્ત પ્રકારે ભગવદ્વપુ ઉક્તદ્વિવિધરસાત્મક છે એમ સિદ્ધ થયું. રસ ભાવાત્મક છે અને નિજ પ્રિયાથી વ્યતિરિક્તમાં તે ભાવાત્મક રસનું પ્રાકટ્ય નથી તેથી રસ અમૂર્ત–મૂર્તિરહિત–આકૃતિરહિત–છે એમ લોકમાં પ્રસિદ્ધ છે, પરન્તુ વપુ ધરે છે ત્યારે તો નિજ સ્વરૂપનું પ્રાકટ્ય બહિઃ પણ કરે છે તેમ પ્રભુએ પણ નિજ મૂર્ત સ્વરૂપનું બહિઃ પ્રાકટ્ય કરતાં વૃન્દાવનમાં પ્રવેશ કર્યો. વેદ તો શબ્દાત્મક છે અમૂર્ત છે એમ લોકમાં પ્રસિદ્ધ છે તથાપિ वेदा यथा मूर्तिधरास्त्रिपृष्ठे વાક્યમાં જણાવ્યું છે કે ત્રિપૃષ્ઠમાં વેદ મૂર્તિધર–સાર્વદિકશબ્દબ્રહ્માત્મકમૂર્તિપ્રાકટ્યવાન્–છે, તેમ બ્રહ્મ પણ સાકાર જ છે, તેથી સાર્વદિક–નિત્ય–જ રસાત્મક વપુનું પ્રાકટ્ય વૃન્દાવનમાં કર્યું. જ્ઞાનિવત્ હૃદયમાં જ પ્રાકટ્ય હોય તો ભોગ કેવલ મનથી જ થાય, અને બહિઃ પ્રાકટ્યમાં તો સર્વેન્દ્રિયે ભોગ થઈ શકે છે. જ્ઞાનીથી ભક્તના ભોગમાં પણ આ પ્રકારનો વિશેષ હોવાથી, યદ્યપિ ભગવાન્ ચક્ષુરાદિના વિષય નથી તથાપિ પ્રિય પદાર્થ મનોમાત્રનો જ વિષય રહે તો સુખને સ્થાને દુઃખ થાય છે તેથી, પ્રિય પદાર્થની મનોમાત્રવિષયતા દુઃખદ છે એ સહૃદયાનુભવસિદ્ધ છે તેથી. સર્વેન્દ્રિયે ભોગેચ્છુ ભક્તને અર્થે નિજ સ્વ-

શ્રીશુકે नटवरवपुः बिभ्रत् એમ કથન કર્યું. પાત્રભરણકારણથી રસદાન કાર્યનું અનુમાન થાય છે તેમ અત્ર વપુઃપ્રાકટ્ય કારણથી ભક્તરસદાન કાર્યનું અનુમાન થાય છે, તેથી બિભ્રત્પદનો અર્થ 'રસદાનના કારણત્વધર્મસામ્યે કરીને પ્રાકટ્ય કરતાં' થાય છે. દૃષ્ટાન્તમાં જેમ પાત્ર તેમ દાર્ષ્ટાન્તિકમાં ધર્મિસ્વરૂપ ભગવાન્, દૃષ્ટાન્તમાં જેમ પાત્રસ્થ રસ તેમ દાર્ષ્ટાન્તિકમાં શ્રીગોપીજનને વિષે સ્થાપનીય ભાવાત્મક આનન્દ, જે આનન્દનું નિરૂપણ અગ્રિમ વ્યાખ્યાનમાં 'श्रीभावो गूढः पुष्टिमार्गे तत्वम्' થી થશે, અને દૃષ્ટાન્તમાં જેમ ભરણ તેમ દાર્ષ્ટાન્તિકમાં ધર્મિસ્વરૂપવપુનું પ્રાકટ્ય. દૃષ્ટાન્તમાં બિભ્રત્પદમાંના ભરણનો અર્થ 'ધારણ' હોવાથી કર્તા અને કર્મ ભિન્ન છે, પરન્તુ દાર્ષ્ટાન્તિકમાં તો ભરણનો અર્થ પ્રાકટ્ય હોવાથી तदात्मानं स्वयमकुरुतवत् સ્વરૂપ જ કર્તૃ અને સ્વરૂપ જ કર્મ થાય છે. પ્રથમ પણ પ્રાકટ્ય તો હતું જ પરન્તુ તે માત્ર હૃદયમાં જ હતું તેથી વર્ણનાશક્તિ કહી, પરન્તુ હવે તો સર્વ ઇન્દ્રિયમાં પ્રાણમાં અન્તઃકરણમાં અને જીવમાં ચારેમાં પ્રાકટ્ય છે તેથી બિભ્રત્પદથી જ અગ્રિમ વર્ણનશક્તિનું સૂચન થઈ જાય છે.

**प्रकारान्तरे वाक्यान्वय.** અત્રપર્યન્તના શ્લોકાન્વયથી 'નટવત્ અને વરવત્ વપુને પ્રકટ કરતાં ભગવાને વૃન્દાવનમાં પ્રવેશ કર્યો એમ અર્થ પ્રાપ્ત થાય છે, તેથી ભગવાનની અને વપુની પૃથક્તાનો ભાસ થાય છે, આ ક્લેશ પણ નિવૃત્ત કરવાને 'નટવરવપુએ વૃન્દાવનમાં પ્રવેશ કર્યો' એમ જ અન્વય કરવો, તેથી નટવરવપુસ્વરૂપે જ વૃન્દાવનપ્રવેશ કર્યો એમ ફલિત થતાં સ્વરૂપને અને વપુનો ક્લિષ્ટ ભેદાભાસ નિવૃત્ત થઈ જાય છે, હવે બર્હાપીડને કર્ણિકારને વસ્ત્રને અને માલાને ધરતા નટવરવપુએ વૃન્દાવનમાં પ્રવેશ કર્યો એમ સમ્બન્ધ ઘટવાથી બર્હાપીડ કર્ણિકાર વસ્ત્ર અને માલા એમ ચાર જ કર્મ બિભ્રત્નાં રહ્યાં, અને વર્તમાનકૃદન્ત–વિશેષણ બિભ્રત્નું વિશેષ્ય શ્લોકસ્થ જ नटवरवपुः થઈ ગયું.*

**कर्णयोःकर्णिकारम्.** કર્ણદ્વયને વિષે છે કર્ણિકાર કુસુમ જેને એવું नटवरवपुः, અથવા કર્ણદ્વયને વિષે કર્ણિકારને ધરતું नटवरवपुः અથવા ધારણ કર્તા ભગવાન જ. કર્ણિકારકુસુમ શૃઙ્ગારરસનું ઉદ્બોધક છે, સંયોગ અને વિપ્રયોગ એમ શૃઙ્ગારરસ દ્વિવિધ છે, પ્રભુના કર્ણદ્વય તે ઉભય રસનું પ્રતિપાદન કરે છે, સંયોગમાં પ્રિયાવચનશ્રવણથી અને વિપ્રયોગમાં પ્રિયાગુણશ્રવણથી ઉભયે કર્ણ ઉભયવિધ શૃઙ્ગારરસના અનુભાવક છે. આ ઉભયશૃઙ્ગારરસપ્રતિપાદક કર્ણને કર્ણિકારનો સમ્બન્ધ થાય છે, તેથી પૂર્વનિરૂપિત રસ ઉચ્છલિત થાય છે, ઉભયશૃઙ્ગારરસાનુભાવક કર્ણને વિષે શૃઙ્ગારરસોદ્બોધક કર્ણિકારનું સ્થાપન કરવાથી રસોદ્બોધથી પૂર્વે નિરૂપિત સ્વરૂપાત્મક રસ ઉચ્છલિત થાય છે, અને તેથી ભગવત્સ્વરૂપમાં અવયવવિકારાદિ થાય છે.

**बिभ्रद् वासः कनककपिशम्.** તાદૃશ રસ ગુપ્ત હોય તો જ રસત્વ પ્રાપ્ત કરે છે, કટાક્ષાદ્યનુભાવરૂપ રસ તો પ્રકટ હોય તોએ બાધ નહિ, પરન્તુ આ તો આલમ્બનરૂપ જ રસ છે અને આ જ પ્રકટ થઈ જાય તો રસાભાસજનક થઈને રસપોષકમાત્ર જ થાય રસત્વ પ્રાપ્ત કરે નહિ તેથી, ગુપ્તત્વ જ આલમ્બનરૂપ રસનું રસત્વ સંરક્ષે છે તેથી, કનકકપિશ પીતામ્બર ધર્યું છે. રસના આવશ્યક આચ્છાદનાર્થ

* આ ચિહ્નના મધ્યનું વ્યાખ્યાન શ્રીગુસાંઇજીના સ્વતન્ત્ર લેખને અનુસરે છે.

આ કનકવત્ કપિશ પીત-કેસરિ-વસ્ત્ર કટિસ્થ જાણવું. રસ ઉદ્બુદ્ધ થયો એમ શ્રીગોપીજનને જ્ઞાન થાય તો તે સર્વ શ્રીસ્વામિનીજી વસ્ત્રને પણ ન ગણે તેથી વસ્ત્રને કનકવત્ કેસરિ કહીને વસ્ત્ર કેસરિકનકતુલ્ય વ્યામોહક છે એમ નિરૂપણ કર્યું. રસનો ઉદ્બોધ થયો એમ શ્રીગોપીજનને જ્ઞાન થાય તો સમયવિશેષે તેમ થયું પણ હતું તેથી અધુના પણ રસત્વસાધક વસ્ત્રને ન ગણીને શ્રીગોપીજન તે જ પ્રકટ રસાભાસ આલમ્બનનું વર્ણન કરે, શ્લોકદ્વયે કરીને સંયોગવિપ્રયોગરસદ્વયનું વર્ણન કરે નહિ, તેથી પ્રભુએ કટિસ્થ કનકતુલ્ય કેસરિ પીતામ્બરથી શ્રીગોપીજનનો વ્યામોહ કર્યો. રસના ઉદ્બોધે કરીને જ અત્યન્ત આર્તિથી ભગવદ્વસ્ત્ર પીતામ્બરની ગણના ન કરીને શ્રીગોપીજન શ્રીઅઙ્ગનું જ સમ્યક્ અવલોકન કરી લે તો રસ પ્રકટ થઈ જવાથી રસાભાસ થાય તેથી રસગોપનાર્થ-રસાચ્છાદનાર્થ-પ્રભુએ કનકકપિશ કેસરિ વ્યામોહક પીતામ્બર ધર્યું. અત્ર વસ્ત્રની કનકકપિશતા માયા છે. કનકરૂપ ધનનું મદજનકત્વ શાસ્ત્રસિદ્ધ છે, તેથી વસ્ત્રની કનકતુલ્ય કપિશતા કહીને શાસ્ત્ર-સમ્મતિપૂર્વક વસ્ત્રનો કેસરિ વર્ણ પણ મદજનક છે એમ સૂચન કર્યું. પ્રભુએ કેસરિ મદ-જનક વ્યામોહક પીતામ્બર ધર્યું છે, તેથી શ્રીગોપીજન શ્રીઅઙ્ગનું સમ્યક્ અવલોકન કરી શક્યાં નહિ. ભગવત્સાક્ષાત્કારમાં માયા જવનિકાવત્ સ્થિતિ કરે છે, પ્રકૃત પ્રસઙ્ગમાં પણ આચ્છાદિકા જવનિકાવત્ માયા રસાચ્છાદિકા થઈ એમ સૂચન કરવાને પીતામ્બર વ્યામોહક કનકતુલ્ય છે એમ નિરૂપણ કર્યું. જવનિકાવત્ પીતામ્બર ભગવત્સ્વરૂપનું ગોપન-આચ્છાદન-કરે છે, તેથી કનકકપિશ કેસરિ પીતામ્બરનું આચ્છાદક માયાત્વ સિદ્ધ થાય છે. કનકકપિશ પીતામ્બર અથવા પીતામ્બરની કનકકપિશતા રસાચ્છાદિકા માયા છે, તેથી જ્યાં વસ્ત્રની નિજ આકૃતિનું પણ સમ્યક્ અવલોકન થઈ શક્યું નહિ ત્યાં તાદૃશ વસ્ત્રે કરીને આચ્છન્ન આલમ્બનરસનું ઉદ્ઘાટન શ્રીગોપીજન કેવી રીતિએ કરી શકે? પ્રભુએ કયી આકૃતિનું વસ્ત્ર ધર્યું છે તે પણ કનકકપિશતાને લીધે યથાર્થ જાણી શકાતું નથી તો તાદૃશવસ્ત્રાચ્છન્ન આલમ્બનરસનું જ્ઞાન શ્રીગોપીજનને ક્યાંથી થઈ શકે? તાદ્દ્વારા કટિસ્થ કેસરિ પીતામ્બરના અનુભવમાં ભગવદિચ્છાથી એવો કોઇક અનિર્વચનીય મદ પ્રકટ થઈ ગયો, જેથી પીતામ્બરાન્તઃ-સ્થિત આલમ્બનાદિનો વિચારમાત્ર પણ શ્રીગોપીજનથી ન થઈ શક્યો એમ बिभ्रद् वासः कनककपिशम्નો નિર્ગલિત અર્થ છે.

**वैजयन्तीञ्च मालाम्.** કનકકપિશ પીતામ્બરથી પણ અધિક આચ્છાદિકા વૈજયન્તી માલા છે. વિક્ષેપ પણ વસ્તુના યાથાત્મ્યજ્ઞાનનું આચ્છાદન કરે છે, તેથી અત્ર માલા વિક્ષેપિકા છે, વસ્તુતઃ તો ભગવત્સ્વરૂપ જ વિક્ષેપક છે એમ અધુના જ અગ્રે સ્પષ્ટ થશે. વૈજયન્તી કીર્તિમયી માલા છે. વૈનો અર્થ 'નિશ્ચયે કરીને' થાય છે, અને जयन्तीનો અર્થ 'જયકર્ત્રી' થાય છે, તેથી 'વૈજયન્તી'નો યૌગિક અર્થ 'સર્વજયપ્રકાશિકા' થાય છે. પ્રભુ સાક્ષાન્મન્મથમન્મથ છે, અર્થાત્ પ્રભુનું સ્વરૂપલાવણ્ય આધિદૈવિક મન્મથનો પરાજય કરે છે, અને નયન કમલાદિનો પરાજય કરે છે, આ પ્રકારે વૈજયન્તી સર્વજયપ્રકાશિકા છે. મૂલમાં 'माला' પદ છે, તેથી વનમાલાનું પણ ધારણ કર્યું છે એમ જાણવું, અર્થાત્ 'કીર્તિમયી સર્વજયપ્રકાશિકા વૈજયન્તીને' અને વનમાલાને ધારણ કરતું નટવત્સ્વરૂપ વા ભગવાન્ જ એમ અર્થ થાય છે.

॥ श्रीकृष्णाय नमः ॥
॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# ॥ श्रीमद्वेदव्यासविरचितानि ब्रह्मसूत्राणि* ॥

## ॥ अधिकरणसमलङ्कृतानि गुर्जरानुवादविभूषितान्यपि ॥

| प्रथमोऽध्यायः | પ્રથમ અધ્યાય. |
|---|---|
| प्रथमः पादः | પ્રથમ પાદ. |
| १. एकसूत्राजिज्ञासाधिकरणम् ॥ | પ્રથમાધિકરણ. |
| १. अथातो ब्रह्मजिज्ञासा ॥ | ૧. બ્રહ્મજ્ઞાનાર્થે બ્રહ્મવિચાર આરમ્ભાય છે. |

* સર્વ વેદાર્થરૂપ બ્રહ્મ જ છે એમ અજ્ઞજનાનુગ્રહાર્થ જણાવવાને સ્વરૂપ મતાન્તરનિરાકરણ સાધન અને ફલ એમ ચતુર્ધા બ્રહ્મસમ્બન્ધિ સર્વનો જ વિચાર આ ચતુર્લક્ષણી બ્રહ્મમીમાંસામાં શ્રીમદ્વેદવ્યાસે કર્યો. સર્વ ઉપનિષદ્નો સમન્વય બ્રહ્મમાં જ થાય છે અને વેદાર્થનિશ્ચય ઉપનિષદ્વિચારને અધીન છે તેથી સર્વ જ વેદ બ્રહ્મમાં પ્રમાણ છે એમ પ્રથમાધ્યાયમાં પ્રતિપાદન કરીને, શ્રુતિના પરસ્પરવિરોધપરિહારપૂર્વક વિરુદ્ધ સ્મૃતિને દૂષીને બ્રહ્મ જ પ્રમેય છે એમ દ્વિતીયાધ્યાયમાં નિર્ણય કરીને, અન્તરઙ્ગ અને બહિરઙ્ગ એમ સોપકરણ સાધનનો વિચાર તૃતીયાધ્યાયમાં કરીને, ચતુર્થાધ્યાયમાં ફલપ્રાપ્તિપ્રકાર અને ફલાનુભવપ્રકાર વિશદ કરીને બ્રહ્મ જ ફલ છે એમ બ્રહ્મસૂત્રકારે નિરૂપણ કર્યું. આ પ્રકારે આ બ્રહ્મમીમાંસાશાસ્ત્રનો સનાતન અર્થસઙ્ગ્રહ છે. ઉપનિષદ્વાક્ય પણ નિઃસન્દિગ્ધ અને સન્દિગ્ધ એમ દ્વિવિધ છે તેમાં નિઃસન્દિગ્ધ ઉપનિષદ્વાક્યનો વિચાર અનાવશ્યક હોવાથી તત્ત્વસૂત્રકારે સન્દિગ્ધ જ વાક્યનો વિચાર આરમ્ભ્યો. સન્દિગ્ધ વાક્ય પણ કાર્યપ્રતિપાદક અન્તર્યામિપ્રતિપાદક ઉપાસ્યરૂપપ્રતિપાદક અને પ્રકીર્ણ એમ ચતુર્ધા હોવાથી સર્વોપનિષદ્નો સમન્વય પ્રથમાધ્યાયમાં પાદચતુષ્ટયે કરીને સિદ્ધ કર્યો. આ પ્રકારે આ બ્રહ્મવિચારશાસ્ત્રના પ્રથમ સમન્વયાધ્યાયના પ્રથમ કાર્યપ્રતિપાદક પાદમાં બ્રહ્મસમ્બન્ધિ સર્વના વિચારની પ્રતિજ્ઞા કરીને, બ્રહ્મનું લક્ષણ આપીને, શ્રીબાદરાયણે કાર્યપ્રતિપાદકવાક્યનો વિચાર કર્યો. પ્રથમાધ્યાયના પ્રથમ પાદમાં દશ અધિકરણ અને ત્રિંશત્ સૂત્ર છે.

૧. પ્રથમ અધિકરણમાં જીજ્ઞાસાનું સમર્થન કર્યું છે તેથી તેને જીજ્ઞાસાધિકરણ કહે છે, તેમાં એક જ સૂત્ર છે. વેદના શિક્ષાદિ ષડઙ્ગથી જ વેદાર્થનો નિશ્ચય સમ્ભવે છે અને આત્યન્તિક નિશ્ચય તો તપશ્ચર્યાદિથી જ સમ્ભવે છે તેથી આ વિચારશાસ્ત્ર નિષ્પ્રયોજનક છે એમ આક્ષેપ કરવામાં આવે તો અધિકૃત વિવિધશાસ્ત્રના શ્રવણથી બુદ્ધિદોષે કરીને મન્દ પુરુષોને સન્દેહ થાય છે તેના નિવારણાર્થ આ વિચારશાસ્ત્ર આવશ્યક છે, એમ નિર્ણય કરીને આરમ્ભસૂત્રમાં વિચારશાસ્ત્રનું સમર્થન કર્યું. "सर्वे वेदा यत्पदमामनन्ति" "वेदैश्च सर्वैरहमेव वेद्यः" ઇત્યાદિ

२. एकसूत्रजन्माद्यधिकरणम् ॥

२. जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ॥

દ્વિતીયાધિકરણ.૨

૨. જેમાંથી આકાશનું જન્મ ( થાય છે ), ( બ્રહ્મ કારણ છે એમ ) શાસ્ત્રમાં ઉક્ત છે તેથી.

३. एकसूत्रं समन्वयाधिकरणम् ॥

३. तत्तु समन्वयात् ॥

તૃતીયાધિકરણ ૩

૩. તે ( સમવાયિ કારણ ) તો (બ્રહ્મ જ છે), ( બ્રહ્મ ) સચ્ચિદાનન્દરૂપે ( જગતમાં ) અનુવૃત્ત છે તેથી.

---

શ્રુતિસ્મૃતિથી બ્રહ્મ જ સર્વવેદાર્થ છે, તથાપિ " तन्त्वौपनिषदं पुरुषं पृच्छामि " વાક્ય ઉપનિષદ્‌માં જ છે, તેમાં બ્રહ્મની પુરુષરૂપતાનું સ્પષ્ટ શ્રવણ છે, અને "वेदान्तविज्ञानसुनिश्चितार्थाः" ઉપનિષદ્‌વાક્યથી જણાય છે કે ઉપનિષદ્ જ વેદાર્થનિશ્ચાયક છે, તપશ્ચર્યાદિનો તો આ કાલમાં સમ્ભવ જ નથી, તેથી ઉપનિષદ્‌ના વિચારરૂપ આ બ્રહ્મમીમાંસાશાસ્ત્રથી જ વેદાર્થરૂપ બ્રહ્મસ્વરૂપનો નિશ્ચય આવશ્યક છે, ઇત્યાદિ અભિસન્ધાનપૂર્વક શ્રીબાદરાયણાચાર્યે બ્રહ્મસમ્બન્ધી વિચાર આરમ્ભ્યો.

૨. દ્વિતીય જન્માદ્યધિકરણમાં પણ એક જ સૂત્ર છે. વિચાર્ય બ્રહ્મનું શું લક્ષણ? તેવા બ્રહ્મમાં શું પ્રમાણ? ઇત્યાદિ આકાઙ્ક્ષાની તૃપ્ત્યર્થ જગતની ઉત્પત્ત્યાદિનું જે કારણ (તે બ્રહ્મ) એમ લક્ષણ આપીને તેવા બ્રહ્મમાં કાણ્ડદ્વયાત્મક વેદરૂપ શાસ્ત્ર જ પ્રમાણ છે એમ નિર્ણય આપ્યો. અત્ર સર્વ ટીકાકાર સૂત્રનો યોગવિભાગ કરે છે અને પ્રગલ્ભ માયાવાદી તો અત્ર શબલ બ્રહ્મનું જ લક્ષણ છે એમ કહે છે! જીજ્ઞાસાધિકરણમાં નિર્ગુણ જ બ્રહ્મની જીજ્ઞાસા પ્રતિજ્ઞાત છે, તેથી અત્ર લક્ષણ પણ તે નિર્ગુણ જ બ્રહ્મનું છે. વસ્તુતઃ શુદ્ધ નિર્ગુણ જ બ્રહ્મને જગત્કર્તૃ નહિ સ્વીકારતાં માયા અવિદ્યા ઉપાધિ પ્રકૃતિ શરીર શક્તિ ઇત્યાદિનો પુરસ્કાર કરવામાં જ સર્વ ટીકાકારના મતમાં ઉપક્રમવિરોધ પ્રાપ્ત થાય છે ઈશ્વરસિદ્ધિ તર્કાદિથી નિષ્પ્રત્યૂહ સિદ્ધ થઈ શકતી નથી તેથી બ્રહ્મસૂત્રકાર વેદૈકપ્રામાણ્યનો ઊરીકાર કરે છે, અત એવ મર્મજ્ઞ વાચકે પણ "नैषा तर्केण मतिरापनेया अलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजयेत्" ઇત્યાદિ શ્રુતિસ્મૃતિનું શરણ સ્વીકારીને ઉલૂકકણભુગ્દર્શનાભાસમાંથી નિજ વ્યામોહ નિવૃત્ત કરવો.

૩. તૃતીય સમન્વયાધિકરણમાં પણ એક જ સૂત્ર છે. અત્ર બ્રહ્મ જ જગતનું સમવાયિ કારણ છે એમ સિદ્ધ કરીને અભિન્નનિમિત્તોપાદાનસિદ્ધાન્ત પ્રકટ કર્યો. અધ્યારોપાપવાદવાદ તત્ત્વસૂત્રથી અતિવિરુદ્ધ છે, તેથી તત્ત્વસૂત્રોપબૃંહિતસર્વોપનિષત્પ્રતિપાદિતસર્વધર્મયુક્ત બ્રહ્મ છે એમ વિનિશ્ચય કરીને તાદૃશ સર્વધર્માશ્રય બ્રહ્મના શ્રવણમનનનિદિધ્યાસન અન્તરઙ્ગથી અને શમદમાદિ બહિરઙ્ગથી અતિશુદ્ધ ચિત્તમાં નિજેચ્છાથી આવિર્ભૂત સ્વપ્રકાશ બ્રહ્મમાં સાયુજ્ય પરમપુરુષાર્થ છે એમ સનાતન બ્રહ્મવાદનું સ્વારસ્ય પણ સ્પષ્ટ કર્યું. આ પ્રકારે ત્રિસૂત્રીથી બ્રહ્મવિચારની પ્રતિજ્ઞા કરીને બ્રહ્મ જગત્કર્તૃ વેદપ્રમાણક સમવાયિ છે એમ પ્રતિપાદન કરીને પ્રતિજ્ઞાત બ્રહ્મવિચાર અવશ્ય કર્તવ્ય છે એમ નિષ્પ્રત્યૂહ સિદ્ધ કર્યું. અત્રપર્યન્ત સદ્રૂપ બ્રહ્મની જગત્કર્તૃતા સિદ્ધ થઈ.

| ४. सप्तसूत्रमीक्षत्यधिकरणम् ॥ | ચતુર્થાધિકરણ.૪ |
|---|---|
| ४. ईक्षतेर्नाशब्दम् ॥ | ૪. (બ્રહ્મ) સર્વવેદાન્તાપ્રતિપાદ્ય નથી, (બ્રહ્મની) ઈક્ષા (પ્રતિપાદિત છે) તેથી, |
| ५. गौणश्चेन्नात्मशब्दात् ॥ | ૫. (ઈક્ષિત્યાદિગુણયુક્ત બ્રહ્મ) ગૌણ (હશે) એમ જો (કહો તો તેમ) નહિ (ઈક્ષિત્યાદિગુણયુક્ત બ્રહ્મને અર્થે નિર્ગુણતાવાચક) આત્મશબ્દ (પ્રયોજાયો) છે તેથી, |
| ६. तन्निष्ठस्य मोक्षोपदेशात् ॥ | ૬. તેમાં–ઈક્ષિત્યાદિગુણયુક્ત બ્રહ્મમાં–જ નિષ્ઠાવાનનો મોક્ષોપદેશ છે તેથી, |
| ७. हेयत्वावचनाच्च ॥ | ૭. (તે) હેય–ત્યાજ્ય–છે એમ વચન નથી તેથી, |
| ८. स्वाप्ययात् ॥ | ૮. (બ્રહ્મ સર્વવેદાન્તાપ્રતિપાદ્ય નથી, સુષુપ્તિમાં જીવનો) લય (બ્રહ્મમાં) છે તેથી, |
| ९. गतिसामान्यात् ॥ | ૯. ગતિમાં–મોક્ષમાં–(કાર્યકારણની) સમાનતા છે તેથી, |
| १०. श्रुतत्वाच्च ॥ | ૧૦. અને (સર્વ જ બ્રહ્મકાર્ય છે એમ) શ્રુતિમાં પ્રતિપાદિત છે તેથી. |

૪. ચતુર્થ ઈક્ષત્યધિકરણમાં સપ્ત સૂત્ર છે, તેથી ચિદ્રૂપ બ્રહ્મ પણ જગત્કર્તૃ છે એમ સિદ્ધ થાય છે. "यतो वाचो निवर्तन्ते" શ્રુતિથી બ્રહ્મ સર્વવેદાન્તાપ્રતિપાદ્ય છે એમ આપાતતઃ પ્રતીત થાય છે તેથી અગ્રિમ બ્રહ્મવિચાર જ અશક્ય છે આ શ કાનો પરિહાર આ અ ણમાં છે. બ્રહ્મ સર્વવેદાન્તાપ્રતિપાદ્ય નથી, કારણકે (૧) "तदैक्षत" શ્રુતિમાં બ્રહ્મની ઈક્ષાનું પ્રતિપાદન છે, (૨) સુષુપ્તિમાં જીવનો લય બ્રહ્મમાં થાય છે, (૩) મોક્ષમાં કાર્યકારણની સમાનતા થઈ જાય છે, અને (૪) "पूर्णमदः पूर्णमिदम्" શ્રુતિમાં સર્વ જ બ્રહ્મકાર્ય છે એમ પ્રતિપાદન છે. પ્રથમ ઈક્ષતિહેતુથી બ્રહ્મ સર્વવેદાન્તાપ્રતિપાદ્ય નથી એમ સિદ્ધ કર્યું, તથાપિ તે ઈક્ષિત્યાદિધર્મયુક્ત બ્રહ્મ જ ગૌણ હોય તો શુદ્ધ બ્રહ્મવાદમાં બાધ આવે, તેથી સૂત્રકાર અવાન્તરસૂત્રત્રયે ઈક્ષિત્યાદિધર્મયુક્ત બ્રહ્મની ગૌણતા પણ પરિહરે છે. ઈક્ષિત્યાદિધર્મયુક્ત બ્રહ્મ ગૌણ નથી, કારણકે (૧) "आत्मा वा इदमेक एवाग्र आसीत्" ઇત્યાદિ ઉપક્રમ કરીને "स ऐक्षत" શ્રુતિમાં એક જ નિર્ગુણ આત્માની ઈક્ષાનું પ્રતિપાદન કર્યું છે, (૨) "एतस्मिन् × × × × प्रतिष्ठां विन्दते" ઇત્યાદિ શ્રુતિ પક્ષત્યાદિધર્મયુક્ત બ્રહ્મમાં જ નિષ્ઠાવાનનો મોક્ષ થાય છે એમ પ્રતિપાદન કરે છે, અને (૩) ઈક્ષિત્યાદિધર્મયુક્ત બ્રહ્મનો કોઈ પણ શ્રુતિમાં સાંસારિકપદાર્થવત્ ત્યાગ ઉપદેશ્યો નથી. આ પ્રકારે આ સપ્તસૂત્રીમાં પણ પ્રથમ ચતુઃસૂત્રીથી ઈક્ષતિહેતુનો ઉપન્યાસ કરીને ઈક્ષિત્યાદિધર્મયુક્ત બ્રહ્મનું નિર્ગુણ આત્મસ્વરૂપ અને તન્નિષ્ઠનો મોક્ષ તેમ જ ઈક્ષિત્યાદિધર્મયુક્ત બ્રહ્મનો સર્વથા અત્યાગ એમ તે નિર્ગુણ આત્મસ્વરૂપનું દ્વિવિધ કાર્ય પણ કથીને, અર્થાત્ સ્વરૂપતઃ અને કાર્યતઃ ઈક્ષતિહેતુનું નિષ્પ્રત્યૂહ સમર્થન કરીને, વિધિમુખે સૃષ્ટિવાક્યનો વિચાર કરીને ચિદ્રૂપ બ્રહ્મ જગત્કર્તૃ છે એમ સિદ્ધ કર્યું, અને અન્તિમ

| ५. अष्टसूत्रमानन्दमयाधिकरणम् | પઞ્ચમાધિકરણ.૫ |
|---|---|
| ११. आनन्दमयोऽभ्यासात् | ૧૧. આનન્દમય (બ્રહ્મ જ છે); અભ્યાસથી —તેના પુનઃપુનઃ કીર્તનથી, |
| १२. विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् ॥ | ૧૨. વિકાર–વિકારવાચક મયટ્ પ્રત્યય–(છે જેમાં એવો આનન્દમય) શબ્દ હોવાથી (આનન્દમયપદવાચ્ય બ્રહ્મ નથી એમ) જો (કહો તો તેમ) નહિ (મયટ્પ્રત્યય) પ્રાચુર્યવ્યાપક–પ્રચુરતાત્મક–છે તેથી, |
| १३. तद्धेतुव्यपदेशाच्च ॥ | ૧૩. તે (આનન્દમય જ જીવના આનન્દનો) હેતુ છે–એમ વ્યપદેશ–કથન–છે તેથી, |
| १४. मान्त्रवर्णिकमेव च ×गम्यते ॥ | ૧૪. અને માન્ત્રવર્ણિક–મન્ત્રવર્ણે કરીને (મુખ્ય અભિધાવૃત્તિએ વાચ્ય–જ (આનન્દમય બ્રહ્મ) જણાય છે, |
| १५. नेतरोऽनुपपत्तेः ॥ | ૧૫. ઇતર–જીવ–(આનન્દમય) નથી, (જીવમાં જગત્કર્તૃત્વ) ઉપપન્ન નથી તેથી, |
| १६. भेदव्यपदेशाच्च ॥ | ૧૬. અને (જીવનો તેમ જ આનન્દમયનો) ભેદે કરીને વ્યપદેશ–કથન–છે તેથી, |
| १७. कामाच्च नानुपेक्षा ॥ | ૧૭. અને અનુમાનની–પ્રકૃતિની–અપેક્ષા નથી, "તેણે કામના કરી" તેથી, |
| १८. अस्मिन्नस्य च तद्योगं शास्ति ॥ | ૧૮. અને આમાં–આનન્દમયમાં–આના–જીવના–(તદ્રૂપે) યોગનું–સહભાવનું–શાસન કરે છે. |

× गीयत इत्यपि पाठः

ત્રિસૂત્રીથી નિષેધમુખે પ્રલયવાક્યનો પણ વિચાર કરીને બ્રહ્મની સ્વેચ્છાએ વેદાન્તૈકપ્રતિપાદ્યતા સિદ્ધ કરીને નિર્ગુણ જ બ્રહ્મ અભિન્નનિમિત્તોપાદાન જગત્કર્તૃ છે એમ વેદાન્તડિણ્ડિમનો પ્રચણ્ડ ઉદ્ઘોષ કરીને માયાપ્રકૃત્યવિદ્યાપરમાણુકારણવાદનો પરિપૂર્ણ પરાજય પ્રકટ કર્યો.

૫. બ્રહ્મસૂત્રમાં આ પઞ્ચમ આનન્દમયાધિકરણનું અને સાધનાધ્યાયના તૃતીયપાદાન્તર્ગત સપ્તદશ લિઙ્ગભૂયસ્ત્વાધિકરણનું ભાષ્ય ઉત્કૃષ્ટોત્કૃષ્ટ છે. પડિન્દ્રિય આત્મા અને પરમાત્માના ભેદે આનન્દ અષ્ટવિધ છે, તેથી આ આનન્દમયાધિકરણમાં અષ્ટ સૂત્ર છે. લોકમાં પડિન્દ્રિય આત્મા અને પરમાત્મા ભિન્ન છે, પરન્તુ બ્રહ્મમાં તો ઇન્દ્રિયાદિ પણ સ્વરૂપાત્મક આનન્દમય જ છે. અત્ર પ્રથમ સૂત્રના ભાષ્યમાં વર્ણકદ્વય છે. "तस्मादानन्दमयं ब्रह्मेत"પર્યન્ત શ્રીમદાચાર્યચરણે અખણ્ડબ્રહ્મવાદને અવલમ્બીને શબ્દતઃ અને અર્થતઃ આનન્દના અભ્યાસથી તૈત્તિરીયોપનિષદીય આનન્દમયની બ્રહ્મતા સિદ્ધ કરી છે, અને "अथवा स नैव रेमे" ઇત્યાદિ ઉપક્રમ કરીને "एवं विचारचातुर्यवद्भिः सद्भिर्मर्यादापथे आनन्दमयतानन्दसन्दोहायावधार्यते"પર્યન્ત શ્રીમત્પ્રભુચરણે આધિદૈવિક વાદનો આશ્રય કરીને

६. द्विसूत्रमन्तस्तद्धर्माधिकरणम् ॥

१९. अन्तस्तद्धर्मोपदेशात् ॥

२०. भेदव्यपदेशाच्चान्यः ॥

ષષ્ઠાધિકરણ.૬

૧૯. અન્તઃ-સૂર્ય અને નેત્રના અન્દર-(દશ્ય હિરણ્મય બ્રહ્મ છે), તેના-બ્રહ્મના-(અસાધારણ) ધર્મનો ઉપદેશ છે તેથી,

૨૦. અને (સૂર્યમણ્ડલથી તેમ જ તદભિમાનીથી) ભેદનો વ્યપદેશ હોવાથી અન્ય-આધિદૈવિક-(છે).

"तस्यैष एव शारीर आत्मा" ઇત્યાદિ વાક્યાભ્યાસથી આનન્દમયની બ્રહ્માધિપતા સિદ્ધ કરીને અગાધ પુષ્ટિરસ પ્રકાશિત કર્યો છે. આનન્દમય બ્રહ્મ જ છે, કારણ કે (૧) તેનો-અભ્યાસ-પુનઃપુનઃકીર્તન-છે, (૨) આનન્દમયમાં મયટ્પ્રત્યય વિકારાર્થ નથી પરન્તુ પ્રાચુર્યાર્થ છે, (૩) આનન્દમય જ સર્વના આનન્દનો હેતુ છે, અને (૪) "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" ઇત્યાદિ મન્ત્ર અભિધા વૃત્તિએ આનન્દમયનું જ પ્રતિપાદન કરે છે. અત્ર ચતુર્થ સૂત્રના ભાષ્યમાં સમસ્ત વલ્લીનું શ્રીમદાચાર્યકૃત વ્યાખ્યાન સુવાચ્ય છે. આ પ્રકારે ચતુઃસૂત્રીથી વિધિમુખે આનન્દમયની બ્રહ્મતા નિરૂપણ કરીને સૂત્રકાર નિષેધમુખે પણ આનન્દમયની બ્રહ્મતા પ્રતિપાદન કરે છે. આનન્દમય જીવ નથી, કારણ કે (૧) ફલરૂપ આનન્દમયત્વ સ્વતન્ત્ર જગત્કર્તૃત્વ અલૌકિક માહાત્મ્ય ઇત્યાદિ ઉત્કર્ષ બ્રહ્મમાં જ ઉપપન્ન છે જીવમાં નહિ, અને (૨) બ્રહ્મ આનન્દયિતૃ અને જીવ આનન્દનીય છે એમ બ્રહ્મનો અને જીવનો ભેદ છે. આનન્દમય જડ પ્રકૃત્યાદિ નથી, કારણ કે (૧) "सोऽकामयत" શ્રુતિ આનન્દમયમાં જે કામનું નિર્ગલ નિરૂપણ કરે છે તે કામ અચેતનધર્મ નથી, અને (૨) "आनन्दमानन्दमयोऽवसानः" ઇત્યાદિ શ્રીમદ્ભાગવતવાક્યથી નિશ્ચય થઈ રહે છે કે આનન્દમય થઈને જીવ આનન્દમય બ્રહ્મ પ્રતિ ઉપસઙ્ક્રમણ કરે છે. સર્વસમ્મત પ્રાચીનરીત્યનુસાર આનન્દમય જ બ્રહ્મ છે એમ એક વાર યથાર્થ વ્યાખ્યાન કરીને પણ "पुनरिदं त्विह वक्तव्यम्" ઇત્યાદિથી બ્રહ્મ તો આનન્દમયથી પણ અતીત છે અને તે બ્રહ્મ જીવાત્મા જ છે એમ માયવાદ યોજીને માયાવાદી અધિકરણભઙ્ગ કરે છે તેની આ સૂત્રના ભાષ્યમાં રમણીય સમીક્ષા છે, તેથી આ અધિકરણમાં "आनन्दमयोऽभ्यासात्" "मान्त्रवर्णिकमेव च गीयते" અને "अस्मिन्नस्य च तद्योगं शास्ति" એ સૂત્રત્રયનું ભાષ્ય અવશ્ય મનનીય છે.

૬. ષષ્ઠ અન્તસ્તદ્ધર્માધિકરણમાં સૂત્રદ્વય છે. છાન્દોગ્યોપનિષદ્ના પ્રથમ પ્રપાઠકમાં "य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेशः" ઇત્યાદિ શ્રુતિમાં આદિત્યાન્તઃ અક્ષ્યન્તઃ હિરણ્મય પુરુષ અધિષ્ઠાતૃદેવતાશરીર વા બ્રહ્મશરીર નથી, પરન્તુ બ્રહ્મ જ છે, કારણ કે (૧) અપહતપાપ્મત્વરૂપ અસાધારણ બ્રહ્મધર્મનો ઉપદેશ છે અને (૨) અન્તર્યામિબ્રાહ્મણમાં "य आदित्ये तिष्ठन्" ઇત્યાદિ શ્રુતિમાં સૂર્યમણ્ડલથી અને તદભિમાનીથી આધિદૈવિક ભિન્ન છે એમ કથન છે. બ્રહ્મ કારણ છે અને જગત્ કાર્ય છે, ઘટાદિ કાર્યના જલાહરણાદિયોગ્યત્વાદિ અસાધારણ ધર્મ મૃત્પિણ્ડકપાલરૂપાદિ કારણમાં ગમન કરતા નથી, અને મૃત્તિકાદિ કારણના ઘટજનકત્વાદિ અસાધારણ ધર્મ ઘટાદિ કાર્યમાં ગમન કરતા નથી, તેમ અપહતપાપ્મત્વ બ્રહ્મનો જ અસાધારણ ધર્મ છે, અંશમાં વા કાર્યમાં તો તે ધર્મનું સામ્ય કેવલ નામમાત્ર છે, બ્રહ્મના અપહતપાપ્મત્વરૂપ અસાધારણ

७. एकसूत्रं तल्लिङ्गाधिकरणम् ॥

**२१. आकाशस्तल्लिङ्गात् ॥**

સપ્તમાધિકરણ.૭

૨૧. આકાશ (બ્રહ્મ જ છે) તેનું–બ્રહ્મનું–(જગત્કર્તૃત્વાદિ) લિઙ્ગ છે તેથી.

८. एकसूत्रमतिदेशाधिकरणम् ॥

**२२. अत एव प्राणः ॥**

અષ્ટમાધિકરણ.૮

૨૨. એથી (બ્રહ્મલિઙ્ગનું શ્રવણ થાય છે તેથી) જ પ્રાણ (બ્રહ્મ જ છે).

---

ધર્મથી હિરણ્મયત્વ હિરણ્યશ્મશ્રુત્વ હિરણ્યકેશત્વ દક્ષત્વ ઇત્યાદિ પણ બ્રહ્મધર્મ જ છે એમ નિશ્ચિત થાય છે. બ્રહ્મસૂત્રને વૈદિક "ન્યાય"સંજ્ઞા સમર્પે છે, ત્યારે હવે આ અધિકરણમાં આ 'ન્યાય' સિદ્ધ થયો કે ઉપનિષદ્માં તત્ તત્ પ્રકરણમાં એક પણ નિઃસન્દિગ્ધ અસાધારણ બ્રહ્મધર્મ અન્ય સન્દિગ્ધ ધર્મની પણ બ્રહ્મધર્મતા નિશ્ચિત કરે છે. જ્યાં જ્યાં ધર્મનો નિષેધ હોય ત્યાં ત્યાં લૌકિક કાર્યધર્મનો જ નિષેધ સમજવો, આથી "यदेकमव्यक्तमनन्तरूपम्" "गुहायां निहितम्" ઇત્યાદિ શ્રુત્યુક્ત સહજ સાકારતા પણ સિદ્ધ થઈ રહે છે. બ્રહ્મશરીરપક્ષ તો સર્વથા અસઙ્ગત જ છે, સર્વકર્તૃ બ્રહ્મમાં શું અનુપપત્તિ કે શરીર કલ્પે? આસુરવ્યામોહાર્થ લીલાએ કરીને નટવત્ શરીરનું દર્શન કરાવે તથાપિ વસ્તુતઃ મૂલસ્વરૂપમાં શરીર જ નથી, બ્રહ્મનું સ્વરૂપ જ તત્તત્શરીરાદિ લીલા કરે છે, આથી સિદ્ધ થાય છે કે બ્રહ્મમાં નિત્ય વા અનિત્ય શુદ્ધસત્ત્વાત્મક પ્રાકૃત વા માયિક કોઇ પણ પ્રકારનું સ્વરૂપભિન્ન શરીર નથી. અન્તર્યામિબ્રાહ્મણમાં ચાર પદાર્થ શિક્ષણીય છે, (૧) બ્રહ્મ સર્વત્ર સ્થિતિ કરે છે તથાપિ તત્ તત્ સર્વના ધર્મનો બ્રહ્મને સમ્બન્ધ નથી, (૨) નિજ અસાધારણ બ્રહ્મધર્મનો તત્ તત્ સર્વને પણ સમ્બન્ધ નથી, કારણ કે તેમ થાય તો સર્વ જ મુક્ત થઈ જાય, (૩) બ્રહ્મ આદિત્યમણ્ડલાદિને સ્વશરીર ગણે છે તે પણ અધિષ્ઠાનાર્થ નહિ પરન્તુ કેવલ નિજલીલા સિદ્ધયર્થ, અને (૪) બ્રહ્મ તત્ તત્ શરીરનું નિયમન કરે છે તે પણ નિજલીલાસિદ્ધયર્થ જ. આનન્દમય અને અન્તસ્તદ્ધ અધિકરણમાં મયટ્પ્રત્યયવશાત્ અબ્રહ્મત્વની શઙ્કા ઉપસ્થિત થઈ હતી તે નિવૃત્ત કરીને સૂત્રકારે આનન્દમયની અને હિરણ્મયની બ્રહ્મતા સિદ્ધ કરી. ઉત્તમ અધિકારીએ અત્ર આનન્દમયમાં શ્રીનાથજીની અને હિરણ્મયમાં શ્રીનવનીતપ્રિયજીની ભાવના કરવી.

૭. સપ્તમ તલ્લિઙ્ગાધિકરણમાં એક જ સૂત્ર છે. છાન્દોગ્યોપનિષદ્ના પ્રથમ પ્રપાઠકમાં "अस्य लोकस्य का गतिरित्याकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतानि आकाशादेव समुत्पद्यन्ते आकाशं प्रत्यस्तं यन्ति" ઇત્યાદિ શ્રુતિમાં "આકાશ"નો અર્થ "બ્રહ્મ" થાય છે, પાદાન્તે શ્રુતિસામર્થ્યરૂપ લિઙ્ગથી અને ઉપપત્તિરૂપ તાત્પર્યલિઙ્ગથી સર્વજગત્કારણત્વ પરમાત્માના ધર્મ સ્વરૂપત્વ પરોવરીયસ્ત્વ ત્રિતયપરિચ્છેદરાહિત્ય અને આનન્ત્ય બ્રહ્મધર્મ છે, લોકમાં ઇન્દ્રિય એ વ્યોમન્" ઇત્યાદિ શ્રુતિમાં પણ આકાશપર્યાય "વ્યોમ" ઇત્યાદિ સ્વરૂપાત્મક આનન્દમય આ અધિકરણમાં આ ન્યાય પ્રાપ્ત થયો કે જ્યાંપર્યન્ત કોઇ પણ મય પ્રતિ"પર્યન્ત શ્રીમદાચાર્યશ્રીએ સાંપર્યન્ત તે વાક્ય અપરબ્રહ્મમાં ન યોજવું એમ અર્થતઃ આનન્દના અભ્યાસથી સિદ્ધ...

અને "अपवा स नैव रेमे" ઇત્યાદિ ઉપક્રમ મન્ત્ર છે. છાન્દોગ્યોપનિષદ્ના પ્રથમ પ્રપાઠકમાં "आनन्दमयमानन्दसन्दोहायावपर्यते"પર્યન્ત શ્રીમત્પ્રભુચરણે भूतानि प्राण एव अभिसंविशन्ति"

| ९. चतुःसूत्रज्ज्योतिश्चरणाधिकरणम् ॥ | નવમાધિકરણ.૯ |
|---|---|
| २३. ज्योतिश्चरणाभिधानात् ॥ | ૨૩. જ્યોતિઃ (બ્રહ્મ જ છે,) ચરણનું–બ્રહ્મધર્મનું–અભિધાન છે તેથી, |
| २४. छन्दोभिधानान्नेति चेन्न तथा चेतोर्पणनिगदात्तथा हि दर्शनम् ॥ | ૨૪. છન્દનું–ગાયત્રીનું–અભિધાન છે તેથી (ચરણ બ્રહ્મધર્મ નથી) એમ જો (કહો તો તેમ) નહિ, (બ્રહ્મમાં) તથા–તે દ્વારા–ચેતોર્પણનું કથન છે તેથી, અને તથા–તે પ્રકારે–દર્શન થાય છે તેથી એમ જ યોગ્ય છે, |
| २५. भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥ | ૨૫. અને ભૂતાદિ–ભૂત પૃથિવી શરીર અને હૃદયરૂપ ચાર–પાદના વ્યપદેશની ઉપપત્તિ (બ્રહ્મમાં) છે તેથી એમ જ (છે). |
| २६. उपदेशभेदान्नेति चेन्नोभयस्मिन्नप्यविरोधात् ॥ | ૨૬. (સપ્તમી અને પઞ્ચમીના) ઉપદેશભેદથી (જ્યોતિઃ બ્રહ્મ) નથી એમ જો (કહો તો તેમ) નહિ, ઉભયે (વિભક્તિમાં) અવિરોધ છે તેથી. |

ઇત્યાદિ શ્રુતિમાં "પ્રાણનો" અર્થ "બ્રહ્મ" થાય છે કારણ કે અત્ર પૂર્વવત્ જ શ્રુતિ સામર્થ્ય અને તાત્પર્યનિર્ણય લિઙ્ગથી અનેક બ્રહ્મધર્મ નિશ્ચિત થાય છે. ઉપનિષદ્વાક્ય મુખ્યબ્રહ્મપરત્વે સમ્ભવે સાંપયન્ત તે વાક્ય અપરબ્રહ્મમાં ન યોજવું એમ પૂર્વાધિકરણસિદ્ધ ન્યાય અત્ર પ્રવર્તી શકતો નથી, તેથી જે પ્રકરણમાં બ્રહ્મપરત્વ કલ્પવામાં કાંઇ પણ બાધક ન હોય ત્યાં જ બ્રહ્મપરત્વ કલ્પવું અન્યત્ર નહિ એમ અતિરિક્ત અતિદેશન્યાયનું પરિજ્ઞાન આ અધિકરણમાં કરાવ્યું. જ્યાં જ્યાં બાધકશૂન્ય બ્રહ્મલિઙ્ગ હોય ત્યાં ત્યાં સર્વત્ર જ બ્રહ્મપરત્વ સ્વીકારવું, તેથી "आपो वा इदं सर्वम्" ઇત્યાદિ શ્રુતિમાં "आपः" ઇત્યાદિનો અર્થ બ્રહ્મ જ કરવો.

૯. નવમ જ્યોતિરધિકરણમાં સૂત્રચતુષ્ટય છે. છાન્દોગ્યોપનિષદ્ના પઞ્ચમ પ્રપાઠકમાં "अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेष्वनुत्तमेषूत्तमेषु लोकेषु इदं तावद्यदिदमस्मिन्नन्तः पुरुषे ज्योतिः" ઇત્યાદિ શ્રુતિમાં 'જ્યોતિઃ'નો અર્થ 'બ્રહ્મ' થાય છે, કારણ કે ચતુષ્પાદ્ બ્રહ્મનું ચતુર્થ ચરણ જ્યોતિઃ છે એમ અભિધાન છે. અત્ર ચતુષ્પાદ્ બ્રહ્મનું નિરૂપણ નથી, પરન્તુ "गायत्री वा इदं सर्वं यदिदं किञ्च" ઇત્યાદિથી ગાયત્રીછન્દના ચરણનું અભિધાન છે એમ શઙ્કા યુક્ત નથી, કારણ કે ગાયત્રીપ્રતિપાદ્ય બ્રહ્મમાં ગાયત્રીદ્વારા ચેતોર્પણનું કથન છે. સૂચીદ્વારા સૂત્રપ્રવેશવત્ ગાયત્રીદ્વારા જ બુદ્ધિ ગાયત્રીપ્રતિપાદ્ય બ્રહ્મમાં પ્રવેશ કરે છે. તે પ્રકારે બ્રહ્મદર્શન થઈ શકે છે, જો સ્વતઃ પ્રવેશ ન કરે તો ઉપાયે પ્રવેશ કરી શકે છે એ યુક્ત છે, સ્થૂલ બુદ્ધિ એમનીએમ જ બ્રહ્મમાં પ્રવેશ કરી શકતી નથી, તેથી ઉપાયે ગાયત્રીદ્વારા બ્રહ્મમાં પ્રવેશ કરી શકે છે. ભૂત, પૃથિવી, શરીર અને હૃદય એમ ચાર પાદ ગાયત્રીછન્દના ન હોઈ શકે, બ્રહ્મના જ હોઈ શકે, તેથી પણ પાદ બ્રહ્મધર્મ છે. "त्रिपादस्यामृतं दिवि" શ્રુતિમાં સપ્તમ્યન્ત 'दिवि' અને "अतः परो दिवो ज्योतिः" શ્રુતિમાં પઞ્ચમ્યન્ત दिवः એમ ઉપદેશભેદ છે તેથી

| १०. चतुःसूत्रमनुगमाधिकरणम् ॥ | દશમાધિકરણ.૧૦ |
|---|---|
| २७. प्राणस्तथानुगमात् ॥ | ૨૭. પ્રાણ (બ્રહ્મ જ છે) બ્રહ્મત્વે કરીને સર્વ પદાર્થને અનુગમ–સમન્વય–(બ્રહ્મમાં છે) તેથી, |
| २८. न वक्तुरात्मोपदेशादिति चेदध्यात्मसम्बन्धभूमा ह्यस्मिन् ॥ | ૨૮. વક્તા–ઇન્દ્ર–(નિજ) આત્માનો–ઉપદેશ કરે છે તેથી (પ્રાણ બ્રહ્મ નથી) એમ જો (કહો તો તેમ) નહિ, આમાં–આ પ્રકરણમાં–અધ્યાત્મસમ્બન્ધી ભૂમા–બાહુલ્ય–છે. |
| २९. शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥ | ૨૯. શાસ્ત્રદૃષ્ટિએ તો ઉપદેશ વામદેવવત્ (છે). |

જ્યોતિઃ બ્રહ્મ નથી એમ પણ શઙ્કા યુક્ત નથી, કારણ કે જે સર્વત્ર વિદ્યમાન છે તે દ્યુલોકમાં પણ વિદ્યમાન છે, અને "अतः दिवः" માં લ્યબ્લોપાર્થક પઞ્ચમી હોવાથી "આ દ્યુલોકથી પ્રારમ્ભીને" એમ અર્થ થાય છે, અર્થાત્ ુલોકમાં વિદ્યમાન નથી એમ અર્થ નહિ થતાં "દ્યુલોકમાં અને અન્યત્ર પણ તે વિદ્યમાન છે" એમ અર્થ થાય છે, તેથી સપ્તમી અને પઞ્ચમી એમ ઉપદેશભેદમાં પણ વિરોધ ન રહ્યો, અને "જ્યોતિઃ"નો અર્થ બ્રહ્મ જ છે, ગાયત્રી છન્દ નહિ, એમ નિષ્પ્રત્યૂહ સિદ્ધ થયું.

૧૦. આ દશમ અનુગમાધિકરણમાં સૂત્રચતુષ્ટય છે કૌશીતકિબ્રાહ્મણોપનિષદ્‌માં ઇન્દ્રપ્રતર્દનસંવાદમાં ઇન્દ્રે પ્રતર્દનને વરદાન આપીને 'મને જ જાણ એ જ હું મનુષ્યનું હિતતમ માનું છું' એમ ઉપક્રમ કરીને ત્વાષ્ટ્રવધાદિએ આત્માને પ્રશંસીને સ્વોપાસનાથી માયાનિવૃત્તિરૂપ ફલ પ્રાપ્ત થાય છે એમ પ્રતિપાદન કર્યું, ત્યારે 'તું કોણ?' એમ પ્રતર્દનને વિવક્ષા થતાં "प्राणो वा अहमस्मि प्रज्ञात्मानं मामायुरमृतमित्युपास्स्व" ઇત્યાદિ કહ્યું. અત્ર પ્રાણશબ્દવાચ્ય આસન્ય પ્રાણ નથી, પરન્તુ બ્રહ્મ છે, કારણકે આ વાક્યમાં ઉપક્રમોપસંહારવિચારથી પદાર્થનો સમન્વય બ્રહ્મમાં થાય છે. અત્ર કદાચિત્ શઙ્કા કરવામાં આવે કે વક્તા ઇન્દ્ર નિજ સ્વરૂપનો જ ઉપદેશ કરે છે તો તેમ પણ યુક્ત નથી, કારણકે આ પ્રકરણમાં બાહુલ્ય ઇન્દ્રના ધર્મનું નથી, પરન્તુ અધ્યાત્મસમ્બન્ધનું–બ્રહ્મધર્મનું–છે, વળી જેમ જ્ઞાનાવેશથી વામદેવને સર્વબ્રહ્મધર્મની સ્ફૂર્તિ થઈ તેમ જ અત્ર પણ 'હું બ્રહ્મ' એમ શાસ્ત્રીય દૃષ્ટિથી જ સકલ ઉપદેશ છે. અત્ર પ્રકરણમાં ઉપક્રમોપસંહારવિચારથી પદાર્થનો સમન્વય બ્રહ્મમાં થાય છે, બાહુલ્ય બ્રહ્મધર્મનું છે અને ઉપદેશ પણ શાસ્ત્રીય દૃષ્ટિથી છે, તથાપિ જીવના અને પ્રાણના ધર્મની પ્રતીતિ તો થાય છે તેથી સર્વ જ પ્રકરણ બ્રહ્મનું છે એમ નિઃશઙ્ક ન કહી શકાય એમ શઙ્કાનો પણ અવકાશ નથી, કારણ કે બ્રહ્મધર્મ જીવધર્મ અને મુખ્યપ્રાણધર્મ એમ ત્રિવિધધર્મ સ્વીકારતાં ઉપાસનામાં ત્રૈવિધ્ય પ્રાપ્ત થઈ જાય; જીવનો આશ્રય બ્રહ્મ છે અને મુખ્યપ્રાણનો યોગ–સમ્બન્ધ–બ્રહ્મસદ્ છે, તેથી બ્રહ્માશ્રિત જીવના અને બ્રહ્મસદ્યુક્ત મુખ્ય પ્રાણના પણ ધર્મ વસ્તુતઃ બ્રહ્મધર્મ જ છે, તેથી સકલ પ્રકરણ બ્રહ્મપર છે. અર્થાત્ ઇન્દ્રપ્રતર્દનસંવાદમાં પ્રાણશબ્દવાચ્ય ચિદચિત્સંશ્લિષ્ટ એક જ અદ્વિતીય શુદ્ધ બ્રહ્મ છે.

અત્ર આ નિષ્કર્ષ છે. ઉપનિષદ્‌ના સન્દિગ્ધવાક્યના નિર્ણયાર્થ જ આ મીમાંસા છે, તેથી બ્રહ્મજિજ્ઞાસાની પ્રતિજ્ઞા કરીને પ્રથમ જ સૂત્રમાં બ્રહ્મ વ્યવહાર્ય છે એમ શ્રવણાર્થે સિદ્ધ કરીને "यतो वाचो निवर्तन्ते" શ્રુતિનો પણ વિરોધપરિહાર કર્યો. બ્રહ્મ સર્વથા જ અવ્યવહાર્ય હોય તો શ્રુત્યુપદિષ્ટ બ્રહ્મશ્રવણાદિ સમ્ભવે નહિ, તેથી બ્રહ્મ આવા જ

॥ श्रीकृष्णाय नमः ॥

श्रीगोपीजनवल्लभाय नमः ॥

# ॥ श्रीमद्गोस्वामिश्रीगोपेश्वरजीमहाराजविरचित भक्तिमार्तण्डे ॥

मङ्गलाचरण.

વેદાદિ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ અતુલ ભજનમહિમાને પ્રકટ કરવાને, ગિરિશમને[2] કરીને અહિર્નિશ શોધ્ય[3] ભુક્તનું-પ્રસાદીનું-જેમણે મને સ્વપ્નમાં દાન કર્યું, તદનન્તર મનનયોગ્ય જેનું સુયશ છે એવું આ માનન[4] મારામાં વિસ્તાર્યું, એવા અહોગુણનિધિ ભગવાનને હું સ્મરીસ્મરીને અજામિલવત્[5] સેવું છું- ૧. મેઘને પણ અધઃ કરીને અન્યથી અદેય[6]દાન કરવામાં કુશલ હોવાથી જે સ્વજનોમાં ( કૃપાવર્ષારૂપે ) વર્ષે છે તે આચાર્યચરણને હું નમું છું. ૨. ક્ષીરાબ્ધિના નિજચિહ્નરૂપ મન્થનપ્રસઙ્ગે કૂર્માકૃતિ સ્વીકારીને પૃષ્ઠ ઉપર ગિરિરાજને[7] ધર્યો અને સ્નેહોદધિમાં અવગાહનમાત્ર કરીને પરમાનન્દાવાપ્તિ છે સર્વસ્વ જેમનું એવા સદય ભગવાને ભક્તપ્રિય કર્યું તે હરિરૂપ તાતમહાશયને ભૂત્યર્થ નમસ્કાર કરું છું. ૩. ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડના વંશમાં સૂર્યરૂપ તાતચરણને ભક્તિમાર્તણ્ડનામક ગ્રન્થસિદ્ધ્યર્થ પ્રણામ કરું છું. ૪. વેદાદિ સર્વ શાસ્ત્રના અર્થભૂત અને બ્રહ્મનિષ્ઠે પણ દુર્લભ શ્રીમત્પ્રભુચરણે યથાશાસ્ત્ર

---

૧. કાશીમાં રત્નગોપાલભટ્ટમુદ્રિત ગ્રન્થમાં એટલી તો અશુદ્ધિ છે કે હસ્તલિખિત પ્રતિને જ આધારે અનુવાદ કરવો પડયો છે. અતિત્વરાથી ગ્રન્થમુદ્રણ ઇચ્છનો પુસ્તકવર્ગ આ પરિણામ લક્ષમાં લેશે ? શુદ્ધ ગ્રન્થથી પઠન વિના શુદ્ધ અનુવાદની આશા જ ક્યાંથી રખાય ?

૨. " गिरीशो गिरिशो मृडः " આ અમરવાક્યથી ગિરિશપદ શિવવાચક છે, " शुकः शिवः " ઇત્યાદિ પ્રથમસ્કન્ધનિબન્ધકારિકાથી " ગિરિશ "શબ્દ શુકવાચક છે. " गिरौ शेते " એ વ્યુત્પત્તિથી ગિરિશ શબ્દ મુનિવાચક પણ છે. અત્ર "गिरशनसा" એમ પાઠ અશુદ્ધ છે, " गिरिशमनसा " એ પાઠ અમારી પાસેની લિખિતપ્રતિસ્થ શુદ્ધ છે.

૩. મૃગ્ય=શોધ્ય, ગિરિશે પણ શોધવા યોગ્ય છે, અદ્યાપિ પ્રાપ્ત નથી.

૪. " मननसुयशो माननम् " અત્ર " मननसुयश " બહુવ્રીહિ સમાસ છે. અને તે "माननम्"-નું વિશેષણ છે, તેથી મનનકરણ છે સુયશ જેનું એવું માનન એમ અર્થ સ્ફુરે છે, અર્થાત્ માનનના-સેવાના-મનનનું સાધકતમ કરણ-સાધન-સુયશ છે. માનનશબ્દનો "સેવા" અર્થ " मान पूजायाम् " ધાતુથી સિદ્ધ થાય છે. પ્રભુના સુયશનું મનન કરવાથી માનન-સેવા-પ્રાપ્ત થાય છે, એમ સમગ્ર પદનો આશય છે.

૫. આ મઙ્ગલાચરણમાં ગ્રન્થનો વસ્તુનિર્દેશ કર્યો છે, પ્રથમપાદના "ભુક્ત," શબ્દથી પ્રમાણ, દ્વિતીયપાદના "મૃગ્ય" શબ્દથી પ્રમેય, તૃતીયપાદના "મનનંસુયશોમાનન" પદથી સાધન, અને ચતુર્થપાદમાં " સ્મરી સ્મરીને ભજું છું " એ પદથી સ્મરણપૂર્વક ભક્તિરૂપ ફલ નિર્દેશ્યું છે, ત્યાં અજામિલશબ્દથી અજામિલવત્ નિઃસાધન છું તથાપિ મારે વિષે કૃપા કરી એમ ગ્રન્થકારનું નિઃસાધનતાદ્યોતક મર્મ છે.

૬. બીજા કોઇથી પણ ન આપી શકાય એવું.

૭. મેરુનું.

પ્રકટિત ભક્તિ કહીશ.[1] ૫. સિદ્ધાન્તમુક્તાવલ્યાદિ ગ્રન્થોને અનુસરીને ભાષ્યાન્તીએ ( શ્રીગોપેશ્વરજીએ ) કરવાને આદરેલા ગ્રન્થને અવલોકીને વિરુદ્ધાંશ દૂર કરવો, કારણ કે સાર તો ગ્રન્થથી છે, તેથી હું પણ કંઇક તે સારને પરિશોધું છું.[2] ૬–૭.

ઉપક્રમ.

વેદના કર્મકાણ્ડમાં અને જ્ઞાનકાણ્ડમાં પૂર્વ કર્મકાણ્ડનો ફલિતાર્થ ધર્મમાં છે અને જ્ઞાનકાણ્ડનો ફલિતાર્થ જ્ઞાનમાં છે તો વેદાદિ શાસ્ત્રોનો અર્થ ભક્તિ કેમ થાય ? આ પ્રશ્નનું ઉત્તર આપવામાં આવે છે કે 'જે [3]વસ્તુના અનુભવાનન્તર અન્યનું દર્શન નથી અન્યનું શ્રવણ નથી અન્યનું વિજ્ઞાન નથી તે ભૂમા' અર્થાત્ સર્વાત્મભાવ, આ [4]ભૂમાના સ્વરૂપનાં દર્શનવાન્ મનનવાન્ અને વિજ્ઞાનવાન્ થાય તે આત્મરતિ આત્મક્રીડ આત્મમિથુન અને આત્માનન્દવાન્ સ્વરાટ્ થાય છે,' '[5]આત્મક્રીડ આત્મરતિ ક્રિયાવાન્ આ બ્રહ્મજ્ઞાનીમાં વરિષ્ઠ છે,' '[6]ભક્તિ એનું ભજન, તે આ લોકમાં પર લોકમાં ફલભોગાશારહિત પ્રભુમાં મનઃસ્થિરતા, અને તે જ સકલ નૈષ્કર્મ્ય,' '[7]જે પરબ્રહ્મનું ધ્યાન કરે છે, પ્રભુના આનન્દનો આસ્વાદ કરે છે, ભજે છે; તે અમૃત થાય છે,' '[8]ચિત્તથી શ્રીકૃષ્ણનું ચિન્તન કરતો સંસારમાંથી મુક્ત થાય છે, [9]હે અર્જુન, તને જે રીતિએ મારું દર્શન થયું છે તેવું મારું દર્શન વેદે તપે દાને અને યજ્ઞે કરીને થઈ શકતું નથી, અનન્ય ભક્તિએ કરીને આ પ્રકારે મારું દર્શન થઈ શકે છે,' '[10]હે દ્વિજ, હું અસ્વતન્ત્ર હોઉં એમ ભક્તને અધીન છું, સત્ સ્ત્રીઓ જેમ સત્પતિને વશ કરે છે તેમ ભક્તિથી ( ભક્તો ) મને વશ કરે છે,' '[11]ભગવાન્ ગજ પ્રતિ ભક્તિથી જ સન્તુષ્ટ થયા હતા, '[12]હે દૈત્યપુત્રો, દ્વિજત્વ દેવત્વ ઋષિત્વ વૃત્ત વા બહુજ્ઞતા દાન તપ યજ્ઞ

૧ "प्रभुपादपुरस्सरम्"પાઠ હોય તો " શ્રીમત્પ્રભુચરણને અનુસરીને " એમ અર્થ કરવો.

૨ કોઇક લિખિત પ્રતિમાં આ ૬–૭ શ્લોક ટિપ્પણરૂપ અધિક જણાય છે.

૩ यत्र नान्यत् पश्यति नान्यत् शृणोति नान्यत् विजानाति स भूमा. छान्दोग्योपनिषत् अ. ७ खण्ड २४.

૪ स वा एष एवं पश्यन्नेवं मन्वानः एवं विजानन् आत्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति । छान्दो. अ. ७, खण्ड २५.

૫ आत्मक्रीडः आत्मरतिः क्रियावान् एष ब्रह्मविदां वरिष्ठः । मुण्डकोपनिषत् अ. ३ मुण्डक१–४.

૬ भक्तिरस्य भजनं तदिहामुत्र च फलभोगनैराश्येनामुष्मिन् मनःकल्पनम् । गोपालपूर्वतापिन्युनिषत्.

૭ परं ब्रह्मैनयो ध्यायति रसति भजति सोऽमृतो भवति । गोपालपूर्वतापिन्युपनिषत्.

૮ चिन्तयंश्चेतसा कृष्णं मुक्तो भवति संसृतेः । गोपालपूर्वतापिन्युपनिषत्.

૯ नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा । भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन । श्रीमगवद्गीता अ. ११.५३.

૧૦ अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज । वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा । श्रीमद्भागवत स्कं. ९, अ. ४, श्लोकं ६३.

૧૧ भक्त्या तुतोष भगवान् गजयूथपाय ।

૧૨ नालं द्विजत्वं देवत्वं ऋषित्वं वासुरात्मजाः । प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता । न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च । प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥ भागवत ७,७,५१–५२.

શૌચ વ્રતાદિ કંઇ પણ પ્રભુને પ્રસન્ન કરવાને સમર્થ નથી, નિર્મલ અવ્યભિચારિણી ભક્તિએ પ્રસન્ન થાય છે, અન્ય સર્વ વિડમ્બન છે,' '[1]જ્ઞાનાન્તર ભક્તિવિચાર કરવો, ઇશ્વરમાં પરમ આસક્તિ તે ભક્તિ,' 'સ્નેહ[2] એ જ ભક્તિ તેથી મુક્તિ, અન્યથી નહિ' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ સૂત્ર પઞ્ચરાત્રાદિના વાક્યસહસ્રથી ભક્તિ પ્રતિપાદિત કરી છે, તેથી ભક્તિમાં જ સર્વ શાસ્ત્રનું પર્યવસાન યોગ્ય છે.

**भूमादिविचारनो उपन्यास.**

"જે ભૂમામાં અન્યનું દર્શન નથી" ઇત્યાદિ શ્રુતિએ ભક્તિ કેવી રીતિએ પ્રતિપાદિત થાય છે ? આ પ્રકારે. છાન્દોગ્યના નવમ પ્રપાઠકમાં 'ભગવન્, મને અધ્યયન કરાવ' એ પ્રકારે નારદ સનત્કુમારસમીપ ગયા એમ આરમ્ભવતી આ શ્રુતિ છે. અધીહિનો અર્થ વિશ્વેશ્વર વિજ્ઞાપય કરે છે, પરન્તુ બ્રહ્મસૂત્ર ૩,૩,૪૪ના ભાષ્યપ્રકાશમાં અધીહિનો અર્થ अध्यापय 'અધ્યયન કરાવ' એમ કર્યો છે, સહસા મુખ્ય બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો યોગ્ય નથી, આ કારણથી નારદનો અધિકાર જાણવાને સનત્કુમારે નારદને કહ્યું 'તું જે જાણે છે તેનું કથન કરીને મદુપસન્ન[3] થા, તારું અધીત કથ, તદતિરિક્ત તને વદીશ', તદનન્તર નારદે સ્વવિદિત ઋગ્વેદાદિ સર્વવિદ્યાન્તનું કથન કર્યું, 'ભગવન્, ઋગ્વેદ યજુર્વેદ સામવેદ અથર્વવેદ વેદનો પણ વેદ ઇતિહાસપુરાણનામનો પઞ્ચમ વેદ પિત્ર્ય રાશિ દૈવ નિધિ વાકોવાક્ય એકાયન દેવવિદ્યા બ્રહ્મવિદ્યા ભૂતવિદ્યા ક્ષત્રવિદ્યા નક્ષત્રવિદ્યા સર્પદેવજનવિદ્યા મારી અધીત છે,' આ વાક્યમાં ઋગ્વેદથી આરમ્ભી પુરાણપર્યન્ત શબ્દ પ્રસિદ્ધ છે, વેદને જણાવનાર તે વ્યાકરણ, પિત્ર્ય શ્રાદ્ધકલ્પ, રાશિ ગણિત, દૈવ ઉત્પાતજ્ઞાન, નિધિ મહાકાલાદિનિધિશાસ્ત્ર, વાકોવાક્ય તર્કશાસ્ત્ર, એકાયન નીતિશાસ્ત્ર, દેવવિદ્યા નિરુક્ત, બ્રહ્મવિદ્યા શિક્ષાકલ્પછન્દોરૂપ, ભૂતવિદ્યા[4] ભૂતતન્ત્ર, ક્ષત્રવિદ્યા ધનુર્વેદ, નક્ષત્રવિદ્યા જ્યોતિષ, સર્પવિદ્યા ગારુડ, અને દેવજનવિદ્યા ગન્ધર્વવિદ્યા જાણવી, 'હે ભગવન્, મેં આ સર્વનું અધ્યયન કર્યું છે એમ મને સ્મરણ છે આ પ્રકારે હું મન્ત્રવિદ્ જ છું' શબ્દાર્થમાત્રજ્ઞાની છું, તેથી આપાતતઃપરોક્ષજ્ઞાનવાન છું, આ પ્રકારે નિજ અધિકારનું કથન કરીને નારદ સનત્કુમારને કહે છે 'હું કેવલ મન્ત્રવિદ્ હોવાથી આત્મવિદ્ નથી, ભગવત્સદૃશ જનથી આત્મવિદ્ નિજ શોક તરી જાય છે એમ મેં શ્રવણ કર્યું છે, અને હે ભગવન્, એવો જે હું તે શોચું છું, મને ભગવાન્ શોકને પાર તારો !'

**नारदनी अधिक जिज्ञासा.**

અત્ર આપ્તવાક્ય પ્રમાણથી શોકચિહ્નથી નિજ અનાત્મવિત્ત્વ જાણીને 'આત્મજ્ઞાનથી, શોકતરણાર્થ આપની પાસે આવ્યો છું' એમ નારદનો આશય છે. 'હું મન્ત્રવિદ્ જ છું' આ વાક્યમાં 'જ' 'મન્ત્રવિદ્ જ છું આત્મવિદ્ નથી' એમ સૂચિત કરે છે. આ પ્રકારે સનત્કુમાર તેના અધિકારને જાણીને મુખ્ય વિદ્યાના ઉપદેશની યોગ્યતાના સમ્પાદનાર્થ 'यद्वै

---

१ अथातो भक्तिजिज्ञासा । सा परानुरक्तिरीश्वरे । शाण्डिल्यसूत्र १,१-२.

२ स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिः न चान्यथा ।

૩ મારી સમીપ આવ.

૪ વેદમાં આત્રેયોક્ત ભૂતવિદ્યા છે

क्रियाप्यगीष्टा नामैवैतद्' ઇત્યાદિથી નારદોક્ત સર્વ વિદ્યાના [1]નામત્વબોધનપૂર્વક નામને બ્રહ્મત્વે-અક્ષરભાવે-ઉપાસવાનો ઉપદેશ કરીને 'નામની જેટલા દેશમાં પ્રવૃત્તિ થાય છે તેટલા દેશમાં નામબ્રહ્મોપાસકનો યથાકામચાર-યથેષ્ટસગ્ચરણ-થાય છે' આ પ્રકારનું ફલ જ્યારે સનત્કુમારે શોકતરણાર્થ કહ્યું ત્યારે કેવલ નામથી ઉપાસના કરવાથી ઉક્ત-યથેષ્ટ-સમ્ચરણ ફલ પ્રાપ્ત થતું નથી, અને તેની બ્રહ્મત્વે ઉપાસના કરવાથી ઉક્ત ફલ પ્રાપ્ત થાય છે એમ નારદને વિદિત થયું, તે-યથેષ્ટસગ્ચરણ-ફલની પણ ગતિ પરિચ્છિન્ન છે તેથી તે નામથી શોકતરણ અશક્ય માનીને તેથી પણ અધિક જાણવાની ઇચ્છાવાન્ નારદ સનત્કુમારને પુછે છે, 'હે [2]ભગવન્ નામથી પણ અધિક કંઇ છે? નામથી જે કંઇ અધિક હોય તે મને કહો.' આ પ્રકારે નારદે પૃષ્ટ સનત્કુમાર 'વાગ્વા' ઇત્યાદિથી ઉત્તર આપે છે 'વાણી નામથી અધિક છે' આ પ્રકારે નામવિદ્યાવિજ્ઞાપક માહાત્મ્ય કહીને બ્રહ્મભાવે વાણીની ઉપાસનાનું અને તેના ફલનું કથન સનત્કુમારે કર્યું. આ શ્રુતિમાં भूयः શબ્દનો અર્થ 'બહુ' નથી તેમ 'પુનઃ' નથી, પરન્તુ 'અધિક' વા 'ઉત્કૃષ્ટ' છે એમ માહાત્મ્યકથનથી નિશ્ચિત થાય છે, આ પ્રકારે નામ વાણી મન સઙ્કલ્પ ચિત્ત ધ્યાન વિજ્ઞાન બલ અન્ન જલ તેજ આકાશ સ્મર અને આશાનું (અનુક્રમે એકેકથી અધિકતાદ્યોતનપૂર્વક) વર્ણન કર્યું, તેમાં નામનો અને વાણીનો અર્થ સ્પષ્ટ છે, મનનો અર્થ વિવક્ષારૂપ અન્તઃકરણવૃત્તિ, સઙ્કલ્પનો અર્થ આ કર્તવ્ય અને આ અકર્તવ્ય એમ સમર્થનરૂપ અન્તઃકરણવૃત્તિ, ચિત્તનો અર્થ પ્રાપ્તકાલના અનુસન્ધાનરૂપ ચેતનકર્તૃત્વ તથા ભૂતભવિષ્યદ્વિષયક પ્રયોજનનિરૂપણસામર્થ્ય, ધ્યાનનો અર્થ દેવતાના આલમ્બનરૂપ વિજાતીયાન્તરાયરહિત શાસ્ત્રોક્ત પ્રત્યયસન્તાન, એકાગ્રતાપદનો જ પર્યાય ધ્યાનશબ્દ છે, જ્ઞાન ચિરકાલસ્થાયિ છે એ પક્ષમાં ધ્યાનનો અર્થ "પ્રત્યયસન્તાન" ન થતાં એક જ પ્રત્યય થાય છે, વિજ્ઞાનનો અર્થ શાસ્ત્રાર્થસમ્બન્ધિ વિશિષ્ટ જ્ઞાન, બલનો અર્થ મનનું અન્નભક્ષણજનિત વિજ્ઞેયવિભાવનસામર્થ્ય, અન્ન, જલ તેજ અને આકાશ પ્રસિદ્ધ છે, સ્મરનો અર્થ સ્મરણ વા અપ્રયત્નચિત્તવ્યાપાર, આશાનો અર્થ અપ્રાપ્ત વસ્તુની આકાઙ્ક્ષા, તૃષ્ણા કામ ઇત્યાદિનો પર્યાય આશાશબ્દ છે. આ સર્વનું આ પ્રકારનું સ્વરૂપ ઉપનિષદ્વ્યાખ્યાનથી[3] જાણી લેવું. આ પ્રકારે સર્વની બ્રહ્મભાવે ઉપાસના કહી, આશાથી પ્રાણનું આધિક્ય અને માહાત્મ્ય કહીને '[4]જે આ પ્રકારે પ્રાણનું દર્શન કરે છે મનન કરે છે વિજ્ઞાન કરે છે તે અતિવાદી[5]-ઉત્કૃષ્ટવાદી-થાય છે',

---

૧ નારદોક્ત સર્વવિદ્યાને 'નામ' સંજ્ઞા આપી અને જે નામથી બ્રહ્મત્વે કરીને ઉપાસના કરે તો નામની જેટલી ગતિ તેટલો આ ઉપાસકનો કામચાર—યથેષ્ટસગ્ચરણ-થાય છે પરન્તુ જ્યારે નામવિદ્યાથી અધિક વાણી મન ઇત્યાદિથી બ્રહ્મત્વે ઉપાસના કરે તો અધિક યથેષ્ટસગ્ચરણ થાય એવો આ વાક્યનો આશય છે.

૨ अस्ति भगवः नाम्नः भूयः इति नाम्नः भूयः वाव भूयोस्ति इति तन्मे भगवान् ब्रवीतु ।

૩ આથી શ્રીપુરુષોત્તમજીનું ઉપનિષદ્વ્યાખ્યાન પણ હોય એમ અનુમાન થાય છે.

૪ स वा एष एवं पश्यन् एवं मन्वानः एवं विजानन् अतिवादी भवति ।

૫ अतिक्रान्तस्य सर्वोत्कृष्टस्य उपास्यवस्तुनः वादी अतिवादी । ઉપાસ્યવસ્તુ સર્વોત્કૃષ્ટ છે એમ વક્તા.

એમ કથન હોવાથી પરમકાષ્ઠાપન્ન વસ્તુ પ્રાણ છે એમ માનીને પ્રાણદ્રષ્ટાને અતિવાદી કહ્યો નથી, પરન્તુ અપહતપાપ્મત્વથી પૂર્વોક્ત નામાદિ આશાપર્યન્તના પદાર્થથી પ્રાણનો ઉત્કર્ષ કહ્યો, તેથી પ્રાણમાં જ વિદ્યાનું પર્યવસાન નથી, તેમ જ આગલ 'આત્માથી[1] પ્રાણ' એમ કહ્યું છે, જો લોક 'તું અતિવાદી છે અતિવાદી છે એમ કહે તો હું અતિવાદી છું એમ વદવું, અપહ્નવ ન કરવો' એમ કહીને આગલ 'જે સત્યત્વે[2] કરીને અતિવદે છે તે અતિવાદી છે' એમ કહીને આસન્ન પ્રાણની ઉપાસના કરનારનું અતિવાદિત્વ સત્યવાદિત્વથી કહ્યું, અર્થાત્ પ્રાણથી પણ ઉત્કૃષ્ટ પદાર્થની જીજ્ઞાસા ઉત્પન્ન થાય તો જ નારદની યોગ્યતા જાણવી એમ અત્ર સનત્કુમારનું હાર્દ છે. અત્ર પ્રાણનું તત્ત્વ પ્રાણ નથી પરન્તુ અન્ય કંઇક છે એમ જાણીને 'હે ભગવન્, હું સત્યત્વે કરીને અતિવાદી થાઉં' એમ નિજ અભિપ્રાય નારદે સનત્કુમારને કહ્યો ત્યારે સનત્કુમારે '[3]સત્યની તો અવશ્ય વિજીજ્ઞાસા કરવી જ' ઇત્યાદિ શ્રુતિથી નારદની સત્યાદિજીજ્ઞાસા ઉત્પન્ન કરીને વિજીજ્ઞાસિતવ્ય સત્ય વિજ્ઞાન મતિ નિષ્ઠા કૃતિ અને સુખ આ પટ્કનું પૂર્વપૂર્વના કારણત્વે કરીને ઉત્તરોત્તરનું કથન કર્યું, તેમાં સત્યનો અર્થ અતિક્રમણ નહિ કહીને વર્તમાન વસ્તુસ્વરૂપ, વિજ્ઞાનનો અર્થ વસ્તુસ્વરૂપસમ્બન્ધિ વિશિષ્ટજ્ઞાન, મતિનો અર્થ તર્ક કરીને તે અર્થનો સ્વરૂપવિચાર, શ્રદ્ધાનો અર્થ આસ્તિક્યબુદ્ધિ, નિષ્ઠાનો અર્થ તદ્વિષયક તત્પરત્વરૂપ આદર, કૃતિનો અર્થ તદ્વિષયકસાધનાનુકૂલ ઇન્દ્રિયવ્યાપાર, સુખનો અર્થ અનુકૂલ બુદ્ધિએ વેદ્ય આન્તર ધર્મ, આ પ્રકારે લૌકિકસમાનાકાર તેનું સ્વરૂપ જાણવું એમ કહીને સુખમાં વિશેષ કથવાને સુખનું સ્વરૂપ કહે છે. '[4]જે ભૂમા-બાહુલ્ય-સર્વાત્મભાવ-છે તે જ સુખ છે અલ્પમાં સુખ નથી, ભૂમા તે જ સુખ છે, તેથી ભૂમાની વિજીજ્ઞાસા અવશ્ય કરવી.' પ્રાણના સત્યવદનાદિત્વનું કારણ ભૂમા જ છે, તે જ તત્ત્વ છે, તેથી કૃત્યાદિપ્રણાડીથી ભૂમાને જાણીને સત્યવદનમાં અતિવાદિત્વ છે, અન્યથા નહિ.

આ પ્રકારે નારદને જ્ઞાન થતાં જ 'ભગવન્[5], ભૂમાની વિજિજ્ઞાસા મને થાય છે'

**ભૂમા.** એમ નારદને ભૂમસ્વરૂપ જાણવાની ઇચ્છા થાય છે ત્યારે સનત્કુમાર નારદને ભૂમાનું સ્વરૂપ કહે છે '[6]જ્યાં અન્યનું દર્શન નથી, અન્યનું શ્રવણ નથી, અન્યનું વિજ્ઞાન નથી, તે ભૂમા' અર્થાત્ જે દૃષ્ટ શ્રુત અને વિજ્ઞાત યથાથી અન્યવિષયક દર્શન શ્રવણ વિજ્ઞાન રહેતું નથી તે ભૂમા. 'આ ભૂમતત્ત્વમાં અન્ય દ્રષ્ટવ્યનું અન્ય કારણથી અન્ય દ્રષ્ટાને દર્શનશ્રવણવિજ્ઞાન નથી તે ભૂમા' એમ વિશ્વેશ્વરનું મત છે. ભૂમાનું દર્શનશ્રવણવિજ્ઞાન કરવાથી અન્યદર્શનાદિના નિષેધમાં શો પ્રકાર છે? શું વિશેષદર્શનથી રજતાદિવત્ અન્યનું દર્શન નથી કરતો? અથવા કારણમાં કાર્યવત્ ભૂમામાં અન્યનો લય થાય છે? અથવા સૂર્યતેજ

---

૧ आत्मनः प्राणः

૨ एष तु वा अतिवदति यः सत्येन अतिवदति इति ।

૩ सत्यं तु एव विजिज्ञासितव्यम् ।

૪ यो वै भूमा तत् सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्यः इति ।

૫ भूमानं भगवो विजिज्ञासे ।

૬ यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा इति ।

નક્ષત્રાદિકનો પરાભવ કરે છે તેમ ભૂમામાં અન્યનો પરાભવ વા તિરસ્કાર થાય છે? આ શઙ્કા થાય તો તેના ઉત્તરમાં સનત્કુમાર કથે છે '[1]જ્યાં અન્યનું દર્શન શ્રવણ અને વિજ્ઞાન છે તે સર્વ અલ્પ છે, જે ભૂમા તે નિશ્ચય અમૃત, અને જે અલ્પ તે મર્ત્ય,' તેથી પૂર્વ વિકલ્પપક્ષમાંનો કોઇ પણ પક્ષ અત્ર નથી, પરન્તુ ભૂમાના દર્શન શ્રવણ અને વિજ્ઞાનથી તે ભૂમાના આનન્દમાં તત્પર થવાથી અન્ય સર્વ અલ્પ થઈ જાય છે, તેથી ભૂમા વિના અન્ય પદાર્થ સુખરૂપ વા સુખના સાધનરૂપ પણ છે એમ તે દેખતો નથી, શ્રવણ કરતો નથી, અને જાણતો નથી, આ પ્રકારે અન્યના શ્રવણ દર્શન અને વિજ્ઞાનનો નિષેધ છે. ભૂમાના શ્રવણ દર્શન અને વિજ્ઞાનમાંના એકથી પણ આ પ્રકારે અમૃતભાવ પ્રાપ્ત થાય છે તો હું ભૂમસ્વરૂપનું શ્રવણ કરું છું તથાપિ મને કેમ તેવો ભાવ પ્રાપ્ત થતો નથી અથવા શ્રવણ દર્શન અને વિજ્ઞાન એ ત્રણેનો સમુદાય હોય તો જ્યાં પ્રકાશમાન ભૂમા સ્થિતિ કરે છે તેને જ એવો ભાવ પ્રાપ્ત થાય છે અન્યને નહિ આ પ્રકારના આશયથી ભૂમાનો આધાર પુછું છું એમ કહીને નારદ પ્રશ્ન કરે છે 'હે ભગવન્, ભૂમા શામાં પ્રતિષ્ઠિત[2] છે?' સનત્કુમાર ઉત્તર આપે છે 'નિજ [3]મહિમામાં' વા નિજ કૃત ભક્તવિભૂતિમાં. નારદ પ્રશ્ન કરે છે 'મહિમા[4] કોણ?' આં નારદના પ્રશ્નનું ઉત્તર સનત્કુમાર આપે છે '[5]અથવા જે મહિમામાં પ્રતિષ્ઠિત નથી તો ગોઅશ્વગજસુવર્ણદાસભાર્યાક્ષેત્રને મહિમા કહે છે તેવા મહિમામાં ભૂમા પ્રતિષ્ઠિત છે એમ હું કહેતો નથી.' 'ત્યારે ક્યાં [6]પ્રતિષ્ઠિત છે?' એમ નારદના પ્રશ્નનું સનત્કુમારે આપેલું ઉત્તર શ્રુતિ જણાવે છે '[7]કહું છું (આ મહિમા ગોઅશ્વાદિથી) અન્ય મહિમા છે, તત્ર-અન્ય મહિમામાં-ભૂમા પ્રતિષ્ઠિત છે.' 'મહિમા કેવો છે જ્યાં ભૂમા પ્રતિષ્ઠિત છે?' આ પ્રકારની આકાઙ્ક્ષા થતાં સનત્કુમાર વિવરણ કરે છે 'તે ભૂમા [8]નીચે છે, તે ઉપર છે, તે પશ્ચાત્ છે, તે અગ્રભાગમાં છે, તે દક્ષિણે છે, તે ઉત્તરે છે, તેજ આ સર્વ છે.' તદનન્તર ભૂમા જ આ સર્વ છે એમ ભાન થયું, તેથી '[9]હું જ નીચે છું, હું જ ઉપર છું, હું જ પશ્ચાત્ છું, હું જ અગ્ર-

---

१ यत्र अन्यत् पश्यति अन्यत् शृणोति अन्यद्विजानाति तद् अल्पं यो वै भूमा तदमृतमथ अल्पं तन् मर्त्यमिति ।

२ स भगवः कस्मिन् प्रतिष्ठितः ।

३ स्वे महिम्नि इति ।

४ को महिमा इति ।

५ यदि वा न महिम्नीति गोअश्वमिह महिमेत्याचक्षते हस्तिहिरण्यं दासभार्यक्षेत्राणि आयतनानीति । नाहमेवं ब्रवीमि ।

६ तर्हि क प्रतिष्ठितः ।

७ ब्रवीमि इति होवाचान्यो ह्यन्यस्मिन् प्रतिष्ठित इति ।

८ स एव अधस्तात् स एव उपरिष्टात् स पश्चात् स पुरस्तात् स दक्षिणतः स उत्तरतः स एव इदं सर्वमिति ।

९. अथातोऽहङ्कारादेशः एवाहमेव अधस्तात् अहमुपरिष्टात् अहं पुरस्तात् अहं दक्षिणतो अहं उत्तरतो अहमेव इदं सर्वमिति ।

ભાગમાં છું, હું જ દક્ષિણે છું, હું જ ઉત્તરે છું, હું જ આ સર્વ છું" આ પ્રકારે અહઙ્કારાદેશ સનત્કુમારે નારદને અહઙ્ગ્રહોપાસનાર્થ ઉપદેશ્યો. અહઙ્કારાદેશાનન્તર તાદૃશ ભાન થયું, તેથી 'આત્મા[1] ઉપર છે, આત્મા અગ્રભાગમાં છે, આત્મા પશ્ચાત્ છે, આત્મા દક્ષિણે છે, આત્મા ઉત્તરે છે, આ સર્વ આત્મા જ છે,' એમ આત્માદેશથી ભૂમાની ઉપાસના દર્શાવે છે. 'તે[2] જ નીચે' એ પૂર્વશ્રુત્યુક્ત પ્રકારે સર્વ દિશામાં સર્વપરિદૃશ્યમાન ભૂમા જ પ્રકાશે છે એમ સર્વત્ર ભૂમપ્રકાશાનન્તર ભૂમા જ આ સર્વ છે એવા ભાનને લીધે ભૂમાથી અભિન્ન અહઙ્કારાદેશને લીધે ભૂમાભિન્ન સ્વપ્રકાશ (અહમ્પ્રકાશ) થાય છે, તદનન્તર–અહઙ્કારાદેશાન્તર–સ્વપ્રકાશથી પૂર્વવત્ ભૂમાથી અભિન્ન આત્માદેશથી આત્મપ્રકાશ થાય છે, આ પ્રકારનો ભાવવાન્ પુરુષ ભૂમાનો મહિમા છે અને તેવા મહિમામાં ભૂમા પ્રતિષ્ઠિત છે.

**વિશ્વેશ્વરમત.**

અત્ર વિશ્વેશ્વર આ પ્રકારે માને છે. ભૂમા શામાં પ્રતિષ્ઠિત છે આ પ્રશ્નના ઉત્તરમાં ભૂમા સ્વરૂપમાં પ્રતિષ્ઠિત છે, અન્ય જ અન્યમાં પ્રતિષ્ઠિત થાય છે, ભૂમા તો સ્વતઃ અભિન્ન છે, તેથી અન્યમાં પ્રતિષ્ઠિત નથી, કારણ કે 'તે ભૂમા અધઃ છે તે ભૂમા ઉપર છે' ઇત્યાદિ પ્રકારે ભૂમા સર્વરૂપ છે, ભૂમાથી વ્યતિરિક્ત અન્યનો અભાવ જ હોવાથી ભૂમા પરમાર્થતઃ કોઇ પણ સ્થાનવિશેષમાં પ્રતિષ્ઠિત નથી, તેમ જ આગલ 'જ્યાં[3] અન્યનું દર્શન નથી' ઇત્યાદિમાં 'યત્ર' પદે અધિકરણતાએ અન્યનો નિષેધ પ્રદર્શિત હોવાથી દ્રષ્ટા જીવથી ભૂમા ભિન્ન હશે એમ શઙ્કા થાય તેના નિવારણાર્થ અહઙ્કારાદેશથી ભૂમાનું વર્ણન કરે છે, અવિવેકીને દેહમાં અહઙ્કારબુદ્ધિ થાય તેવી દેહાત્મબુદ્ધિના નિવારણાર્થ આત્માદેશથી ભૂમાનું વર્ણન કરે છે, સારાંશ કે જીવાભિન્ન ભૂમા સ્વતઃ ભિન્ન નથી તેથી સ્વસ્વરૂપમાં જ પ્રતિષ્ઠિત છે.

**તે મતની સમીક્ષા.**

વિશ્વેશ્વરનું આ મન્તવ્ય યુક્ત નથી. (૧) ભૂમા અક્ષરમાં પ્રતિષ્ઠિત છે અને અક્ષરમાં પ્રતિષ્ઠિત છે તથાપિ સ્વપ્રતિષ્ઠિત છે એમ પ્રમેયપ્રકરણમાં પ્રતિપાદન કરવામાં આવશે, (૨) 'આ[4] સર્વ જે હતું જે થશે તે સર્વ પુરુષ જ છે, અમૃતત્વના અને જેનો અતિરોહ થાય છે તેનાં પણ ઇશ્વર છે, આટલો એનો મહિમા' આ પ્રકારે પુરુષનો મહિમા છે એમ કહ્યું છે, તેથી (૩) 'મહિમા' શબ્દનો અર્થ સ્વરૂપજ્ઞાભ થઈ શકતો નથી તેથી, અને (૪) "अथात आत्मादेश" ઇત્યાદિથી ચારિતાર્થ્ય છે તથાપિ અહઙ્કારાદેશ શ્રુતિમાં ઉપદેશ્યો તે વ્યર્થ થઈ જાય તેથી વિશ્વેશ્વરનું મત દુષ્ટ છે.

હવે ભૂમાની પ્રતિષ્ઠાના જ્ઞાપક ધર્મ કહે છે, 'આ પ્રકારે[5] ભૂમસ્વરૂપનું દર્શન કરતો મનન કરતો

---

१. अथात आत्मादेश एवात्मैवाधस्तात् आत्मोपरिष्टादात्मा, पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैव इदं सर्वमिति ।

२. स एव अधस्तात् ।

३. यत्र नान्यत् पश्यति ।

४. पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भाव्यम्। उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति। एतावानस्य महिमा।

५. स वा एष एवं पश्यन् एवं मन्वान एवं विजानन् आत्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति ।

विज्ञानवान् आत्मरति आत्ममिथुन आत्मानन्द स्वराट् थाय छे तेनो
**भूमप्रतिष्ठागमकधर्म.** सर्वे लोकमां कामचार थाय छे.' आ सर्व धर्म भूमप्रतिष्ठा प्रदर्शित करे छे,
अर्थात् उक्त प्रकारे दर्शनादिथी आत्मरत्यादि थाय छे, तेथी आत्मरतित्वादि धर्म भूमप्रतिष्ठागमक छे. जे निस्साधन वृत भक्तने सर्वात्मभावनुं प्रदान थाय छे ते भक्तमां सर्वात्मभावनी प्रतिष्ठाथी पूर्वोक्त आत्मरतित्वादि धर्म प्रकट थाय छे एम हार्द छे. आ धर्मथी भूमाना–सर्वात्मभावना–आधाररूप भक्तनुं परिज्ञान थाय छे. महिमानुं स्वरूप तो सर्वात्मभाव ज छे एम अग्रे कथन थशे. तेवा–भूमप्रतिष्ठाभूत–भक्तनुं 'स स्वराड् भवति' ए वाक्यथी शोकतरण दर्शाव्युं. ते भूमात्मरत्यादिमान् भक्त स्वमां अधिक शोभे छे, अथवा स्वमां भूमाने अत्यन्त शोभावे[1] छे, निरवधिस्वैश्वर्यवान् प्रभु भक्ताधीन थाय छे त्यारे ते शोभा वा दीप्ति अधिक थाय छे, भगवानना भक्ताधीनत्वमां भक्त प्रयोजक छे तेथी भक्तने प्रयोजक कर्तृत्व प्राप्त थाय छे, भक्त भूमाने स्वाधीन करे छे, अर्थात् प्रयोजक भक्त प्रयोज्य भूमाने वश करे छे एम अत्र आशय छे. भगवानने स्वाधीन करवा ए कंइ कृतिसाध्य न होवाथी, जीवविहित ज्ञानभक्तिसाध्य न होवाथी, भगवानना अनुग्रहनी तत्र अपेक्षा होवाथी, कार्यनो अने कारणनो अभेदोपचार होवाथी, ते **अनुग्रह भगवद्राग** कहेवाय छे. आ ज आशयने अनुसरीने भाष्यप्रकाशमां '[2]स्वमां भूमाने रञ्जे छे' एम अर्थ करवामां आव्यो छे. अथवा पूर्वोक्त भगवाननो भक्तमां राग–अनुग्रह–थाय छे त्यारे शोभानी अधिकता थाय छे, कारण के भगवान् भक्तभक्तिमान् छे, 'हे [3]ब्रह्मन् ! जे भक्तोनी श्रेष्ठ गति हुं ज छुं एवा मारा साधु भक्तो विना मारा आत्मानी तथा लक्ष्मीनी पण आशा राखतो नथी' इत्यादि वाक्यथी भक्तराग ए ज राज् धातुनो अर्थ छे, अर्थात् भक्त भगवानने रागयुक्त करे छे. आ ज अर्थनुं कथन प्रकाशमां 'रञ्जयति'थी कर्युं छे. अथवा आ सर्व कल्पनानुं शुं प्रयोजन ? '[4]मनने आनन्द करे छे एवी आत्मचेष्टाओथी लोकने जे आ रञ्जित करशे तेथी आने राजा कहे छे' आ श्लोकमां रञ्जयति नो अर्थ 'रञ्जन' करेलो छे, ते स्वरा् भक्तनो लोकगां–नामादिथी आरम्भीने आशाप्राणपर्यन्त लोकमां–कामचाररूप स्वातन्त्र्य थाय छे, अने सर्वप्राप्तिथी लोकपार तरी जाय छे. आथी ज शोकतरण सम्भवे छे, तेथी हवे तद्व्यतिरिक्त पापतानी निन्दा करे छे '[5]पूर्वोक्त प्रकारथी अन्य रीतिए तरणनो उपाय जाणे छे ते अन्यराजा थाय छे तेमने क्षय्य लोक प्राप्त थाय छे अने सर्व लोकमां तेनो अकामचार थाय छे,' अर्थात् अन्यासक्त तेवा थाय छे एम आ सन्दर्भनो अर्थ छे, आथी सर्वात्मभावरूप भक्तिनुं ज कथन थयुं.

---

१ स्वस्मिन् एव राजते स्वस्मिन् भूमानं रञ्जयति ।

२. स्वस्मिन् भूमानं रञ्जयति ।

३. नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना । श्रियञ्चात्यन्तिकीं ब्रह्मन् येषां गतिरहं परा ।

४. रञ्जयिष्यति यल्लोकमयमात्मविचेष्टितैः । अथामुमाहू राजानं मनोरञ्जनकैः प्रजाः ।

५. अथ येन्यथातो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवन्ति । तेषां सर्वेषु लोकेषु अकामचारो भवति।

ભક્તિને સર્વાત્મભાવરૂપા કયે પ્રકારે કહેવામાં આવી ? આ પ્રકારે. પૂર્વોક્ત વ્યાખ્યાન-પ્રકારે જે ભૂમાધાર મહિમરૂપ પુરુષનો પરિચય કરાવ્યો તે પુરુષની જે સ્ફૂર્તિ કહી તેમાં '[1] તે કોણ કોને દેખે' ઇત્યાદિવત્ તદાકારતાના અભાવથી તે સ્ફૂર્તિ અખણ્ડબ્રહ્મજ્ઞાનરૂપ નથી, પરન્તુ પરદિશામાં પરિદૃશ્યમાન સર્વ વસ્તુના અનુવાદપૂર્વક તે સ્ફૂર્તિનું કથન છે તેથી તે સ્ફૂર્તિ સખણ્ડબ્રહ્મજ્ઞાનરૂપ છે. તે સ્ફૂર્તિ પણ 'હું[2] મનુ થયો હું સૂર્ય થયો' ઇત્યાદિ સર્વત્ર અહઙ્ગ્રહરૂપ વામદેવસ્ફૂર્તિવત્ નથી, અહઙ્કારાદેશાનન્તર પુનઃ આત્માદેશકથનથી તે અહઙ્ગ્રહરૂપ સ્ફૂર્તિ વ્યભિચારિભાવ છે એમ દર્શાવવામાં આવ્યું છે તેથી, આ જ હેતુથી અખણ્ડબ્રહ્મજ્ઞાનરૂપ અને અહઙ્ગ્રહરૂપ એમ દ્વિવિધ જ્ઞાનિસ્ફૂર્તિથી અતિરિક્ત આ સ્ફૂર્તિ છે, તેથી આવી સ્ફૂર્તિમાન્ પણ પૂર્વોક્ત સ્ફૂર્તિમાન્ જ્ઞાનીથી વિલક્ષણ છે. 'તે[3] જો પિતૃલોકની કામનાવાન્ થાય' ઇત્યાદિશ્રુતિવત્ આ સર્વાત્મભાવવાન ભક્તની કામનાઓનું કથન નહિ હોવાથી દહરાદિના ઉપાસકથી પણ વિલક્ષણ છે, પરન્તુ સત્યવદનાદિકારણભૂતકૃત્યાદ્યુત્પાદકભૂમાત્મકસુખલાભવાન્ ભક્તનું કથન છે તેથી જેને પ્રથમ ભૂમલાભ થયો છે અને તે ભૂમલાભે કરીને જેને ભગવાન્‌નું દર્શન શ્રવણ અને વિજ્ઞાન થયું છે એવો સર્વાત્મભાવવાન્ પરમભક્ત જાણવો. તદનન્તર 'જ્યાં[4] અન્યનું દર્શન નથી' ઇત્યાદિ શ્રુતિથી અન્યદર્શનના અભાવના કથનથી વિરહભાવમાં પ્રપઞ્ચવિસ્મારક પરમાસક્તિરૂપ જે અતિવિગાઢ ભાવ થાય છે તે ભાવે કરીને સર્વત્ર આસક્તિના વિષયરૂપ ભગવત્સ્વરૂપ જ સ્ફુરે છે તેથી તેનું કથન 'તે[5] જ નીચે' ઇત્યાદિ શ્રુતિથી કરવામાં આવ્યું છે. આ વિરહભાવકૃત તે તે સ્ફૂર્તિરૂપ જ્ઞાન વ્યભિચારિભાવ હોવાથી અનિયત છે એમ દર્શાવવાને અહઙ્કારાદેશની પૂર્વે 'તે[5] જ નીચે' ઇત્યાદિ શ્રુતિએ નિરૂપિત ભૂમસ્ફૂર્તિની પુનરાવૃત્તિએ કરીને 'તદનન્તર[6] હવે આત્માદેશ' એમ સર્વત્ર સ્ફૂર્તિ શ્રુતિ કહે છે. ત્યારે હવે આત્મરત્યાદિ પદે કરીને રસરૂપ ભગવાનના ભક્તના જ રતિક્રીડામિથુનાનન્દરૂપ ધર્મોનું નિરૂપણ કરેલું છે, તેથી ભગવાન્‌નું જેને દર્શન શ્રવણ અને વિજ્ઞાન થયું છે એવો જે ભક્ત-અને સંયોગ અને વિયોગના ભેદે કરીને ભક્તિરસ દ્વિવિધ છે તેથી વિરહભાવમાં અધિકગાઢભાવે સર્વત્ર ભગવત્સ્ફૂર્તિમાન્ એવો જે ભક્ત-તે જ ભૂમાના આધારરૂપ મહિમા એમ સિદ્ધ થયું. તે ભક્તને સ્ફૂર્તિ થાય છે તે પૂર્વોક્ત-પ્રકારક સર્વાત્મભાવમાં વ્યભિચારિભાવરૂપ જ છે અન્યપ્રકારક નથી તેથી સર્વાત્મભાવવાન્ ભક્તનું જ અત્ર કથન છે.

सर्वात्मभाववान नुं विलक्षणत्व.

સર્વોપમર્દક વિરહભાવમાં સંયોગના અભાવથી પ્રાણાદિ સર્વનું તિરોધાન થવાથી આ સર્વ કથન વ્યર્થ છે એમ આશઙ્કાના નિવારણાર્થ શ્રુતિ કહે છે કે 'એ[7] પ્રકારે

---

१ - तत् केन कं पश्येत् । २ अहं मनुरभवं सूर्यश्च । ३ स यदि पितृलोककामो भवति ।
४ यत्र नान्यत् पश्यति । ५ स एवाधस्तादिति । ६ अथात्मादेशः ।
७ तस्यह वा एतस्यैवं पश्यतः एवं मन्वानस्यैवं विजानतः आत्मतः प्राण आत्मत आशात्मत स्मर आत्मत आकाश आत्मतस्तेज आत्मत आप आत्मत आविर्भावतिरोभावौ आत्मतो बलमात्मतो विज्ञानमात्मतो ध्यानमात्मतश्चित्तमात्मतः सङ्कल्प आत्मतो मन आत्मतो वाक् आत्मतो नाम आत्मतो मन्त्रा आत्मतः कर्माणि आत्मत इदं सर्वमिति ।

**તેનું સર્વ જ ભગવાનથી.** દર્શનકર્તા એ પ્રકારે મનનકર્તા એ પ્રકારે વિજ્ઞાનકર્તા તે ભક્તના પ્રાણ આત્માથી, આશા આત્માથી, આકાશ આત્માથી, તેજ આત્માથી, જલ આત્માથી, આવિર્ભાવતિરોભાવ આત્માથી, બલ આત્માથી, વિજ્ઞાન આત્માથી, ધ્યાન આત્માથી, ચિત્ત આત્માથી, સઙ્કલ્પ આત્માથી, વાક્ આત્માથી નામ આત્માથી, મન્ત્રો આત્માથી, કર્મ આત્માથી, અને આ સર્વ આત્માથી હોય છે.' આ પ્રકારે ભગવાનથી જ આ ભક્તની પ્રાણાદિસ્થિતિ થાય છે તેથી વિરહમાં પણ સર્વોપમર્દ–સર્વનાશ–થતો નથી, પરન્તુ લીલામાં ઉપયોગી દેહાદિની સિદ્ધિ થાય છે, તે સિદ્ધિ પણ ભક્તની અને તેના ભાવની જ્ઞાપિકા છે, અને પ્રથમ ઇતર સર્વની વિસ્મૃતિ અને ભગવત્સ્પર્શથી અનેક સામર્થ્ય વ્રજસીમન્તિનીપ્રભૃતિમાં સ્પષ્ટ દેખાય પણ છે, અપરશ્ચ શ્રીમદ્ભાગવતમાં શ્રીગોપીજન કહે છે કે ' સુખ[1]–આનન્દરૂપ–એવા આપે અમારું ચિત્ત હરી લીધું છે તેથી વનદર્શનેચ્છા તો થતી નથી એટલું જ નહિ પરન્તુ અમારા હસ્ત પણ ગૃહકૃત્યમાં લાગતા નથી અને અમારા પાદ આપના ચરણકમલને ત્યજીને એક પદ પણ ચાલતા નથી' ઇત્યાદિમાં ચિત્તહરણથી જ્ઞાનશક્તિનું અને ગૃહકૃત્યમાં હસ્તાદિના અપ્રવેશથી ક્રિયાશક્તિનું તિરોધાન કહ્યું. ભગવાનનો આવિર્ભાવાદિક તો અગ્રે સ્પષ્ટ જ છે. આ જ આશયને દૃઢ કરવાને શ્લોકાથી શ્રુતિ સઙ્ગ્રહાર્થ કહે છે 'ભૂમ[2]દર્શનવાન્ મૃત્યુને રોગને કે દુઃખભાવને જોતા નથી, ભૂમદ્રષ્ટા સર્વ ભૂમાત્મક જુવે છે, સર્વત્ર સર્વ પ્રકારે સર્વ પ્રાપ્ત કરે છે, તે એક પ્રકારે થાય છે, ત્રણ પ્રકારે થાય છે, પઞ્ચ પ્રકારે થાય છે, સપ્ત પ્રકારે નવ પ્રકારે એકાદશ પ્રકારે અને શત દશ સહસ્ર તેમ જ વિંશતિ પ્રકારે થાય છે, આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ અને સત્ત્વશુદ્ધિથી ધ્રુવા સ્મૃતિ થાય છે, ધ્રુવા સ્મૃતિ થતાં સર્વ ગ્રન્થિ ભેદાય છે.' પૂર્વોક્ત પ્રકારે ભૂમદર્શનવાન્ મૃત્યુને રોગને અને દુઃખભાવને જોતા નથી, 'દુઃખતાનો અર્થાત્ દુઃખત્વને જોતા નથી' એમ વિશ્વેશ્વર માને છે. શ્રુતિમાં "उत" પાદપૂર્ત્યર્થ છે, અથવા દુઃખસત્તાને જ જોતા નથી તો મૃત્યુની અને રોગની તો શી ગણના? ત્યાં શ્રુતિ 'સર્વ' ઇત્યાદિથી હેતુ કહે છે કે ભૂમદ્રષ્ટા સર્વ ભૂમાત્મક, જુવે છે તેથી દુઃખાદિક જોતા નથી, 'સર્વને પ્રાપ્ત કરે છે' ઇત્યાદિ શ્રુતિ તેનું ફલ કહે છે, સર્વશઃ સર્વત્ર સર્વ રીતિએ સર્વ પ્રાપ્ત કરે છે, તેને પુનઃ શોક છે જ નહિ. હવે 'તે એક પ્રકારે' ઇત્યાદિથી પ્રાપ્તિનો પ્રકાર શ્રુતિ કહે છે, આથી પૂર્વ 'આવિર્ભાવતિરોભાવ આત્માથી' એમ જે કહ્યું હતું તેમાં આવિર્ભાવના પ્રકારનું વિવરણ કર્યું, તે ભૂમા જ ઉપર્યુક્ત પ્રકારે પ્રકટ થઇને ભૂમદ્રષ્ટાને સર્વ પ્રાપ્ત કરાવે છે, અથવા ભૂમદ્રષ્ટા જ ભગવાનની પાસેથી તે તે અનુભવાર્થ તે તે પ્રકારે પ્રકટ થાય છે એવો પણ અર્થ જાણવો, શ્રુતિમાં એકધા ત્રિધા પઞ્ચધાનું કથન કરતાં મધ્યમાં દ્વિધાચતુર્ધાદિનો ત્યાગ કરવામાં આવ્યો છે તે મધ્યમાં

---

૧ चित्तं सुखेन भवतापहृतं गृहेषु यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये । पादौ पदं न चलतस्तव पादमूलादिति । श्रीमद्भ. सुबो. १०, २६, ३४.

२ न पश्यो मृत्युं पश्यति नो रोगं नोत दुःखताम् । सर्वं पश्यः पश्यति सर्वमाप्नोति सर्वशः ॥ स एकधा भवति त्रिधा भवति पञ्चधा । सप्तधा नवधा चैव सहस्राणि च विंशतिः ॥ आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः । स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्ष इति ॥

નાનામાવાદતિરેકાચ્ચ ઇત્યાદિ સૂત્રત્રયે કરીને તૃતીય[8] સઙ્ખ્યોપસઙ્ગ્રહાધિકરણ, " જેમાં પઞ્ચ પઞ્ચજન અને આકાશ પ્રતિષ્ઠિત છે તે આત્માને બ્રહ્મ–અમૃત–જાણનાર અન્ય–જીવ–અમૃત

૧. આ સમન્વયાધ્યાયના પ્રથમ ચરણત્રયમાં જે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ ફલિત થયો તે જ દૃઢ કરવાને આ ચતુર્થ ચરણનો પ્રારમ્ભ છે. ઈશ્વર તો સિદ્ધ જ થઈ શકતો નથી એમ કલ્પનાર નિરીશ્વરવાદી કપિલ પૂર્વોક્ત બ્રહ્મવાદથી વિરુદ્ધ આનુમાનિક પ્રકૃતિપરિણામને અવલમ્બીને આ પ્રકારે પ્રત્યવસ્થાન કરે છે, સ્થૂલ સાવયવ પઞ્ચ મહાભૂત કાર્ય છે, આ સાવયવ કાર્ય પઞ્ચ મહાભૂતનું કારણ પઞ્ચ તન્માત્ર છે, આ પઞ્ચ તન્માત્રનું અને જ્ઞાનકર્મભેદે દ્વિવિધ ઇન્દ્રિયનું પણ કારણ અહઙ્કાર છે, અહઙ્કારનું કારણ બુદ્ધયાત્મક મહત્તત્વ છે, અને મહત્તત્વનું કારણ ત્રિગુણાત્મિકા પ્રકૃતિ છે એમ કાર્યથી કારણનું અનુમાન કરે છે, અને પ્રકૃતિજન્ય આ સઙ્ઘાત પરાર્થ છે એમ કહીને ભોગ્ય સઙ્ઘાતથી ભોક્તા પુરુષનું પણ અનુમાન કરે છે, અને ઉપનિષદ્‌નું પણ તાત્પર્ય આ પ્રકારના આનુમાનિક પ્રકૃતિપુરુષવાદમાં જ છે એમ આગ્રહ પણ કરે છે. આ સાઙ્ખ્ય મતનું પ્રાથમિક પ્રતિપાદન દ્વિવિધ કપિલસૂત્રમાં છે, આ બે સૂત્રમાં તત્ત્વસમાસનાં ૨૮ સૂત્ર છે, અને પ્રવચનસૂત્રના ૫ડધ્યાય છે. આસુરિશિષ્ય પઞ્ચશિખે તત્ત્વસમાસની વૃત્તિ કરી છે, અને અવિભાગાદ્વૈતી વિજ્ઞાનેન્દ્રભિક્ષુએ પ્રવચનસૂત્રનું ભાષ્ય કર્યું છે. પ્રવચનસૂત્રના પ્રથમાધ્યાયમાં સ્વગ્રાહ્ય પદાર્થનો ઉદ્દેશમાત્ર કરીને દ્વિતીયાધ્યાયમાં સત્ત્વરજસ્તમસ્સામ્યાવસ્થા પ્રકૃતિ; પ્રકૃતિથી મહાન્, મહાન્‌થી અહઙ્કાર, અહઙ્કારથી પઞ્ચ તન્માત્ર અને કર્મજ્ઞાનેન્દ્રિય, પઞ્ચ તન્માત્રથી સ્થૂલ પઞ્ચ મહાભૂત અને આ ચતુર્વિંશતિ તત્ત્વથી પણ વ્યતિરિક્ત પુરુષ એમ પઞ્ચવિંશતિ તત્ત્વગણનું સઙ્ખ્યાન કરીને કાર્યદ્વારા પ્રકૃતિરૂપ કારણનું અને ચતુર્વિંશતિતત્ત્વસઙ્ઘાત–પરાર્થ–ભોગ્ય–હોવાથી ભોક્તા પુરુષનું પણ આનુમાનિકત્વ આદર્યું છે. પ્રધાનાજ્જગજ્જાયતે શ્રુતિનો સૂત્રમાં જ ઉપન્યાસ કરીને પ્રત્યક્ષ અનુમાન અને શબ્દ એમ પ્રમાણત્રૈવિધ્ય કપિલે સ્વીકાર્યું છે તે પણ બ્રહ્મવાદવત્ શબ્દના પ્રાધાન્યાર્થે નહિ જ પરન્તુ નિજ આનુમાનિક મતના જ કેવલ ઉપષ્ટમ્ભાર્થે જ. ચિકિત્સાશાસ્ત્રનું અનુકરણ કરીને સાઙ્ખ્ય પણ નિજ મોક્ષશાસ્ત્રમાં 'વ્યૂહચતુષ્ટય' કલ્પે છે, તે આ પ્રકારે, ૧. હેય, ૨. હાન, ૩. હેયહેતુ, અને ૪. હાનોપાય. આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક એમ ત્રિવિધ દુઃખને 'હેય' કહે છે, આ ત્રિવિધ દુઃખની અત્યન્ત નિવૃત્તિને 'હાન' કહે છે, પ્રકૃતિપુરુષના સંયોગદ્વારા તે ઉભયના અવિવેકને 'હેયહેતુ' કહે છે, અને વિવેકખ્યાતિને 'હાનોપાય' કહે છે. આ સાઙ્ખ્ય વ્યૂહનો રમ્ય સઙ્ગ્રહ ઈશ્વરકૃષ્ણકૃત સાઙ્ખ્યકારિકામાં છે, અને આ સુવાચ્ય આર્યાસમતુપરિ માઠરની વૃત્તિ ગૌડપાદનું ભાષ્ય અને વાચસ્પતિમિશ્રાદિની ટીકા પણ સુપ્રસિદ્ધ છે. યદ્યપિ આ પ્રકારના આનુમાનિક મતનું ખણ્ડન તો અનુમાનથી જ કરવું યુક્ત છે, તથાપિ ઉપનિષદ્‌માં બ્રહ્મપરિણામવાદ નથી પરન્તુ પ્રકૃતિપરિણામવાદ જ છે એમ નિજ મતનું શાબ્દત્વ પણ પ્રતિપાદિત કરવાની લાલસાથી કઠાદિ શ્રુતિનો પણ પુરસ્કાર કરવામાં સાઙ્ખ્યને સઙ્કોચ થતો નથી, તેથી શ્રીવેદવ્યાસજી ઈક્ષત્યધિકરણમાં તે મતનું અશબ્દત્વ સૂચવીને, અદૃશ્યત્વાદ્યધિકરણમાં યત્કિઞ્ચિત્ અશ્રૌતત્વ સિદ્ધ કરીને આ આનુમાનિક પાદમાં પ્રથમ સર્વથા અશ્રૌતત્વ સિદ્ધ કરે છે, અને તદનન્તર દ્વિતીયાધ્યાયના સ્મૃતિપાદમાં કાપિલ મત વેદાનુસારિમન્વાદિસ્મૃતિથી પણ વિપરીત છે તેથી શ્રુતિસ્મૃતિવિરુદ્ધ સાઙ્ખ્ય મત

The passages 'Nedâm yad upâsate' etc (Tal. 4 etc.) and 'Ta eta satyâh kâmâ Anritâpidhânâh (Chhân. VII, 3, 1 etc.) can similarly be demonstrated[1] as failing to support the doctrine of Mâyâ.

And if *Sa*ṅ*kara* were yet to persist in his Mâyâvâda, on the evidence of a passage[2] from Gau*d*apâdavârtika, he should be answered that the illustrations in the *S*rutis are quite distinct from those resorted to by Gau*d*apâda. Nay those that consider the Universe as unreal are looked upon as Asuras by Krish*n*a in is Bhagawadgitâ XVI, 8. There are numerous passages like 'Purusha eva idam sarvam' in support of the Doctrine of Brahman.

People perceive Mâyâvâda in the *S*rutis for want of necessary concentration. When Kapila cannot be recognised as âptatama, Gau*d*apâda will hardly be looked upon even as an âpta. Brahman is rightly understood and realized only through Bhaktiyoga by Bâdarâya*n*a, *S*uka etc, on whom God has passed His special Grace. It cannot be known by the haphazard[3] yoga as of Gau*d*apâda. It is therefore unfair to twist the various *S*rutis to fit in the doctrine of Mâyâ.

Again, if Gau*d*apâda's view be for a time admitted, it would follow from the analogy of magicians that just as they possess a *real* power of exhibition, Brahman will have to be admitted as one having a *real* power, and it will then be 'savisesha.' Moreover, even if we accept अज्ञातं नटवद् ब्रह्म कारणं शङ्करोऽब्रवीत् । जीवाज्ञानं जगद्बीजं जगौ वाचस्पतिस्तथा[4] from the analogy of a dream, it would follow that Brahman, the *lookeron* of the Universe and of the Individual Souls, gets the final release and not the Individual Soul, for the *person* perceiving objects, and *not* the *objects* perceived in the dream, later on finds out his own mistake after waking. The efforts of the Soul for deliverance would thus be entirely out of place. As for Vâchaspati's view, it is decidely against

1. Vide Purushottamaji's Upanishad Dipikâs; especially Nrisinhatâpini Dipikâ.
2. स्वप्नमाये यथा दृष्टे गन्धर्वनगरं यथा । तथा विश्वमिदं दृष्टं वेदान्तेषु विचक्षणैः ॥
3 विदूरकाष्ठाय मुहुः कुयोगिनाम् । श्रीमद्भागवतम्
4 Vide कल्पतरु.

common sense. Nobody would create anything, if he himself is to be unpleasantly fettered by that creation of his own. The *Srûtis* like 'सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्' 'ते ध्यानयोगानुगता' etc are undoubtedly against this doctrine of Avidyâ. Again, when the whole Universe is simply an imagination of the Soul, Scripture, the teacher and the taught are all a figment, and efforts for deliverance quite imaginary. Even if we take Panchadasi's[1] view, the *Srutis* like स्वयमगतः सज्जायेत and Sûtras like ईक्षतेर्नाशब्दम् etc. run counter against this doctrine. Moreover, if Nescience has no beginning, it should have no end, for whatever has no beginning has no end. If ignorance is thus eternal, knowledge cannot put a stop to it. The analogy of a rope and a snake implies that there is a *real* rope having a *form*, that there has been a *real* snake of a similar shape, and that there is a *real* person who is deluded in *real* darkness because of a *similarity* of form in a rope and a snake. It would r... e follow from this analogy that Brahman *has a form; that* at this is ... is *real* and has a *similar form*, that the Individual ...rtainly due to ... a mere reflection but a *real witnessing entity*, Samkara were corre... that real Soul is deluded by *real* Nescience. 'Rûpam Rûpam Prati... es against Samkara, who accepts Brahman then been Rûpam Rûp... Universe to be unreal and so on. merely Rûpam Rûpam as we na... ...न etc. ( B. S. III, 2, 3 ) of 'Mâyayâ' in 'Rûpam' etc is enough The Sûtrakâra there teaches being multiform s not unreal, but *real*. ... real, because they Author of the

The passage 'Mâyân to Prakritim Vidyât' ( *Sve.* ...ts seen teaches that Mâyâ is Prakriti or real causal form of Braha... Soul. The *Sruti* 'Purusham Brahmayonim' etc. goes contrary to ... view that Prakriti is unreal Mâyâ, and Maheswara unreal Iswa... The passages like 'Atonyadârtam' etc. do not teach that the U... is unreal but teach that Brahman is really Ânanda infinite manifest, whereas the effects are Duhkhins since the Ânanda portion is not manifest but concealed in Jada and Jiva.

1. Compare प्रकृतिर्ह्यस्योपादानमाधारः पुरुषः परः । सतोऽभिव्यञ्जकः कालः तत् त्रितयं त्वहम् ॥ श्रीभागवतपुराणम् ।

# साम्प्रदायक प्रवृत्ति.

દુઃખં દુઃખાનુબન્ધિ ગત વર્ષે જ્યેષ્ઠ માસમાં શ્રીમદ્ગોસ્વામિતિલક શ્રી બાલકૃષ્ણલાલજીની આસુરવ્યામોહલીલાને વર્ષ પણ થયું ન થયું એટલામાં તેમના જ્યેષ્ઠ કુમાર શ્રી-દ્વારિકેશલાલજીએ આસુરવ્યામોહ લીલા કરીને સકલ વૈષ્ણવ સૃષ્ટિને દુઃખનિમગ્ન કરી છે.

મુમ્બાઇવાલા શ્રીવાગીશલાલજીને ત્યાં ચિરંજીવી શ્રીલાલજીનું પ્રાકટ્ય થયું છે. શ્રીવિટ્ઠલેશરાયજીના પંચ વિદ્યમાન પૌત્રમાં અદ્યાપિ શ્રીવાગીશલાલજીને જ ત્યાં પ્રાકટ્ય થયું છે એમ જણાય છે.

શ્રીગોકુલનાથજીએ સભા ભરીને અણુભાષ્યનો પ્રચાર યુનિવર્સિટિમાં થાય એવો સ્તુત્ય પ્રયત્ન આદર્યો છે. ગત વર્ષે પ્રો. બેલ્વલકરે અને પ્રો. ગુણેએ યુનિવર્સિટિને આ વિષયમાં સ્વતન્ત્રજ પત્ર લખ્યું હતું તેથી સ્વલ્પ જ કાલમાં યુનિવર્સિટિના એમ. એ. ના અભ્યાસમાં અણુભાષ્યને સ્થાન મળશે એમ આશા સકારણ છે, તથાપિ અમારી તો સર્વ ગોસ્વામીને બહુ કાલથી નમ્રતાપૂર્વક વિનતિ છે કે ભગવત્સેવાદિમાં મુખ્ય પરિચારકાદિ સર્વ જ આશ્રિત દ્વિજો અણુભાષ્ય નિબન્ધ વિદ્વન્મણ્ડન ઇત્યાદિ સામ્પ્રદાયિક ગ્રન્થનું અધ્યયન અવશ્ય કરે જ એવો કોઇ પ્રકાર આદરવો વિશેષ યુક્ત છે, જેથી સમ્પ્રદાયનો ઉત્તરોત્તર ઉત્તમોત્તમ ઉત્કર્ષ સુદૃઢ થતો જાય.

જણાવતાં આનન્દ થાય છે કે સુરતિસ્થ ચિ. શ્રીવ્રજરત્નલાલજીએ શ્રીપુરુષોત્તમમાસમાં વિવિધ મનોરથથી વૈષ્ણવની રસનેન્દ્રિયને અને દર્શનેન્દ્રિયને આનન્દનું દાન કરીને સન્તોષ ન માની લેતાં દિનત્રય વ્યાખ્યાનની યોજના કરી હતી, જેમાં એક દિન તો શ્રીમુખે મર્યાદાથી પુષ્ટિમાર્ગનું વૈલક્ષણ્ય સ્પષ્ટ કરીને શ્રોતૃવૃન્દની શ્રવણેન્દ્રિયમાં અધરામૃતનું સિઞ્ચન કર્યું હતું.

શ્રીમદ્ભગવદ્ગીતાનું અને શ્રીમદ્ભાગવતનું સામ્પ્રદાયિક સુવાચ્ય ભાષાન્તર કરાવવાને પણ ઉક્ત શ્રીવ્રજરત્નલાલજીએ લક્ષમાં લીધું જણાય છે.

ચતુર્થ અને પઞ્ચમ પીઠના અધીશ્વર શ્રીદેવકીનન્દનલાલતનય શ્રીવલ્લભલાલજી પણ આસ્તિક સનાતનધર્મમહાસમ્મેલનાદિ ઉદ્યોગમાં સ્થિર છે, તેથી યથાર્થ સનાતનધર્મનું પરિજ્ઞાન સમ્મિલિત વૃન્દને યથાકાલ કરાવશે જ એમ સ્વમાર્ગીઓને આશા રહે છે.

શ્રીપુરુષોત્તમમાસમાં વ્રજમાં પરિક્રમામાં પણ વૈષ્ણવોને સરસ આનન્દ પ્રાપ્ત થયો હતો.

ચતુર્થ, પઞ્ચમ અને ષષ્ઠ અઙ્ક સ્વલ્પ કાલમાં પ્રસિદ્ધ થશે. જે વૈષ્ણવબન્ધુઓએ અષ્ટમ વર્ષનું નોછાવર મોકલ્યું નહિ હશે તેમને તે અઙ્કો વી. પી. થી મળશે.

# पुष्टिभक्तिसुधा.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥ १ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥ ३ ॥

૯. ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૪૨. આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન. [ અંક ૪,૫,૬,૭.
પુસ્તક ૧૧. શ્રીવલ્લભાબ્દ ૪૪૦.

તન્ત્રી તથા પ્રકાશક,
લાલ નગીનદાસ શાહ. બી. એ. એલ્એલ્. બી. વકિલ, હાઇકોર્ટ, મુંબાઈ.

## અનુક્રમણિકા.



વાર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦.

# साम्प्रदायिक प्रवृत्ति.

૧. ગત વર્ષના અઙ્ક ૧૦-૧૨ માં શ્રીગોપિકાગીતનાં શ્રીસુબોધિનીજીનો અનુવાદ આપવામાં આવશે.

૨. મુમ્બાઇ યુનિવર્સિટિમાં એમ્. એ. ના અધ્યયનક્રમમાં શ્રીમદણુભાષ્યની સાથે માધ્વ નૈમ્બાર્ક અને શૈવ ભાષ્યને પણ ઐચ્છિક સ્થાન વિકલ્પે પ્રાપ્ત થયું છે. કહે છે કે ભાણ્ડારકર ઇન્સ્ટિટ્યુટના કોશાધ્યક્ષ રા. હરિનારાયણ આપ્ટેના અને તે જ સંસ્થાના મન્ત્રી પ્રો. ગોડેના ઐકમત્ય અનિર્દેશ્ય સહકારિતાથી સર. ડૉક્ટર ભાણ્ડારકર સ્વત પણ અવિરુદ્ધ થયા હતા.

૩. કાશીસ્થ શ્રીજીવનલાલજીના યવીયાન્ લાલજી ચિ. ત્રૈલોક્યભૂષણજીના વિવાહ-ખેલનું શુભ મુહૂર્ત કામ્યવનમાં માઘશુક્લ નવમીનું હતું. શ્રીદેવકીનન્દનલાલજીનાં દૌહિત્રિ સાથેના આ સમ્બન્ધથી તૃતીય ચતુર્થ પઞ્ચમ ષષ્ઠ અને સપ્તમ આ ગૃહપઞ્ચકનો તિલકાયિતોનો મૂલ સમ્બન્ધ દૃઢતર થયો છે તેથી અમને આનન્દ થાય છે.

૪. મુમ્બાઇમાં શ્રીવિઠ્ઠલેશરાયજીના લાલજી શ્રીવ્રજનાથલાલજીનો યજ્ઞોપવીતસંસ્કાર શુભે માઘકૃષ્ણ દ્વિતીયાને દિને થયો હતો.

૫. નટપુરમાં ગુર્જર ચૈત્રકૃષ્ણ ત્રયોદશીને અને ચતુર્દશીને દિવસે નન્દમહોત્સવનો અને અન્નકૂટનો મનોરથ કરીને શ્રીઅનિરુદ્ધલાલજીએ વૈષ્ણવ સૃષ્ટિને આનન્દદાન કર્યું હતું.

૬. રશ્મિગ્રન્થ સુરતમાં સમગ્ર વિરાજમાન છે. એમ વે. શા. સં. છગનલાલ શાસ્ત્રીએ આજથી ૨૫ વર્ષપર અમને જણાવ્યું હતું. અને શ્રીમદ્વૈષ્ણવપરિષદ્માં પણ આ ગ્રન્થનો અમુક ભાગની પ્રતિ પણ વિરાજમાન છે.

૭. રા. તેલીવાલા અને રા. સાંકળીઆ આ ઉભય વૈષ્ણવોએ નિરોધલક્ષણગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે. શ્રીટિપ્પણી સન્યાસનિર્ણય મધુરાષ્ટક ગદ્યટીકા અને શૃઙ્ગારરસમણ્ડન પણ સત્વર પ્રસિદ્ધ થશે.

૮. રા. તેલીવાલા ગટ્ટુલાલની સંસ્થાના એક ટ્રસ્ટિ પણ થયા છે.

૯. ભટ્ટજી બલભદ્રશર્માએ સેવાકૌમુદી અને સિદ્ધાન્તમુક્તાવલિની એક ટીકા પ્રસિદ્ધ કરી છે. ઉક્ત ભટ્ટજી મુંબાઇમાં બડામંદિરમાં શ્રીસુબોધિનીજી વાંચે છે. શ્રીગોકુલનાથજી સ્વતઃ આ કથામાં વિરાજવાની કૃપા કરે તો પ્રતિરાત્રિ વૈષ્ણવોને તેમના મુખદ્વારા શ્રીમદ્વલ્લભાધીશ્વરનાં વચનામૃતનું પાન કરવાનો અલભ્ય લાભ સદ્ભાગ્યે પ્રાપ્ત થાય.

૧૦. શ્રીગોપેશ્વરલાલજીના દ્રવ્યસહાયથી શ્રીમદ્ભાગવતાર્થનિબન્ધ આવરણભંગ મુદ્રિત થાય છે, આ ગ્રન્થના દ્વિતીયસ્કન્ધપર્યન્તનું મુદ્રણ થઇ ગયું છે. સમગ્ર ગ્રન્થની શીઘ્ર પ્રસિદ્ધિ આવશ્યક છે.

૧૧. કોઇક ભાટીઆ વૈષ્ણવના દ્રવ્યસહાયથી પ્રકટતાદિ વાદગ્રન્થ પ્રસિદ્ધ કરવાની યોજના એ વર્ષથી થયેલી છે. વાદગ્રન્થોની શીઘ્ર પ્રસિદ્ધિ હિતકારક છે.

૧૨. શ્રીમદ્વૈષ્ણવપરિષદ્તરફથી પ્રદીપસહિત શ્રીમદણુભાષ્યના ૧।૧ અધ્યાયનું મુદ્રણ થઇ ગયું છે. અધ્યાયદ્વયનો પ્રથમ ભાગ અને અધિકરણમાલા સ્વલ્પકાલમાં પ્રસિદ્ધ થશે.

૧૩. રા. રણછોડદાસ તરફથી પઞ્ચમંજરીનું પુનર્મુદ્રણ અને ડભોઇવાલા નારણદાસ તરફથી દયારામભાઇના કાવ્યસંગ્રહના દ્વિતીય મણિકની પ્રસિદ્ધિથી વાચકોને આનન્દ થશે.

॥ श्रीकृष्णाय नमः ॥

श्रीगोपीजनवल्लभाय नमः ॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः

## ॥ श्रीहरिदासविरचितं श्रीगोकुलेशाष्टकम् ॥

उद्धर्तुं धरणीतले निजबलेनैव स्वकीयान् जना-
नाविर्भूय तथा कृपापरवशः श्रीविट्ठलेशालये ।
यः श्रीभागवतार्थतत्त्वविहितेश्चक्रे प्रचारं वचः-
पीयूषे रतिपोषणाय सततं श्रीगोकुलेशोऽवतु ॥१॥

यः पुष्टिमार्गगतभावविभावनैक-
दक्षः समक्षमपि सन्निधिसेवकानाम् ।
यो ज्ञानगूढहृदयः सदयः सदैव
सेवासुखं मम तनोतु स गोकुलेशः ॥२॥

यः सेव्यः सततं सतां निजफलेप्सावतां वर्तिना
माचार्योदितशुद्धपुष्टिसुपथे नित्यानुकम्पापरः ।
यद्दृष्ट्यैव हृदन्धकारनिचयं यायात् क्षणात् क्षीणता-
मानन्दं मुहुरातनोतु मधुराकारः प्रभुर्वल्लभः ॥३॥

यो मायामतवर्तिदुष्टवदनध्वंसं वचोभिर्निजैः
कुर्वन् सेवकसर्वलोकहृदयानन्दं सदा पोषयन् ।
तद्भावं सुदृढं करोति कृपया दासैकहृद्यातया
यातानां शरणं हृदा स मनसो मोदं सदा यच्छतु ॥४॥

हसद्वदनपङ्कजस्फुरदमन्दभावार्द्रदृक्
कपोलविलसद्रसद्वयावीमिश्रताम्बूलदः ।
समुन्नतसुनासिकः सरसचारुबिम्बाधरो
हरत्वखिलसेविनां [illegible]

[illegible] स्वव्रतादिकर्तृणामष्टम्यां सप्तमीवेधे सति तत्प्रादुर्भावतिथित्वाभावाद-न्ययाकृतिर्दोष एव, ननु एवं नक्षत्रमपि रोहिणीसञ्ज्ञं स्थितं तदा तत्रेति, कृत्तिका-वेधस्तस्मिन्नपि दोषायेतिचेन्न, " यर्ह्येवाजनि जन्मर्क्ष"मितिवाक्याद्रोहिणीनक्षत्रमष्ट-म्यामाग्रिमनवम्याञ्च कृत्तिकाविद्धमेव तुल्यं, तादृश एव प्रादुर्भावाचस्मिंस्तथाविधे

व्रतोत्सवादिकरणस्यादोषत्वात्, तस्मात् शुद्धाष्टमीतिथिरेव जन्मादिनत्वाद्वैष्णवैरुपोष्या, ननु तिथिक्षये शुद्धाष्टम्यभावे कोपोष्येति चेदाविर्भावोत्सवाधारत्वेन तदनुकूलत्वान्नवम्येवोपोष्या न सप्तमीगन्धयुताष्टम्यपि, अत एव "विहाय नवमी"त्यादिवाक्यानि, अनुकूलत्वान्नवम्येव " केवला " तथा वृद्धिं याता द्वितीयदिने दशमीयुतापि, अत एव विवृतिग्रन्थे प्रभुभिः " केवले "त्युक्तं, शुद्धाष्टमीत्यागे प्रादुर्भावदिनातिक्रमाद्दोष एव, न हि उत्सवोत्र व्रतादिहेतुः किन्तु तिथिरेव, अन्यथा "नवम्यां प्रातरुत्सव " इति मध्याह्नपर्यन्तमेवोपोषणं सदैव स्यात् जन्माष्टम्यान्तु भोजनमेव, तथा च सकलस्मृतिवचनविरोधः, निबन्धेपि " अन्यान्यपि तथा कुर्या"दिति व्याख्याय " उत्सवो यत्र वै हरेः " इति नृसिंहवामनजयन्त्योरेवोत्सवनिमित्तकव्रतादिकमुक्तं, श्रीकृष्णभक्तस्य तत्सम्बन्धित्वेनोत्साहात् भक्तवत्सलावतारत्वेनानुकूलत्वात्तदुत्सवकृतौ तदङ्गत्वेन भगवदावेशहेतुतयोत्सवपर्यन्तमेवोपोषणादिकं, न त्वहोरात्रव्यापि, अत एव निबन्धे वामनजयन्त्युत्सवकरणे " नृसिंहजयन्तीव्रतमुत्सवश्चेदि"त्यनेनोत्सवस्य कृताकृतत्वेन तद्व्रतस्य कृताकृतत्वमुक्तं, जयन्तीव्रतस्य पुष्टिमार्गीयैः सर्वथा कर्तव्यत्वात् ।

ननु जन्माष्टमीव्रतमपि मर्यादामार्गीयमेवेति चेन्न, स्वप्रभुप्रादुर्भावदिनत्वेन तस्मिन् स्वहृदये स्वरूपादौ प्रादुर्भावाशया पुष्टिमार्गीयैरपि लौकिकसर्वभोगविवर्जनात्, लौकिकभोगस्तु बाधकः प्रादुर्भावे, अशुद्धे हृदि तदनाविर्भावात्, एतावान् विशेषः यत्तदेव व्रतं कर्तृभेदेन द्विविधं श्रवणादिवत्, न तु व्रतभेदो निर्णयभेदश्च, अन्यथा पुष्टिमार्गिणामधर्मत्वं स्यात्, न हि पुष्टिमार्गे प्रथम एव त्यागः नन्दादिभिरुद्धवादिभिश्च सर्वधर्मकरणात्, किन्तु धर्मिणि केवले प्राप्ते, अत एव स्वामिनीनामपि फलदशायामेव "सन्त्यज्य" "का त्र्यङ्ग त" इतिवाक्याभ्यां लोकवेदत्याग उक्तः, किञ्च, पुष्टिमार्गे धर्मिविरुद्धधर्मत्यागो नतु तदनुकूलत्यागः, अन्यथा सप्तदशाध्याये वर्षर्तुवर्णने लीलोपयोगित्वेन व्रजे सर्वधर्मनिरूपणमाचार्यैर्न कृतं स्यात्, अन्यच्च शुद्धपुष्टिमार्गो हि प्राकट्यदशायामेव सम्भवति, साक्षात्प्रमेयानुभवार्थं प्रमाणपरित्यागात्, नहि अप्राप्ते प्रमेये प्रमाणपरित्याग उचितः, भगवच्चोपहेतुत्वात्, अन्यथा " केमाः स्त्रिय " इति पद्यव्याकृतौ " स्वप्राप्तिपर्यन्तमधर्माभावाय गोपसम्बन्धेन पूर्वोक्तधर्मनियमस्थाः कृतवानि"त्याचार्योक्तिर्विरुध्येत, तस्मात् पुष्टिमार्गीयैरपि स्वरूपाप्राकट्यदशायां वेदोदितमर्यादापि न त्याज्येति क्व भगवद्व्रताचरणादिरूपवैष्णवमर्यादात्यागसम्भावनेति पूर्वमेव तत्त्यागं वदन्तः

र्वन्तः कारयन्तश्च विहतफलाशा मूर्खतमा इति, किञ्च पुष्टिमार्गीयाचार्यकृतिः पुष्टिमार्गनिरूपिकैव भवति, लोकसङ्ग्राहिका तु लोकवेदसम्बन्धिनी सा न तु भक्तिमार्गीयापि, "वैष्णवत्वं हि सहजमि"तिवाक्यात्, न च निबन्ध एव "पूजामार्गे उत्सवयात्रासहिता पूजा कर्तव्या" इत्युपसंहारान्न पुष्टिमार्गीयत्वं व्रतादेरिति वाच्यं, अङ्गतया पूजायुक्ते मार्गे भक्तिमार्गे इति तदर्थात्, अन्यथा आदितो भक्तिमार्गमुपक्रम्यात्र सर्वथा निरूपणादुपक्रमोपसंहारविरोधः स्यात्, किञ्च न ह्यत्र पूजामार्गो निरूप्यते तत्फलस्य सार्वभौमादेरनिरूपणाद्विभूतिरूपाणामुपास्यत्वेनानिरूपणाच्च, किन्तु पूजामात्रमङ्गत्वेन निरूप्यत इति 'पूजामार्गे' इतिपदस्य मदुक्तं व्याख्यानमेवेतिदिक् ॥

भ्रान्ता दोषशताक्रान्ता वृथा श्रान्ता विचारणे ।
**त्यक्तव्या नैव वक्तव्या** वेदवाह्याः सदुक्तिभिः ॥ १ ॥

॥ इति श्रीहरिरायप्रभुविरचितः प्रभुप्राकट्यविचारः समाप्तः ॥

---

॥ श्रीकृष्णाय नमः ॥

## ॥ [1]श्रीहरिरायप्रभुविरचितश्रीपुरुषोत्तमप्राकट्यविचारस्य गुर्जरानुवादः ॥

**प्राकट्यविचार.**

" શ્રીપુરુષોત્તમ તો શ્રીનન્દરાયજીના ગૃહમાં જ માયાની સાથે પ્રકટ થયા " આ વાક્ય વિચારાયછે. "આત્મજનું પ્રાકટ્ય થયું ત્યારે શ્રીનન્દરાયજી" અને " શ્રીવસુદેવજીના ગૃહમાં સાક્ષાત્ પુરુષોત્તમ પ્રકટ થયા " આ ઉભય વાક્યથી ઉભયત્ર પુરુષોત્તમનો જ પ્રાદુર્ભાવ વદવો; અને તે પ્રાદુર્ભાવ એક જ કાલે થયો છે, પુરુષોત્તમનો આવિર્ભાવ એક જ છે તેથી, અને તે આવિર્ભાવસમયે "સર્વગુણયુક્ત[2] પરમશોભન કાલનો પણ પ્રાદુર્ભાવ થયો" એમ વાક્ય છે તેથી, આથી જ મુહૂર્તાનન્તરે માયાનું જન્મ થયું, આધિદૈવિક લીલાકાલ કાંઇ માયાના આવિર્ભાવનો આધાર નથી તેથી. જો આમ છે તો શ્રીવસુદેવજીના ગૃહમાં શ્રીપુરુષોત્તમના પ્રાદુર્ભાવાનન્તર દર્શન થયું તથૈવ શ્રીનન્દગૃહમાં શ્રીપુરુષોત્તમનું દર્શન કેમ ન થયું ? આ શઙ્કાના સમાધાનાર્થ શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરે છે "શ્રીપુરુષોત્તમ તો શ્રીનન્દરાયજીના ગૃહમાં માયાની સાથે પ્રકટ થયા," [3]વસનથી આવૃત મહામણિવત્ માયાથી આવૃત જ પુરુષોત્તમ પ્રકટ થયા, તત્ર તે સમયે નિજ અદર્શનરૂપ માયાકાર્ય છે તેથી. જો

---

૧. આ ગ્રન્થ પેટલાદના પુરાણી મઙ્ગલજીભાઈથી પ્રાપ્ત થયો છે, આવા સામ્પ્રદાયિક ગ્રન્થો તેમની પાસે છે તે ક્રમશઃ આપીને સંપ્રદાયસેવા કરશે એવી અમારી વિનતિ છે.

२. अथ सर्वगुणोपेतः कालः परमशोभनः । श्री. भा. द. पू. ३, १.

૩. વસ્ત્રથી વેષ્ટિત.

તે જ સમયે માયાથી નિરાવૃત સાક્ષાત્ દર્શનનું દાન કરે તો શ્રીનન્દાદિને જ્ઞાનોદય થતાં તે સર્વનો લય જ થઈ જાય અને તેમ થાય તો અગ્રિમ સર્વ લીલા જ ઘટે નહિ. આથી જ શ્રીવસુદેવદેવકીવત્ શ્રીનન્દયશોદાજીએ ભગવત્સ્તુતિ પણ કરી નથી. શ્રીનન્દયશોદાજીને માયાવરણયુક્ત દર્શન થવાથી માયાકૃત નિદ્રાએ કરીને તેમને જ્ઞાન પણ થયું નથી. શ્રીવસુદેવજીના ગૃહમાં તો શ્રીવસુદેવજીએ કરેલા તપના ફલરૂપ ભગવત્પ્રાદુર્ભાવ છે એમ જણાવવું છે, જ્ઞાનસમ્પાદનરૂપ કાર્ય ત્યાં કર્તવ્ય છે, તેથી માયાની સાથે પ્રકટ ન થતાં વ્યૂહની સાથે પ્રકટ થયા, માહાત્મ્યજ્ઞાનસમ્પાદનરૂપ કાર્ય વ્યૂહનું છે તેથી. શ્રીવસુદેવજીસમક્ષ વ્યૂહસહિત પ્રકટ થવામાં શું પ્રમાણ? "તં[1] અદ્ભુત" ઇત્યાદિ શ્લોકમાં વ્યૂહસહિત જ ભગવદ્દર્શનનું નિરૂપણ કરેલું છે. "શ્રીવસુદેવજીના ગૃહમાં પ્રદ્યુમ્નરૂપે પ્રાદુર્ભાવ થયો છે" એમ પણ શઙ્કા ન કરવી, "અંશભાગે[2] પ્રવેશ કર્યો" આ વાક્યમાં શ્રીપુરુષોત્તમનો જ પ્રાદુર્ભાવ કહ્યો છે તેમાં વિરોધ પ્રાપ્ત થાય, અનેક અંશના ભાગે કરીને સ્વયં શ્રીપુરુષોત્તમે જ પ્રવેશ કર્યો એમ અર્થ છે તેથી, અન્યથા શ્રીવસુદેવજીના ગૃહમાં પ્રાદુર્ભૂત "આપ[3] અમને વિદિત થયા છો" ઇત્યાદિ વાક્યનો પણ સ્પષ્ટ જ વિરોધ પ્રાપ્ત થાય. પ્રદ્યુમ્નવ્યૂહથી શ્રીવસુદેવજીના વંશની સાથે નિજ સમ્બન્ધિત્વ સૂચવે છે, તેથી કાંઇ આવિર્ભાવ જ પ્રદ્યુમ્નવ્યૂહથી નથી, આથી જ શ્રીવસુદેવદેવકીજીને અસાધારણધર્મવિશિષ્ટ ભગવદ્દર્શન થયું તથાપિ પ્રભુમાં પુત્રત્વબુદ્ધિ રહી. માયાસહિત ભગવત્પ્રાદુર્ભાવ ઘટે નહિ, કારણ કે માયાનું અપસારણ ભગવદાદિર્ભાવ છે એમ પણ શઙ્કા ન કરવી, "તમદ્ભુત" શ્લોકમાં જેમ ધર્મના આવિર્ભાવનું કથન છે તેમ જ માયાનો પણ પ્રાદુર્ભાવ કરીને તે માયાની સાથે જ નિજ પ્રાદુર્ભાવ કર્યો છે, ધર્મનું કાર્ય જેમ માહાત્મ્યજ્ઞાન છે તેમ ભગવદ્દર્શન માયાનું કાર્ય છે, તેથી તે સમયે માયાસમ્પન્ન ભગવત્પ્રાદુર્ભાવ થયો છે. અપ્રાદુર્ભૂત માયા નિજકાર્યસમ્પાદન કરી શકે નહિ, આથી જ "તું[4] તો શ્રીનન્દપત્ની શ્રીયશોદાજીમાં પ્રકટ થઈશ" એમ ભગવદ્વાક્યની સઙ્ગતિ થાય છે, અન્યથા ભગવદ્રહિત કેવલ માયાનું તત્ર પ્રાકટ્ય જ ઘટતું નથી, કારણ કે જ્યાં ભગવદાવિર્ભાવ હોય ત્યાં કેવલ માયા પ્રકટ થઈ શકે જ નહિ. માયા "વિલજ્જમાન" છે ઇત્યાદિ વાક્ય અત્ર પ્રમાણ છે. ભગવાન્ અષ્ટમીને દિવસે પ્રકટ થયા અને "માયા નવમીને દિવસે પ્રકટ થઈ" એમ અગ્રિમ્ શ્રીસુબોધિનીગ્રન્થમાં વિરોધ પ્રાપ્ત થશે એમ શઙ્કા પણ ન કરવી, પૂર્વ ભગવત્પ્રાદુર્ભાવકાલમાં માયા ઉપસ્થિત જ હતી પરન્તુ તેનો માત્ર સહભાવ હતો, ભગવાનથી ભિન્ન માયા ન હતી, તદનન્તર ભગવદાગમનસમયે તત્રત્યના વ્યામોહાર્થ માયા ભગવાનથી ભિન્ન થઈ, આ જ માયાનું જન્મ, અર્થાત્ શક્તિરૂપ માયા ધર્મરૂપે બહાર પ્રકટ થઈને સ્વકાર્યકરણ, આથી જ "તે માયાએ હૃત" વાક્યમાં માયાકાર્યનું નિરૂપણ કર્યું છે, તત્ર માયાથી સર્વને નિદ્રા પ્રાપ્ત થઇ અને તેથી ભગવદાગમન નિષ્પ્રત્યૂહ–નિર્વિઘ્ન–સિદ્ધ થયું. પશ્ચાત્ કંસના વ્યામોહનાર્થ

---

१. तमद्भुतं बालकमम्बुजेक्षणम् । श्री. भा. द. पू. ३. ९.
२. आविवेशांशभागेन । श्री. भा. द. पू. २. १६.
३. विदितोसि भवान् । श्री. भा. द. पू. ३. १३.
४. यशोदायां नन्दपत्न्यां भविष्यसि । श्री. भा. द. प. २.

ભપજનનાર્થં ત્વરાથી માયાનયન થયું. આ પ્રકારે પુરુષોત્તમાવિર્ભાવ ઉભયત્ર અર્ધરાત્રિ-સમયે અષ્ટમીદિને થયો, શ્રીનન્દાલયમાં નન્દમહોત્સવ તો માયાના મથુરાગમનાનન્તર જ એમ "જાતં પરમ્" વાક્યથી જણાય છે. કાંઈક જન્મ્યું એમ સામાન્ય જ્ઞાન હતું તથાપિ વિશેષ દર્શનનો અભાવ હતો, તેથી માયાના ગમનાનન્તર જ શ્રીનન્દાલયમાં નન્દ-મહોત્સવ તો થયો. ત્યાંથી આગમનાદિક તો મુહૂર્તમાત્રમાં જ સિદ્ધ થયું, તેથી આગમનાનન્તર જ માયાનું જન્મ અર્થાત્ પૃથક્ આવિર્ભાવ, અને તેથી માયા શ્રીવસુદેવજીગ્રહણયોગ્ય પણ થઈ, કારણ કે ભગવત્સહભૂત માયાનું તો ગ્રહણ જ અશક્ય છે.

**પુરુષોત્તમાવિર્ભાવદિવસ** તો અષ્ટમી જ અને તે પણ શુદ્ધ અર્થાત્ સપ્તમીસંયોગ-રહિત, કારણ કે અર્ધરાત્રસમયોત્તર મુહૂર્તપર્યન્ત અષ્ટમી શુદ્ધ છે.

**प्रादुर्भावव्रतोत्सवदिनं-विचार.** આ શુદ્ધ અષ્ટમીમાં જ ભગવત્પ્રાદુર્ભાવ છે, સપ્તમીયુક્ત અષ્ટમીમાં પ્રાદુર્ભાવ નથી. સપ્તમીવેધયુક્ત અષ્ટમીમાં જે પ્રાદુર્ભાવોત્સવવ્રતાદિ કરે છે, તેમને અન્યથાકૃતિનો દોષ લાગે છે, કારણ કે તે સમયે પ્રાદુર્ભાવતિથિ જ નથી. ત્યારે તો તે સમયે રોહિણીનક્ષત્ર હતું તેથી કૃત્તિકાવેધ પણ દોષ-રૂપ ગણાશે એમ શઙ્કા ન કરવી, "सर्वैवाजनि जन्मर्क्षम्" વાક્યથી અષ્ટમીમાં અને અગ્રિમ નવમીમાં ઉભય તિથિમાં રોહિણીનક્ષત્ર તુલ્ય છે, અર્થાત્ કૃત્તિકાવિદ્ધ જ છે, ભગવત્પ્રાદુર્ભાવ તાદૃશ કૃત્તિકાવિદ્ધ રોહિણીમાં હોવાથી કૃત્તિકાવેધમાં વ્રતોત્સવાદિ કરવામાં દોષ નથી, અત એવ શુદ્ધાષ્ટમીતિથિ જ જન્મદિવસ હોવાથી નક્ષત્રવિચાર ન કરતાં કેવલ શુદ્ધાષ્ટમી જ વૈષ્ણવોએ ઉપોષવી. તિથિક્ષયમાં શુદ્ધાષ્ટમીનો અભાવ હોય ત્યારે કઈ તિથિ ઉપોષવી ? પ્રાદુર્ભાવોત્સવનો આધાર હોવાથી તદનુકૂલ છે, તેથી નવમીમાં જ ઉપવાસ કરવો, સપ્તમીના ગન્ધયુક્ત પણ અષ્ટમીમાં સર્વથા નહિ જ, આથી જ "विहाय नवमी" ઇત્યાદિ શાસ્ત્રવાક્ય પણ છે. પૂર્વોક્ત પ્રકારે અનુકૂલ નવમી કેવલ હોય વા નવમીની વૃદ્ધિ હોય તો દ્વિતીય દિને દશમીયુતો પણ નવમી લેવી, આથી જ વિવૃતિમાં શ્રીપ્રભુચરણે "કેવલા" પદ ધર્યું છે. શુદ્ધાષ્ટમીનો ત્યાગ કરવાથી પ્રાદુર્ભાવદિનાતિક્રમથી દોષ પ્રાપ્ત થાય છે. અત્ર વ્રતાદિકનો હેતુ ઉત્સવ નથી પરન્તુ તિથિ છે, અન્યથા નવમીએ પ્રાતઃકાલમાં ઉત્સવ થયો તેથી નવમીના મધ્યાહ્નસમયપર્યન્ત જ ઉપોષણ સદૈવ પ્રાપ્ત થાય અને જન્માષ્ટમીને દિને તો ભોજન જ પ્રાપ્ત થાય, અને તેમ થાય તો સકલ સ્મૃતિવચનનો વિરોધ પ્રાપ્ત થાય. નિબન્ધમાં "अन्यान्यपि तथा कुर्यात्" નું વ્યાખ્યાન કરીને "उत्सवो यत्र वै हरेः" ઇત્યાદિથી ઉત્સવનિમિત્તક વ્રતાદિક તો કેવલ નૃસિંહજયન્તીમાં જ અને વામનજયન્તીમાં જ કહેલું છે, નરસિંહ અને વામન ભગવત્સંબન્ધી હોવાથી શ્રીકૃષ્ણભક્તોને ઉત્સાહ થાય છે તેથી, તે ઉભય અવતાર ભક્તવત્સલ હોવાથી અનુકૂલ છે તેથી, ઉત્સવમાં ઉપોષણ અઙ્ગ છે તેથી, ભગવદાવેશહેતુત્વે કરીને તે બે જયન્તીમાં ઉત્સવપર્યન્ત જ ઉપોષણા-દિક કરવું, અહોરાત્ર નહિ. આ જ હેતુથી નિબન્ધમાં વામનજયન્તીના ઉત્સવકરણપ્રસઙ્ગમાં "નૃસિંહજયન્તીવત ઉત્સવ હોય તો" ઇત્યાદિ ફક્કિકાથી ઉત્સવની કૃતાકૃતતાથી જ તદઙ્ગ વ્રતનું પણ કૃતાકૃતત્વ સ્પષ્ટ કર્યું છે.

જયન્તીવ્રત તો પુષ્ટિમાર્ગીયોએ સર્વથા કર્તવ્ય જ છે. જન્માષ્ટમીવ્રત પણ મર્યાદા-

जयन्तीव्रत पुष्टिमर्यादा.

માર્ગીય જ ગણાશે આ શઙ્કાંનો પણ અવસર નથી. નિજ પ્રભુનો પ્રાદુર્ભાવદિવસ છે તેથી તે દિવસે નિજ હૃદયમાં વા સ્વરૂપાદિમાં ભગવત્સ્વરૂપનો પ્રાદુર્ભાવ થશે એમ આશાએ પુષ્ટિમાર્ગીય ભક્ત પણ લૌકિક સર્વ ભોગનું વિસર્જન કરે છે, લૌકિક ભોગ તો ભગવત્પ્રાદુર્ભાવમાં સદૈવ બાધક છે, અશુદ્ધ હૃદયમાં ભગવત્પ્રાદુર્ભાવ જ થતો નથી. એટલો જ વિશેષ છે કે શ્રવણવત્ તે વ્રત કર્તૃભેદે દ્વિવિધ છે, તેથી વ્રતભેદ કે નિર્ણયભેદ નથી, અન્યથા પુષ્ટિમાર્ગીયો અધર્મો થાય. પુષ્ટિમાર્ગમાં પણ પ્રથમથી જ ત્યાગ નથી, કારણ કે શ્રીનન્દરાયજી અને ઉદ્ધવજી પ્રભૃતિએ સર્વધર્માચરણ કર્યું છે, પરન્તુ કેવલ ધર્મિસ્વરૂપ પ્રાપ્ત થાય ત્યારે જ ત્યાગ, આથી જ શ્રીસ્વામિનીજીનો–ગોપીજનોનો–પણ ફલદશામાં જ "सन्त्यज्य" "का स्त्र्यङ्ग ते" ઇત્યાદિ વાકયથી લોકવેદત્યાગ કહ્યોછે. કિઞ્ચ, પુષ્ટિમાર્ગમાં પણ ધર્મિવિરુદ્ધ જે ધર્મ હોય તેવા ધર્મનો ત્યાગ છે પરન્તુ ધર્મ્યનુકૂલ ધર્મનો ત્યાગ નથી, જો અનુકૂલ ધર્મનો પણ ત્યાગ હોય તો સપ્તદશાધ્યાયમાં વર્ષાઋતુનું વર્ણન કરતાં લીલોપયોગિત્વે કરીને વ્રજમાં સર્વધર્મનું નિરૂપણ કર્યું છે તે શ્રીમદાચાર્યચરણ ન કરત. કિઞ્ચ, શુદ્ધ પુષ્ટિમાર્ગ પ્રાકટ્યદશામાં જ સમ્ભવે છે, કારણ કે તેમાં સાક્ષાત્ પ્રમેયનો અનુભવ કરવાને પ્રમાણનો પરિત્યાગ છે, અપ્રાપ્તપ્રમેયમાં પ્રમાણપરિત્યાગ ઉચિત નથી, પ્રમાણ ભગવત્તોષહેતુ છે, અન્યથા " केमाः स्त्रियः " શ્લોકના વ્યાખ્યાનમાં " સ્વપ્રાપ્તિપર્યન્ત અધર્મ ન થાય એ હેતુથી ગોપનો સમ્બન્ધ કરાવીને શ્રીગોપીજનને પૂર્વોક્ત ધર્મનિયમમાં સ્થિત કર્યાં " આ શ્રીમદાચાર્યચરણના વાકયમાં વિરોધ પ્રાપ્ત થાય, તેથી પુષ્ટિમાર્ગીય ભક્તોએ પણ સ્વરૂપની અપ્રાકટ્યદશામાં વેદોદિત મર્યાદા પણ ન ત્યજવી તો કયાં ભગવદ્વ્રતાચરણાદિરૂપ વૈષ્ણવમર્યાદાના ત્યાગની સમ્ભાવના પણ! તેથી પૂર્વ—અપ્રાકટ્યદશામાં—જ વ્રતત્યાગ વદતા કરતા અને કરાવતા મૂર્ખતમ છે, તેમની ફલાશાનો જ વિઘાત થયલો છે. કિઞ્ચ, પુષ્ટિમાર્ગીય શ્રીમદાચાર્યચરણની કૃતિ પુષ્ટિમાર્ગનિરૂપિકા જ હોય છે. તેમની લોકવેદસમ્બન્ધિની કૃતિ લોકસઙ્ગ્રાહિકા હોય પરન્તુ ભક્તિમાર્ગીય કૃતિ લોકસઙ્ગ્રાહિકા નથી. " वैष्णवत्वं हि सहजम् "—વૈષ્ણવત્વ સહજ છે—એ વાકય અત્ર પ્રમાણ છે. નિબન્ધમાં 'પૂજામાર્ગમાં ઉત્સવયાત્રાસહિત પૂજા કરવી' એમ ઉપસંહારથી વ્રતાદિ પુષ્ટિમાર્ગીય નથી એમ પણ શઙ્કા ન કરવી, " અઙ્ગ હોવાથી પૂજાયુક્ત ભક્તિમાર્ગમાં " એમ અર્થ છે, અન્યથા આરમ્ભમાં ભક્તિમાર્ગનો ઉપક્રમ કરીને અત્ર સર્વથા નિરૂપણ કરીને પુનઃ પૂજામાર્ગથી ઉપસંહાર કરે તો ઉપક્રમોપસંહારવિરોધ પ્રાપ્ત થાય. કિઞ્ચ, અત્ર પૂજામાર્ગનું નિરૂપણ જ નથી, કારણ કે પૂજાફલ સાર્વભૌમાદિનું અને ઉપાસ્યત્વે વિભૂતિરૂપ દેવતાઓનું નિરૂપણ નથી, પરન્તુ ભક્તિમાર્ગના અઙ્ગત્વથી જ પૂજામાત્રનું નિરૂપણ છે, તેથી આ "પૂજામાર્ગ " શબ્દનો અર્થ મદુક્ત " પૂજાયુક્તભક્તિમાર્ગ " જ થાય છે, આ દિશા.

ભ્રાન્ત દોષશતાક્રાન્ત વૃથા શ્રાન્ત વિચારમાં ॥
ત્યક્તવ્ય નૈવ વક્તવ્ય વેદબાહ્ય સદુક્તિએ ॥ ૧ ॥

॥ इति श्रीहरिरायप्रभुविरचितश्रीपुरुषोत्तमप्राकट्यानुवादः समाप्तः ॥

# श्रीगोविन्दस्वामिकृत श्रीसर्वोत्तमजीना पद.

राग गोडी.

वल्लभाख्य वल्लभ मोकों अति ।
[1]रसना रटन करों हों रेन दिन लगन लागि रहे सुनहो प्राणपति ॥१॥
तिहारे दरस[2] विन दुःख पावत हों करहो कृपा रङ्कपर द्विजपति ।
महालक्ष्मीपति सुनहो विनति सदा रहो एसी मेरी मति ॥ २ ॥
दुर्लभाङ्घ्रि[3] सदा सेवों हों सुनों हों सुबोधिनीवचनामृत नित ।
ओर सब तजि शरण भयो हों तुम[4]विन गोविन्द किन ओर गति ॥३॥२२॥

राग देवगन्धार.

सद्रूप श्रीवल्लभ नाम तिहारो ।
करि करुणा करुणानिधान प्रभु अपनी प्रतिज्ञा आप प्रतिपारो ॥१॥
तिहारे चरणकमल आश्रय विन भय उपजत हे भारो ।
सेवा किये [illegible] मोहि लागत विष[5] सम सब संसारो ॥ २ ॥
चितमें चिन्तन करत अहर्निस कटत कोटि जंजारो ।
श्रीवल्लभ वल्लभ करि गोविन्द मनवचकर्म निर्धारो ॥ ३ ॥ २३ ॥

राग इमन.

हितकृत् सतां विनति सुनो हमारी ।
काल व्यालकी[6] सत्वर गति देख भय उपजत भारी ॥ १ ॥
विन साधन उधरे अनेक जन मनवचकर्म निर्धारी ॥
तजि निज धाम अवनीतल प्रकटे अपनी प्रतिज्ञा [illegible]री ॥ २ ॥
तिहारो नाम उचार कियेतें कटत कोटि जंजारी ।
गोविन्द जन मागत हे अंघ्रिरज[7] न हि[8] चाहत संसारी ॥ ३ ॥

---

૧. જીભ, જીહ્વા. ૨. દર્શન. ૩ દુર્લભ ચરણકમલ. ૪ તમારા વિના ગોવિન્દની અન્ય શી ગતિ છે ? ગોવિન્દનું બીજું કોણ શરણ છે ? અથવા હે ગોવિન્દ તમારા વિના અન્ય કોણ ગતિ–શરણ–છે ? ૫. ઝેર. ૬. સર્પ. ૭ ચરણરજ. ૮ સંસારની ચાહના નથી, અથવા સંસારી જે પ્રવાહી જીવ તેને જ આપના ચરણકમલની રજની ચાહના હોતી નથી.

# श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસન્ધાન ગતાઙ્ક પત્ર ૧૦ થી. )

**વલ્લભાખ્યઃ**—વૈશ્વાનરત્વે પુરુષોત્તમમુખારવિન્દસમ્બન્ધિ અગ્નિરૂપત્વે અપ્રાકૃત તેજો-રૂપત્વથી ભકતોને સેવામાં બાધક હોવાથી સેવા સિદ્ધ ન થાય, એમ આશઙ્કી તેજોરૂપત્વ છે તથાપિ સેવાસિદ્ધિમાં બાધકત્વાભાવ છે એમ દર્શાવવાને શ્રીમત્પ્રભુચરણ આ "**વલ્લભાખ્યઃ**" નામની આજ્ઞા કરે છે. વલ્લભ છે આખ્યા—નામ—છે જેમનું તે **વલ્લભાખ્યઃ** પૂર્વ નામમાં વૈશ્વાનરત્વની આજ્ઞા કરીને અગ્રિમ નામમાં વલ્લભાખ્યત્વની આજ્ઞા કરી તેનો આશય આ છે. જેમ શીત કાલમાં સ્વભાવથી જ શીતનિવારકત્વે અગ્નિ સર્વને પણ પ્રિય થાય છે, ન તો તદતિરિક્ત કાલમાં પણ, તદ્વત્ શ્રીમદાચાર્યચરણસેવકોને પણ શ્રીમદાચાર્યચરણમાં સદા અલૌકિક તેજના આકટ્યે લૌકિકાગ્નિસેવનવત્ કદાચિત્ સુખદત્વ અને કદાચિત્ સુખદત્વ નહિ એમ આશઙ્કા થાય તે આશઙ્કાના પણ નિરાકરણાર્થે **વલ્લભાખ્ય** નામની આજ્ઞા કરી છે. અત્ર આ આશય છે. લૌકિકાગ્નિ પ્રાકૃત છે, તેથી તેના તેજમાં તારતમ્યથી અલ્પત્વે બહુત્વે કદાચિત્ પ્રિયત્વ અને કદાચિત્ પ્રિયત્વ નહિ એમ અવ્યવસ્થા જ સાર્વદિકી છે, શ્રીમદાચાર્યચરણ તો પુરુષોત્તમાસ્ય હોવાથી તેમનું તેજ પણ આનન્દરૂપ હોવાથી સર્વદા અતિપ્રિય જ છે, કદાચિત્ પણ પ્રિયત્વમાં તારતમ્ય થતું નથી, એ જણાવવાને પણ **વલ્લભાખ્ય** નામની આજ્ઞા કરી છે.

**વલ્લભ** છે આખ્યા—માતાપિતૃકૃત નામ—જેમનું તે **વલ્લભાખ્યઃ**, ભક્તપ્રિયત્વથી પણ અર્થસંજ્ઞા જાણવી.

વૈશ્વાનરનામથી સાક્ષાત્પુરુષોત્તમમુખારવિન્દના અધિષ્ઠાતા શ્રીમદાચાર્યચરણનું અલૌકિકાગ્નિરૂપત્વ નિરૂપિત કર્યું, તેથી અન્ધકારનિવૃત્તિપૂર્વક જ્ઞાનપ્રકાશકત્વ કેમ ઘટે? પ્રકટિત અગ્નિ તો એકના પ્રકાશ અર્થે છે, અન્યના નહિ, એમ શઙ્કા થાય તો તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ **વલ્લભાખ્ય** નામની આજ્ઞા કરે છે. આપ **વલ્લભાખ્ય** છે તેથી સર્વ ભકતોના પ્રિયરૂપ હોવાથી ભકતોના પ્રિયરૂપત્વમાં સ્વજ્ઞાનપ્રકાશન જ હેતુ છે. એમ ન હોય તો તદભાવે—સ્વજ્ઞાનપ્રકાશનના અભાવે—પ્રિયત્વ થાય તો આસુરોને પણ પ્રિયરૂપ પ્રકાશે, પરન્તુ તેમ થતું નથી, તેથી તે સ્વજ્ઞાનપ્રકાશન જ પ્રિયરૂપત્વમાં હેતુ છે. તજ્જ્ઞાનપ્રકાશ તો ભકતોદ્ધારક પ્રિયત્વમાં હેતુ છે. લોકમાં જેને પ્રિય પ્રિયરૂપ છે તે તેના પ્રિયત્વાધિકયે કરીને થાય છે, તેથી [illegible] સ્વપ્રિય [illegible]ત્વાધિકયે જ શ્રીમદાચાર્યચરણનું પ્રિયરૂપત્વ સમ્પન્ન થયું. જેમ જેમ સ્[illegible] તેમ તે[illegible]મ શ્રીમદાચાર્યચરણ પણ પ્રિયરૂપત્વનો અઙ્ગીકાર કરે છે, તેથી ભકતો[illegible]થી જ શ્રીમદાચાર્યચરણનું પ્રકાશકત્વ છે. આસુરોમાં તો સ્નેહ જ નથી, તેથી તેમને [illegible] શ્રીમદાચાર્યચરણનું તેવું પ્રકાશકત્વ પણ નથી. આ પ્રકારે આસુરોમાં અન્ધકારસ્થાપન કરીને ભકતોમાં પ્રકાશ કરવાથી શ્રીમદાચાર્યચરણનું આચ્છાદિત અગ્નિરૂપત્વ સિદ્ધ થયું, તેથી ભસ્મથી આચ્છન્ન અગ્નિ છે એમ જાણીને જો ઇન્ધનથી સન્ધુક્ષણ કરીને તે અગ્નિને પ્રકટ કરે ત્યારે પ્રકાશ થાય, તદજ્ઞાનમાં—આચ્છન્ન અગ્નિના અજ્ઞાનમાં—તો અપ્રકાશ જ છે, લૌકિકાગ્નિનું સર્વ તરને જ્ઞાન થયું હોય તો જ લૌકિક સ્નેહરૂપ ઇન્ધને લૌકિક પ્રકાશરૂપ થાય છે, અત્ર તો બાહ્યાભ્યન્તર પ્રકાશરૂપ છે અને તેમાં

પણ અન્યથી અદશ્ય જ, આ પ્રકારે શ્રીમદાચાર્યચરણામિની અલૌકિકત્વ સિદ્ધ કરી, તેથી સમીપ સ્થિત હોય તથાપિ આસુરોને પ્રથમ તો જ્ઞાન જ થતું નથી પરન્તુ મોહ જ થાય છે, અર્થાત્ સર્વ અર્થ અવદાત છે.

વૈશ્વાનર અવિચારે જ સર્વનો દાહ કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ પણ વૈશ્વાનર હોવાથી સ્વીયાસ્વીયના અવિચારે સર્વને જ મુક્ત કરશે એમ આશઙ્કીને તત્સમાધાનાર્થ શ્રીમત્પ્રભુચરણ વલ્લભાખ્યઃ નામની આજ્ઞા કરે છે. વલ્લભ છે આખ્યા–નામ–જેમનું તે વલ્લભાખ્યઃ, તેથી વૈશ્વાનરત્વમાં પણ વલ્લભત્વોક્તિએ નિજ જનના જ વલ્લભ એમ અર્થ છે. વલ્લભત્વકથનથી વલ્લભ જેની રીતિએ સ્વપ્રિયાને વિષે જ એવા પ્રકારની રતિ કરે છે કે જેથી અપ્રિયત્વ ન થાય તેવી રીતિએ શ્રીમદાચાર્યચરણ પણ નિજ જનને વિષે રતિ કરે છે એમ અર્થ છે. અથવા ભગવાનની વલ્લભા–પ્રિયા–છે આખ્યા જેમની તે વલ્લભાખ્ય શ્રીમદાચાર્યચરણ, આથી શ્રીમદાચાર્યચરણ સ્વામિનીસ્વરૂપત્વે વલ્લભા–ભગવત્પ્રિયા–છે.

અવતારમાં લોકપ્રસિદ્ધ અન્ય છે તેથી શ્રીમત્પ્રભુચરણ વલ્લભાખ્ય નામથી લોકપ્રસિદ્ધિ જણાવે છે. વલ્લભ છે આખ્યા–પ્રસિદ્ધ નામ–જેમનું તે શ્રીવલ્લભાખ્ય. આ નામને સાકાઙ્ક્ષત્વ હોવાથી 'હરિના' એમ શેષ લેવું, અર્થાત્ હરિના વલ્લભ. શ્રીમદાચાર્યચરણે સ્વયં જ આ આજ્ઞા શ્રીયમુનાષ્ટકના અન્તિમ વદતિ વલ્લભઃ શ્રીહરેઃ પદ્યમાં કરી છે. તદભીપ્સિતકરણથી તદ્વલ્લભત્વ સદાતન–સનાતન–છે એમ જણાવ્યું.

વલ્લભાખ્યઃ એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધના પૂર્વાર્ધના દ્વાવિંશાધ્યાયાર્થનું બોધક છે. મુખ્ય નામનો તો પર્યાય જ પ્રથમ કહેવો યુક્ત છે તેને સ્થલે હવે તદુપન્યાસ કેમ કરવામાં આવે છે એ પ્રકારની શઙ્કાનું સમાધાન કરવામાં આવે છે કે લીલાઓમાં પણ આ લીલા અર્થાત્ ઇન્દ્રકોપથી ગોકુલરક્ષા મુખ્ય છે તેમ નામમાં પણ આ મુખ્ય છે, તેથી તે લીલાના અભિધાનથી દોષ નથી. વલ્લભ છે આખ્યા–નામ–જેનું તે વલ્લભાખ્યઃ, વદને–અવ્યક્ત વાચાએ–જે વદે છે તે વદ, તેમને લાતિ–સ્વીકારે છે–તે વલ્લઃ, પ્રકાશે છે તે ભઃ, વલ્લઃ એવા ભઃ તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા ' કૃષ્ણ,[1] કૃષ્ણ, મહાભાગ ' એ શ્લોકમાં કરીછે, અથવા લભ્યતે—પ્રાપ્ત કરાય છે–તે લભઃ, વદા—વાચાએ કરીને–લભઃ તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા ' પાદમૂલની[2] નિકટ આવ્યા ' એ શ્લોકમાં કરી છે, અથવા વલ્ ધાતુ સંવરણના અર્થમાં પ્રયોજાય છે, તેથી વલન્તે—સંવરણ કરીને સ્થિતિ કરે છે—તે વલઃ અર્થાત્ ભક્તો, તેમનો સ્વીકાર કરે તે વલ્લઃ, અને વલ્લઃ એવા મઃ તે વલ્લમઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા ' તેથી[3]–ઇન્દ્રમાનભઙ્ગકરણ આવશ્યક હોવાથી–હું જ જેનું શરણ–રક્ષક–છું, હું જ જેનો નાથ–સ્વામી–છું, મેં સ્વકીયત્વે જેનો પરિગ્રહ કર્યો છે એવા ગોષ્ઠનું–વ્રજનું–હું સ્વાત્મયોગે–સ્વસામર્થ્યે—રક્ષણ કરીશ એમ મેં વ્રત–સઙ્કલ્પ–કર્યું છે ' શ્લોકમાં કરી છે, અથવા વલ્લાયતિ અર્થાત્ સંવારયતિ–સંવારે છે–તે વલ્લઃ, વલ્લઃ એવા મઃ તે વલ્લમઃ, આ પ્રસઙ્ગની

---

१ कृष्ण कृष्ण महाभाग श्री. भा. द. पू. २२, १३.

२. पादमूलमुपययुः । श्री. भा. द. पू. २२, १२.

३. तस्मान्मच्छरणं गोष्ठं मन्नाथं मत्परिग्रहम् । गोपाये स्वात्मयोगेन सोऽयं मे व्रत आहितः ॥ श्री. भा. द. पू. २२. १८.

# શ્રીસર્વોત્તમસ્તોત્ર.

( અનુસન્ધાન ગતાઙ્ક પત્ર ૧૦ થી. )

**વલ્લભાખ્યઃ**—વૈશ્વાનરત્વે પુરુષોત્તમમુખારવિન્દસમ્બન્ધિ અગ્નિરૂપત્વે અસહ્ય તેજોરૂપત્વથી ભકતોને સેવામાં બાધક હોવાથી સેવા સિદ્ધ ન થાય એમ આશઙ્કી તેજોરૂપત્વ છે તથાપિ સેવાસિદ્ધિમાં બાધકત્વાભાવ છે એમ દર્શાવવાને શ્રીમત્પ્રભુચરણ આ "વલ્લભાખ્યઃ" નામની આજ્ઞા કરે છે. વલ્લભ છે આખ્યા–નામ–જે જેમનું તે વલ્લભાખ્યઃ. પૂર્વ નામમાં વૈશ્વાનરત્વની આજ્ઞા કરીને અગ્રિમ નામમાં વલ્લભાખ્યત્વની આજ્ઞા કરી તેનો આશય આ છે. જેમ શીત કાલમાં સ્વભાવથી જ શીતનિવારકત્વે અગ્નિ સર્વને પણ પ્રિય થાય છે, ન તો તદતિરિક્ત કાલમાં પણ, તદ્દ્ શ્રીમદાચાર્યચરણસેવકોને પણ શ્રીમદાચાર્યચરણમાં સદા અલૌકિક તેજના પ્રાકટ્યે લૌકિકાગ્નિસેવનવત્ કદાચિત્ સુખદત્વ અને કદાચિત્ સુખદત્વ નહિ એમ આશઙ્કા થાય તે આશઙ્કાના પણ નિરાકરણાર્થે વલ્લભાખ્ય નામની આજ્ઞા કરી છે. અત્ર આ આશય છે. લૌકિકાગ્નિ પ્રાકૃત છે, તેથી તેના તેજમાં તારતમ્યથી અલ્પત્વે બહુત્વે કદાચિત્ પ્રિયત્વ અને કદાચિત્ પ્રિયત્વ નહિ એમ અવ્યવસ્થા જ સાર્વદિકી છે, શ્રીમદાચાર્યચરણ તો પુરુષોત્તમાસ્ય હોવાથી તેમનું તેજ પણ આનન્દરૂપ હોવાથી સર્વદા અતિપ્રિય જ છે, કદાચિત્ પણ પ્રિયત્વમાં તારતમ્ય થતું નથી, એ જણાવવાને પણ વલ્લભાખ્ય નામની આજ્ઞા કરી છે.

વલ્લભ છે આખ્યા–માતાપિતૃકૃત નામ–જેમનું તે વલ્લભાખ્યઃ, ભક્તપ્રિયત્વથી પણ અર્થસંજ્ઞા જાણવી.

વૈશ્વાનરનામથી સાક્ષાત્પુરુષોત્તમમુખારવિન્દના અધિષ્ઠાતા શ્રીમદાચાર્યચરણનું અલૌકિકાગ્નિરૂપત્વ નિરૂપિત કર્યું, તેથી અન્ધકારનિવૃત્તિપૂર્વક જ્ઞાનપ્રકાશકત્વ કેમ ઘટે? પ્રકટિત અગ્નિ તો એકના પ્રકાશ અર્થે છે, અન્યના નહિ, એમ શઙ્કા થાય તો તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ વલ્લભાખ્ય નામની આજ્ઞા કરે છે. આપ વલ્લભાખ્ય છે તેથી સર્વ ભકતોના પ્રિયરૂપ હોવાથી ભકતોના પ્રિયરૂપત્વમાં સ્વજ્ઞાનપ્રકાશન જ હેતુ છે. એમ ન હોય તો તદભાવે–સ્વજ્ઞાનપ્રકાશનના અભાવે–પ્રિયત્વ થાય તો આસુરોને પણ પ્રિયરૂપ પ્રકાશે, પરન્તુ તેમ થતું નથી, તેથી તે સ્વજ્ઞાનપ્રકાશન જ પ્રિયરૂપત્વમાં હેતુ છે. તજ્જ્ઞાનપ્રકાશ તો ભકતોદ્ધારક પ્રિયત્વમાં હેતુ છે. લોકમાં જેને પ્રિય પ્રિયરૂપ છે તે તેના પ્રિયત્વાધિકયે કરીને થાય છે, તે[illegible] સ્વપ્રિ[illegible]યતાધિકયે જ શ્રીમદાચાર્યચરણનું પ્રિયરૂપત્વ સમ્પન્ન થયું. જેમ જેમ [illegible] તેમ તે[illegible]મ શ્રીમદાચાર્યચરણ પણ પ્રિયરૂપત્વનો અઙ્ગીકાર કરે છે, તેથી ભકતો[illegible] જ શ્રીમદાચાર્યચરણનું પ્રકાશકત્વ છે. આસુરોમાં તો સ્નેહ જ નથી, તેથી તેમને [illegible] શ્રીમદાચાર્યચરણનું તેવું પ્રકાશકત્વ પણ નથી. આ પ્રકારે આસુરોમાં અન્ધકારસ્થાપન કરીને ભકતોમાં પ્રકાશ કરવાથી શ્રીમદાચાર્યચરણનું આચ્છાદિત અગ્નિરૂપત્વ સિદ્ધ થયું, તેથી ભસ્મથી આચ્છન્ન અગ્નિ છે એમ જાણીને જે ઇન્ધનથી સન્ધુક્ષણ કરીને તે અગ્નિને પ્રકટ કરે ત્યારે પ્રકાશ થાય, તદજ્ઞાનમાં–આચ્છન્ન અગ્નિના અજ્ઞાનમાં–તો અપ્રકાશ જ છે, લૌકિકાગ્નિનું સર્વ તત્ત્વે જ્ઞાન થયું હોય તો જ લૌકિક સ્નેહરૂપ ઇન્ધને લૌકિક પ્રકાશરૂપ થાય છે, અત્ર તો બાહ્યાભ્યન્તર પ્રકાશરૂપ છે અને તેમાં

ણુ અન્યથી અદૃશ્ય જ, આ પ્રકારે શ્રીમદાચાર્યચરણાગ્નિની અલૌકિકત્વ સિદ્ધ કરી, તેથી સમીપ સ્થિત હોય તથાપિ આસુરોને પ્રથમ તો જ્ઞાન જ થતું નથી પરન્તુ મોહ જ થાય છે, અર્થાત્ સર્વ અર્થ અવદાત છે.

વૈશ્વાનર અવિચારે જ સર્વનો દાહ કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ પણ વૈશ્વાનર હોવાથી સ્વીયાસ્વીયના અવિચારે સર્વને જ મુક્ત કરશે એમ આશઙ્કીને તત્સમાધાનાર્થ શ્રીમત્પ્રભુચરણ વલ્લભાખ્યઃ નામની આજ્ઞા કરે છે. વલ્લભ છે આખ્યા–નામ–જેમનું તે વલ્લભાખ્યઃ, તેથી વૈશ્વાનરત્વમાં પણ વલ્લભત્વોક્તિએ નિજ જનના જ વલ્લભ એમ અર્થ છે. વલ્લભત્વકથનથી વલ્લભ જેવી રીતિએ સ્વપ્રિયાને વિષે જ એવા પ્રકારની રતિ કરે છે કે જેથી અપ્રિયત્વ ન થાય તેવી રીતિએ શ્રીમદાચાર્યચરણ પણ નિજ જનને વિષે રતિ કરે છે એમ અર્થ છે. અથવા ભગવાનની વલ્લભા–પ્રિયા–છે આખ્યા જેમની તે વલ્લભાખ્ય શ્રીમદાચાર્યચરણ, આથી શ્રીમદાચાર્યચરણ સ્વામિનીસ્વરૂપત્વે વલ્લભા–ભગવત્પ્રિયા–છે.

અવતારમાં લોકપ્રસિદ્ધિ અન્ય છે તેથી શ્રીમત્પ્રભુચરણ વલ્લભાખ્ય નામથી લોક-પ્રસિદ્ધિ જણાવે છે. વલ્લભ છે આખ્યા–પ્રસિદ્ધ નામ–જેમનું તે શ્રીવલ્લભાખ્ય. આ નામને સાકાઙ્ક્ષત્વ હોવાથી 'હરિના' એમ શેષ લેવું, અર્થાત્ હરિના વલ્લભ. શ્રીમદાચાર્ય-ચરણે સ્વયં જ આ આજ્ઞા શ્રીયમુનાષ્ટકના અન્તિમ वदति वल्लभः श्रीहरेः પદ્યમાં કરી છે. તદભીપ્સિતકરણથી તદ્વલ્લભત્વ સદાતન–સનાતન–છે એમ જણાવ્યું.

વલ્લભાખ્યઃ એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધના પૂર્વાર્ધના દ્વાવિંશાધ્યાયાર્થનું બોધક છે. મુખ્ય નામનો તો પર્યાય જ પ્રથમ કહેવો યુક્ત છે તેને સ્થલે હવે તદુપન્યાસ કેમ કરવામાં આવે છે એ પ્રકારની શઙ્કાનું સમાધાન કરવામાં આવે છે કે લીલાઓમાં પણ આ લીલા અર્થાત્ ઇન્દ્રકોપથી ગોકુલરક્ષા મુખ્ય છે તેમ નામમાં પણ આ મુખ્ય છે, તેથી તે લીલાના અભિધાનથી દોષ નથી. વલ્લભ છે આખ્યા–નામ–જેનું તે વલ્લભાખ્યઃ, વદને–અવ્યક્ત વાચાએ–જે વદે છે તે વદ્, તેમને લાતિ–સ્વીકારે છે–તે વલ્લઃ, પ્રકાશે છે તે ભઃ, વલ્લઃ એવા ભઃ તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા 'કૃષ્ણ,[1] કૃષ્ણ, મહાભાગ' એ શ્લોકમાં કરીછે, અથવા लभ्यते—પ્રાપ્ત કરાય છે–તે लभः, વદા—વાચાએ કરીને–લભઃ તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા 'પાદમૂલની[2] નિકટ આવ્યા' એ શ્લોકમાં કરી છે, અથવા वल् ધાતુ સંવરણના અર્થમાં પ્રયોજાય છે, તેથી वलन्ते—સંવરણ કરીને સ્થિતિ કરે છે—તે वलः અર્થાત્ ભક્તો, તેમનો સ્વીકાર કરે તે वल्लः, અને वलः એવા मः તે वल्लभः, આ પ્રસઙ્ગની આજ્ઞા 'તેથી[3]–ઇન્દ્રમાનભઙ્ગકરણ આવશ્યક હોવાથી–હું જ જેનું શરણ–રક્ષક–છું, હું જે જેનો નાથ–સ્વામી–છું, મેં સ્વકીયત્વે જેનો પરિગ્રહ કર્યો છે એવા ગોષ્ઠનું–વ્રજનું–હું સ્વાત્મયોગે–સ્વસામર્થ્યે—રક્ષણ કરીશ એમ મેં વ્રત–સઙ્કલ્પ–કર્યું છે' શ્લોકમાં કરી છે, અથવા वल्लयति અર્થાત્ संवारयति–સંવારે છે–તે वल्लः, वल्लः એવા भः તે वल्लभः, આ પ્રસઙ્ગની

---

૧ कृष्ण कृष्ण महाभाग श्री. भा. द. पू. २२, १३.

२. पादमूलमुपययुः । श्री. भा. द. पू. २२,-१२.

३. तस्मान्मच्छरणं गोष्ठं मन्नाथं मत्परिग्रहम् । गोपाये स्वात्मयोगेन सोऽयं मे व्रत आहितः ॥ श्री. भा. द. पू. २२. १८.

આજ્ઞા 'એમ[1] કહીને એક શ્રીહસ્તે શ્રીગોવર્ધનાચલને ઊર્ધ્વ કરીને' શ્લોકમાં કરી છે, અથવા જે વેષ્ટિત થઈને સ્થિતિ કરે છે તે વલ્લઃ નામ શ્રીગોવર્ધન, તેનાથી પ્રકાશે છે તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા 'તદ્દર્શનાનન્દે ક્ષુત્તૃપાવ્યથા તથા નિદ્રાદિસુખાપેક્ષા ત્યજીને[2]' એ શ્લોકમાં કરી છે, અથવા મેઘોનું સંવરણુ કરે છે તે વલ્લઃ નામ ઇન્દ્ર તેને ભયદાન કરે છે તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા 'જેનો[3] મદ નાશ પામ્યો છે, જેનો વ્રજવિનાશસઙ્કલ્પ ભ્રંષ્ટ થયો છે એવા ઇન્દ્રે સ્વમેઘોને વાર્યા' શ્લોકમાં કરી છે, અથવા વલ્લનો અર્થ સઞ્ચરતા ગોપો, તેનાથી પ્રકાશે છે તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા 'ભગવદુક્તિથી[4] અનન્તર તે સર્વે ગોપો બહાર નિસર્યા' એ શ્લોકમાં કરી છે, અથવા વલ્લભ શબ્દ પ્રિયતમમાં જ રૂઢ છે, આ પ્રસઙ્ગની આજ્ઞા 'રક્ષણુ[5] કર્યું છે જેમણે એવા તે શ્રીકૃષ્ણુને પ્રેમવેગે પૂર્યું' ઇત્યાદિ શ્લોકમાં કરી છે, વલ્લ-સઞ્ચરનાર-અને ભ-પ્રકાશમાન-એવા વલ્લભાઃ-દેવો-જેની આખ્યા -સ્તુતિ-કરે છે તે વલ્લભાખ્યઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા 'સ્વર્ગમાં[6] દેવગણુસાધ્ય' એ શ્લોકમાં કરી છે,' અથવા **વલ્લભાઃ** નામે વ્રજસીમન્તિનીઓ છે જેમનાં તે વલ્લભઃ, આ પ્રસઙ્ગની આજ્ઞા 'એ[7] શ્રીકૃષ્ણુના શ્રીગોવર્ધનોદ્ધરણુતુલ્ય અન્ય પણુ કર્મો ગાતાં મુદિત થતાં પ્રેમે શ્રીકૃષ્ણુના હૃદયનો સ્પર્શ કરતાં શ્રીગોપીજને ગોષ્ઠમાં ગમન કર્યું', એ શ્લોકમાં કરી છે.

**स** **पः**—લોકમાં સદાપ્રિય પદાર્થમાં પણુ કોઇ નિમિત્તે કદાચિત્ અપ્રિયતા પણુ ભાસે છે તેમ પ્રકૃત વિષયમાં પણુ કદાચિત્ નિમિત્તવશાત્ થતું થશે-અપ્રિયતા ભાસતી હશે-એ આશઙ્કાના નિરાસાર્થે શ્રીમત્પ્રભુચરણુ શ્રીમદાચાર્યચરણુનું **સદ્રૂપઃ** નામ ધરે છે. એ નામનો આ અર્થ છે. વસ્તુવિચાર કરવામાં આવે તો સ્વતઃ સુખ છે એ જ પ્રિય છે, અન્ય કાંઇ પણુ પ્રિય નથી, અન્યનું જે પ્રિયત્વ છે તે તો માત્ર સુખના હેતુત્વે કરીને છે, સુખરૂપત્વે જ નથી. લૌકિક પદાર્થો પ્રકૃતિસમ્બન્ધથી સ્વતઃ સુખરૂપ ન હોવાથી સમયવિશેષમાં જ સુખહેતુ છે, ન તો સુખાત્મકત્વે જ કરીને સર્વદા તે પદાર્થો પ્રિય છે, શ્રીમદાચાર્યચરણુ તો પુરુષોત્તમાસ્યત્વે આનન્દરૂપ હોવાથી સ્વતઃ સ્વભાવતઃ જ પ્રિય છે, અને તેથી શ્રીમહાપ્રભુજીમાં લૌકિકપદાર્થવત્ પ્રિયહેતુત્વની સમ્ભાવના જ નથી એમ જણાવવાને આ **સદ્રૂપ** નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે. સદ્રૂપતાએ કરીને કેવલ સત્તામાત્રની જ આજ્ઞા કરી નથી કિન્તુ ઉપલક્ષણુત્વે આજ્ઞા કરી છે, તેથી અત્ર લૌકિક-પૂર્વપક્ષાવસર સમ્ભવતો નથી. આ સર્વ હૃદયમાં રાખીને આ **સદ્રૂપ** નામનું કથન કર્યું છે, અથવા સદ્રૂપત્વે કરીને કેવલ રસસત્તામાત્રની આજ્ઞા કરી છે, ન તો ચિદાનન્દરૂપત્વે,

---

१. इत्युक्त्वैकेन हस्तेन कृत्वा गोवर्धनाचलम् । श्री. भा. द. पू. २२, १९.
२. क्षुत्तृड्व्यथां सुखापेक्षां हित्वा । श्री. भा. द. पू. २२, २३.
३. निस्तम्भो भ्रष्टसङ्कल्पः स्वान् मेघान् स न्यवारयत् । श्री. भा. द. पू. २२, २४.
४. ततस्ते निर्ययुर्गोपाः । श्री. भा. द. पू. २२, २७.
५. तं प्रेमवेगान्निभृता व्रजौकसः । श्री. भा. द. पू. २२, २९.
६. दिवि देवगणाः साध्याः । श्री भा. द. पू. २२, ३१.
७. तथाविधान्यस्य कृतानि गोपिका गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृशः । श्री. भा. द. पू. २२, ३३.

કારણ કે પુરુષોત્તમશબ્દનો અર્થ રસગત સત્તામાત્ર—સાક્ષાદ્ રસાત્મકતા—છે, સચ્ચિદાનન્દત્વ-માં ઇતરાઙ્ગત્વે અને અત્ર તો સ્થાયિ વિપ્રયોગરસસત્તાતિમાત્રત્વથી સદ્રૂપતા છે.

સત્—સુન્દર—રૂપ જેમનું છે તે સદ્રૂપ:, સદ્—અવિનાશિ—રૂપ જેમનું છે તે સદ્રૂપ:, સર્વ પ્રપઞ્ચજાત જે સત્ત્વે પ્રકટ થાય છે અથવા સર્વ પ્રપઞ્ચજાતને જે સત્ત્વે પ્રકટ કરે તે સદ્રૂપ:, અથવા સ્વરૂપાશ્રિત ભક્તજનરૂપ જેમનું રૂપ તે સદ્રૂપ:, અથવા સત્માં—યજ્ઞાદિમાં—સ્થિત રૂપ છે જેમનું તે સદ્રૂપ:, 'યજ્ઞમાં, તપમાં તથા દાનમાં સ્થિતિ[1] સત્ કહેવાય છે' એમ ભગવદ્વચન હોવાથી આ કહ્યું.

ભગવદ્લક્ષભત્વમાં શું પ્રમાણ એમ કોઇ શઙ્કા કરે તો તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ સદ્રૂપ: નામની આજ્ઞા કરે છે. જેવા ભગવાન્ સત્તાત્મક છે તેવા જ સત્યાત્મક શ્રીમદાચાર્યચરણ પણ છે, ત્યાં તદ્લક્ષભત્વમાં તો કહેવું જ શું એમ ભાવ છે, અથવા સત્તાત્મકત્વે ભગવદાજ્ઞા-પૂર્વક ભગવદ્વિચારિતમાર્ગપ્રાકટ્યપૂર્વક સ્વપ્રાકટ્યનું જ્ઞાન કરાવે છે તેથી સદ્રૂપત્વ છે એમ ભાવ છે.

એમ પૂર્વોકત પ્રકારે શ્રીમદાચાર્યચરણ ભક્તોના પ્રકાશક ભલે થાઓ પરન્તુ જેમ ઇન્ધન ન્યૂન થયે અગ્નિપ્રકાશ ન્યૂન થઇ જાય છે તેમ ભક્તોની સ્નેહન્યૂનદશામાં તત્તેજ—શ્રીમદાચાર્યચરણનું તેજ—પણ ન્યૂન જ થતું હશે એમ શઙ્કા થાય તેના નિરાસાર્થ શ્રીમત્-પ્રભુચરણ સદ્રૂપ: નામની આજ્ઞા કરે છે. સદ્રૂપ: એટલે સદાનન્દસ્વરૂપ, તેથી સ્વયં તાદૃક્ સ્નેહરૂપત્વે સર્વદા સ્વત: પ્રકાશાત્મક છે, કોઇ ઇન્ધનથી—સાધનથી—પ્રકાશક નથી, તથાપિ તેના—ભક્તના—પ્રકાશક થાય છે એમ ભાવ છે.

અત્ર પણ તદ્લક્ષભરૂપે જ પ્રકટ થયા છે એમ સદ્રૂપ નામથી શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. સન્ત: નામ શુદ્ધપુષ્ટિમાર્ગીય ભક્તો તેમના સ્વભાવગુણક્રિયાઓથી રૂપવત્ રૂપ છે જેમનું તે સદ્રૂપ:, પરમભગવદીયત્વે સ્વયં જો પ્રકટ ન થાય તો અન્ય પણ તેવા ભગવદીય ન થાય તેથી સદ્રૂપ પ્રકટ થયા છે.

સદ્રૂપ એ શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધપૂર્વાર્ધના ત્રયોવિંશાધ્યાયાર્થનું બોધક નામ છે. સન્તોથી—સાધુઓથી—જેમનું નિરૂપણ થાય છે તે સદ્રૂપ:, આ પ્રસઙ્ગની આજ્ઞા 'હે ગોપો,[2] મારા વચનનું શ્રવણ કરો' એ શ્લોકમાં કરી છે, સત્—વિદ્યમાન—રૂપો છે જેમનાં તે સદ્રૂપ:, આ પ્રસઙ્ગની આજ્ઞા 'બહુ[3] નામ અને રૂપ છે' એ શ્લોકમાં કરી છે, અથવા સત્—સમીચીન—રૂપ છે જેમનું તે સદ્રૂપ:, આ પ્રસઙ્ગની આજ્ઞા 'એમ[4] હોવાથી, હે નન્દ, આ કુમાર ગુણાદિએ નારાયણસમ છે' એ શ્લોકમાં કરી છે, અથવા સન્તોમાં—નન્દાદિમાં—રૂપ છે જેમનું તે સદ્રૂપ:, આ પ્રસઙ્ગની આજ્ઞા 'મુદિત[5] થઇને નન્દની અર્ચા કરી' એ શ્લોકમાં કરી છે.

---

1. यज्ञे तपसि दाने च स्थितिः सदिति । श्री. भ. गी. १७, ७.
2. श्रूयतां मे वचो गोपाः । श्री. भा. द. पू. २३, १५.
3. बहूनि सन्ति नामानि रूपाणि च । श्री. भा. द. पू. २३, १८.
4. तस्मान्नन्द कुमारोऽयं नारायणसमो गुणैः । श्री. भा. द. पू. २३, २२.
5. मुदिता नन्दमानर्चुः । श्री. भा. द. पू. २३, २४.

**હિતકૃત્ સતામ્**—પૂર્વ નામમાં સદ્રૂપત્વોક્તિએ સ્થાયિવિપ્રયોગોત્તરશૃઙ્ગારરસ-સ્વરૂપતામાત્રકત્વ કહીને સદાનન્દત્વે તથા પરમાનન્દત્વે સર્વદા ભક્તપ્રિયત્વપ્રતિપાદન કર્યું, અર્થાત્ સચ્ચિદાનન્દરૂપત્વે નિરૂપધ્યાનન્દરૂપત્વે શ્રીમદાચાર્યચરણ ભક્તોના સદા પ્રિય છે એમ પ્રતિપાદન કર્યું તથાપિ સ્વસ્વભાવનાનુસારે મનોરથની ઉત્પત્તિ આવશ્યક હોવાથી તત્પૂર્તિના અભાવે થતા ખેદે તદંશમાં પ્રિયત્વાંશનો તિરોભાવ સમ્ભવે એમ આશઙ્કા થાય તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ હિતકૃત્ સતામ્ એ નામની આજ્ઞા કરે છે. સતામ્—તદ્વિપ્રયોગસ્થાયિરસસત્તામાત્રૈકાનુભવી ભક્તોના—હિતકૃત્—તત્તદ્ભાવભેદતારતમ્યેતત્તન્મનોરથ-પૂર્તિએ અભીષ્ટનું જ સમ્પાદન કરે છે, તત્સમ્પાદનમાં વિલમ્બ પણ સહન કરતા નથી, એમ જણાવવાને હિતકૃત્ સતામ્ નામની આજ્ઞા કરી છે. આથી સર્વદા પ્રિયત્વાનુપપત્તિપૂર્વ-પક્ષનો નિરાસ કર્યો. જેમ વૈશ્વાનર અને વલ્લભાખ્ય એ નામદ્વયે કરીને પૂર્વોક્ત પ્રકારે પરમ સૌન્દર્યસાકારાદિમાત્રત્વે સૌન્દર્યાદિના નિત્યત્વે કરીને પ્રિયત્વનું પણ અનવિચ્છન્નત્વ સમર્થાયું તેમ આ નામે સર્વદા પ્રિયત્વાનુપપત્તિરૂપ પૂર્વપક્ષનો નિરાસ થયો એમ ભાવ છે. સતામ્—ભક્તોનાં—હિતકૃત્—સદા હિતજ કરે છે, અહિત કરતા જ નથી, તે હિતકૃત્ સતામ્ એમ અર્થ છે. સવિશેષણ એક નામ જાણવું.

જો શ્રીમદાચાર્યચરણ સ્વયં સ્વતઃપ્રકાશાત્મક સચ્ચિદાનન્દરૂપ છે તો પછી દુષ્ટ લૌકિક વિષે શા માટે પ્રકટ થયા છે એમ શઙ્કા થાય તો તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ આ **હિતકૃત્ સતામ્** નામની આજ્ઞા કરે છે. સ્વીય સાધુઓના—ભક્તોના—અર્થે પ્રકટ થયા છે, નહિ તો તેઓ પણ આસુરસઙ્ગે દુષ્ટ જ થાય.

ભક્તોના હિતકરણાર્થ જ શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય છે.

સ્વભાવગુણક્રિયાના ઉપદેશે ભક્તના **હિતકર્તા** શ્રીમદાચાર્યચરણ છે.

**હિતકૃત્ સતામ્** એ શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધપૂર્વાર્ધના ચતુર્વિંશાધ્યાયાર્થબોધક નામ છે. **સતામ્**—વ્રજવાસીઓના—હિત—ઇન્દ્રકોપમાંથી રક્ષણ—કૃત્—કરે છે તે હિતકૃત્ સતામ્, આ પ્રસઙ્ગની આજ્ઞા 'આસારથી[1]—ધારાપાતથી—વ્રજનું રક્ષણ થયું ત્યારે' એ શ્લોકમાં કરી છે. અથવા સતામ્—સ્વસૃષ્ટ જગતોનાં—હિતકૃત્, આ પ્રસઙ્ગની આજ્ઞા 'સ્વેચ્છાતનુએ[2]—લીલાવતારે—હિતાર્થ ચેષ્ટા કરો છો' એ શ્લોકમાં કરી છે, અથવા સતામ્—ઇન્દ્રાદિઓના—હિતકૃત્, આ પ્રસઙ્ગની આજ્ઞા 'સ્તમ્ભથી—ગર્વથી[3] રહિત થઈને સ્વકર્તવ્યમાં સાવધાન થઈને સ્વાધિકારમાં તમે રહો' એ શ્લોકમાં કરી છે, અથવા સતામ્—વિદ્યમાનના—હિતકૃત્, આ પ્રસઙ્ગની આજ્ઞા 'તત્ર[4]—ભગવાનના અભિષેકસ્થાનમાં—તુમ્બુરુનારદાદિ આવ્યા' એ શ્લોકથી આરમ્ભી અધ્યાયસમાપ્તિ પર્યન્ત કરી છે.

---

१. आसाराद्रक्षिते व्रजे । श्री. भा. द. पू. २४, १.
२. हिताय स्वेच्छातनुभिः समीहसे । श्री. भा. द. पू. २४, ६.
३. स्थीयतां स्वाधिकारेषु युक्तैःस्तम्भविवर्जितैः । श्री. भा. द. पू. २४, १७.
४. तत्रागतास्तुम्बुरुनारदादयः । श्री. भा. द. पू. २४, २५.

તરોભાવનું પણ સૂચન કરે છે, આ પ્રકારે વિરહસમયની દશા જ આ સર્વ સન્દર્ભનો અથ છે એમ સિદ્ધ થયું. હવે શ્રુતિ આ સર્વનું મૂલ કારણ કથે છે "[1]આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ" થાય છે, શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે "[2]આપના પ્રસાદી માલાગન્ધવસ્ત્રાલંકારથી ચર્ચિત અને આપના ઉચ્છિષ્ટના ભોકતા એવા અમે દાસ આપની માયાનો પરાજય કરીએ છીએ," આ પ્રકારે ભગવદ્દત્ત પ્રસાદથી સત્ત્વશુદ્ધિ થાય છે અને તે શુદ્ધિથી ધ્રુવા–અચલ–પૂર્વાવસ્થાસ્મૃતિ થાય છે. પ્રસ્થાનરત્નાકરમાં તે અવસ્થાનું કથન છે, ત્યાં જ્ઞાન[3] દશવિધ છે એમ પ્રતિજ્ઞા કરીને ચતુર્વિધ નિત્યજ્ઞાનની ગણના કરતાં 'જીવસમ્બન્ધી ચૈતન્યગુણ પણ જીવ વિના રહી શકે નહિ તેથી જીવમાં ચૈતન્યનો અન્તર્ભાવ' કરીને "પૂર્વાપરાનુસન્ધાનરૂપ જે સ્મૃતિ તે જ આ" એમ અનુસ્મૃતિનું વર્ણન છે, ઉત્તરાર્ધમાં "જીવની અનુસ્મૃતિ સતી" ઇત્યત્ર તેમ જ વિવરણ કર્યું છે તેથી. ત્યાં પૂર્વાનુસન્ધાન શું? આ પ્રકારની આકાઙ્ક્ષા થતાં વ્યુચ્ચરણથી પૂર્વ જીવ બ્રહ્માંશ હોવાથી બ્રહ્માભિન્ન હતો અને વ્યુચ્ચરણોત્તર તદુત્તરવર્તી જીવને અવિદ્યાસમ્બન્ધ થાય છે તેથી વ્યુચ્ચરણપ્રાક્કાલવર્તી જીવને "તે હું" એમ જે જ્ઞાન થાય છે તે એમ પૂર્વપરાનુસન્ધાનનું સ્વરૂપ કહ્યું. "તત્ત્વમસ્યાદિ" વાકયના ઉપદેશથી અનન્તર પણ પૂર્વોકત જ અનુસન્ધાન થાય છે. અજપારૂપ અભેદોપાસનામાં પણ વિદ્યાએ કરીને સ્વરૂપલાભ થાય છે તે જ આ એમ કહ્યું છે. કણ્ઠમણિના વિસ્મરણાનન્તર પુનઃ સ્મૃતિ પ્રાપ્ત થાય છે તેમ વિસ્મૃતિપૂર્વાવસ્થાનું પુનઃ અનુસન્ધાન સ્મૃતિથી થાય છે, તેથી આ દ્વિતીય જ્ઞાન અનુભવંજન્ય છે, તથાપિ "સત્ત્વશુદ્ધિથી ધ્રુવા સ્મૃતિ છે" એમ સ્થિરતાનું શ્રવણ છે તેથી નિત્ય છે. ધ્રુવા સ્મૃતિનો અર્થ ભકિત એમ શ્રીવલ્લભગોસ્વામી કથે છે તે પણ કાર્યકારણના અભેદોપચારથી યોગ્ય જ છે, અન્યથા "તદનન્તર શ્લોકોએ સર્વાત્મભાવનું સ્વરૂપ કથીને તેનું મૂલ કારણ આહારશુદ્ધિ છે એમ શ્રુતિ જણાવે છે" ઇત્યાદિ ભાષ્યમાં વિરોધ પ્રાપ્ત થાય, રામાનુજમતમાં પ્રવેશ થાય. આવી સ્મૃતિનો લાભ થવાથી અવિદ્યાકામકૃત સર્વ ગ્રન્થિનો વિપ્રમોક્ષ–પ્રકર્ષે જ્ઞાનીનો પણ વિમોક્ષ–થાય છે એમ શ્લોકાર્થ છે.

**વિશ્વેશ્વર.** વિશ્વેશ્વર તો "આહાર"નો અર્થ શબ્દાદિવિષયવિજ્ઞાન કરે છે, અને તે શુદ્ધ થતાં રાગદ્વેષાદિ દોષનો સ્પર્શ થતો નથી, આ પ્રકારે આત્મશુદ્ધિ થતાં જ સત્ત્વની–અન્તઃકરણની–શુદ્ધિ થાય છે, સત્ત્વશુદ્ધિથી ભૂમાનું યથાર્થ જ્ઞાન થાય છે, ભૂમાનું યથાર્થ જ્ઞાન થતાં ધ્રુવ–અવિચ્છિન્ન–સ્મૃતિ થાય છે, અને સ્મૃતિલાભ થતાં હૃદયગ્રન્થિના આશ્રયભૂત અવિદ્યાએ જનિત રાગાદિ ગ્રન્થિનો વિપ્રમોક્ષ-વિશેષે પ્રમોક્ષ–અર્થાત્ વિપ્રણાશ થાય છે એમ અર્થ કરે છે. તે યોગ્ય નથી. આહારશબ્દની શકિત શબ્દાદિવિષયવિજ્ઞાનમાં નથી, જ્યાં ગત્યન્તર સમ્ભવે ત્યાં 'ધાતુનાં અનેક અર્થ થાય છે' એમ કહીને અગતિકગતિરૂપ–નિરૂપાયતા–અવલમ્બીને અન્યાર્થ કલ્પનો–અયુક્ત છે, તેથી વિશ્વેશ્વરનું આ મન્તવ્ય અસઙ્ગત છે. ભૂમા સર્વાત્મભાવરૂપ પ્રાપ્તિ છે તે ભૂમાની પ્રાપ્તિ અત્ર થઈ શકતી નથી તેથી અને માત્ર સત્ત્વશુદ્ધિથી પણ તે ભાવ અપ્રાપ્ય છે તે. ધ્રુવાસ્મૃતિનું વ્યાખ્યાન 'નિશ્ચિત સ્મૃતિ' કરતાં પણ ભૂમાનુ વિશ્વેશ્વરીય વ્યાખ્યાન તો દુષ્ટ જ રહે છે.

---

૧ आहारशुद्धौ सत्त्वशुद्धिः ।

૨ त्वयोपभुक्तस्रग्गन्धवासोलङ्कारचर्चिताः । उच्छिष्टभोजिनो दासास्तव मायाजयेमहि ॥

૩ આ જ્ઞાન પ્રસ્થાનરત્નાકરના મુદ્રિત પ્રથમ પત્રમાં જ જણાવ્યાં છે.

અતઃ પર શ્રુતિ આ જ્ઞાન યઃકથનને અદેય છે એમ કથે છે. "ભગવાન્[1] સનત્કુમાર તે મૃદિતકષાયને–શુદ્ધાન્તઃકરણવાન્ નારદને–તમસથી પારનું–પરમાત્માનું–દર્શન કરાવે છે." સનત્કુમાર પણ પરસ્વરૂપનું દર્શનમાત્ર કરાવે છે દાન કરી શકતા નથી, કારણ કે ભગવત્કૃપાથી જ દાન તો પ્રાપ્ત થાય છે.

**દાન.**

"ત્યારે તેનું–સ્વરૂપનું–કથન પણ કેવી રીતિએ થાય ?" આ પ્રકારની આકાઙ્ક્ષા થતાં શ્રુતિ સનત્કુમારનું કૃપાલુત્વ કથે છે "તેને[2]–સનત્કુમારને–સ્કન્દ કહે છે," જે સનત્કુમાર વરદાનથી શિવના પુત્ર પણ થયા, તેથી સનત્કુમારની 'સ્કન્દ' સંજ્ઞા કથી. દ્વિરુક્તિ સમાપ્તિદ્યોતક છે.

**જ્ઞાનાપ્રતિબદ્ધ સર્વાત્મભાવ.**

આત્માદેશના પ્રસઙ્ગમાં "આ[3] સર્વ આત્મા જ છે", એમ સર્વનું આત્મત્વે ભાન થવાથી સ્વાત્મામાં પણ તે અભેદભાન થશે અને સ્વાત્મામાં અભેદભાન થતાં જ વિરહભાવનો પણ પ્રતિબન્ધ થવાથી જ્ઞાનમાર્ગીયજ્ઞાનપ્રતિબદ્ધ પૂર્વોક્તસર્વાત્મભાવ પ્રકટ થશે નહિ એમ પણ શઙ્કા ન કરવી. સ્વીયત્વે[4] અઙ્ગીકૃત ભક્તને સર્વત્ર સ્વાત્મજ્ઞત્વ "ભૂતગ્રામવત્ બાધક છે" એ અધિકરણમાં પ્રતિપાદન કર્યું છે કે "ભગવાન ભજનાનન્દનું દાન કરવાની ઈચ્છાથી એવા સર્વાત્મભાવનું સમ્પાદન કરે છે, જેથી પ્રભુ જ્ઞાનમાર્ગીય ભાનથી સર્વાત્મભાવનો પ્રતિબન્ધ કરાવતા નથી. આ પ્રસઙ્ગ પ્રમેયપ્રકરણમાં સ્પષ્ટ થશે.

**જ્ઞાનાગ્રહ.**

અત્ર સર્વાત્મભાવનું નિરૂપણ જ નથી પરન્તુ જ્ઞાનપ્રકારનો જ વિશેષ છે, તે આ પ્રકારે, પૂર્વ પ્રપાઠકમાં શ્વેતકેતુના ઉપાખ્યાનમાં "આ[5] સર્વ ઐતદાત્મ્ય છે તે સત્ય છે તે આત્મા છે તે તું છે", ઇત્યાદિ શ્રુતિ સર્વનો આત્માની સાથે તો અભેદ દર્શાવે છે, અને આ પ્રપાઠકમાં પણ "હે[6] ભગવન્ હું મન્ત્રવિદ્ જ છું આત્મવિદ્ નથી", ઇત્યાદિથી નારદની આત્મજીજ્ઞાસા જ કહી છે, આમ આત્મપ્રશ્ન હોવાથી ઉત્તર પણ આત્મવિષયક જ હોય એ યુક્ત છે, ઉભયે પ્રપાઠકમાં આત્મપ્રકરણ હોવાથી પૂર્વ પ્રપાઠકમાં જે અભેદ કહ્યો તેનું જ સ્વરૂપ "આત્માથી જ આ સર્વ" અત્રપર્યન્ત કથ્યું, અર્થાત્ પૂર્વોક્ત પ્રકારથી અન્ય પ્રકારે પણ સર્વનો આત્માભેદમાત્ર જ અત્ર પણ કહ્યો છે. જેમ પૂજનપ્રકરણમાં ક્રિયાત્મક બાહ્યપૂજન અને માનસવ્યાપારરૂપ આન્તરપૂજન કહેવાય છે તેથી કરીને બાહ્યને કે આન્તરને કર્મથી જ ભિન્ન કહી શકાતું નથી, કારણ કે પ્રકરણ એક જ છે, તથૈવ અત્ર પણ પ્રપાઠકમાત્રના ભેદથી વિષયભેદ કહી શકાશે નહિ, ઉભયે પ્રપાઠકમાં પ્રસ્તુત આત્માભેદનું જ પ્રતિપાદન છે. કિઞ્ચ, "આ[7] સર્વ ઐતદાત્મ્ય–એતદાત્મસમ્બન્ધિ–છે" શ્રુતિમાં "સર્વ" શબ્દથી નામરૂપાત્મક નિખિલ જગતનો અનુવાદ કરીને નામરૂપાત્મક જગતમાં બ્રહ્માભેદ નિરૂપિત કર્યો અને

---

१ तस्मै मृदितकपायाय तमसः पारं दर्शयति भगवान् सनत्कुमारः ।
२ तं स्कन्द इति आचक्षते ।
३ आत्मैव इदं सर्वम् ।
४ अन्तरा भूतग्रामवत् स्वात्मनः ।
५ ऐतदात्म्यमिदं सर्वं तत् सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो ।
६ सोहं भगवो मन्त्रविदेवास्मि नात्मविदिति ।
७ ऐतदात्म्यमिदं सर्वम् ।

આ પ્રપાઠકમાં પણ "ઋગાદિવિદ્યા જે કાંઇ તેં અધીત હોય" ઇત્યાદિથી અનુવાદ કરીને "નામ[1] જ આ છે તેથી નામ ઉપાસ" એમ નામાત્મક બ્રહ્મનો તત્ર અતિદેશ કરેલો છે, તેથી અત્ર ભૂમવિદ્યામાં પણ જ્ઞાનનો જ પ્રકારભેદ ઉપદેશ્યો છે.

**समीक्षा.** આ પક્ષ સુન્દર નથી, કારણ કે સર્વાત્મભાવરૂપ મુખ્ય વિદ્યાનું જ અત્ર નિરૂપણ છે. "સુખ[2] જ તો જાણવું" એમ કહીને "જે ભૂમા તે જ નિશ્ચિત સુખ અલ્પમાં સુખ નથી ભૂમા જ સુખ છે તેથી ભૂમા જ જ્ઞેય છે" એમ સુખસ્વરૂપતું કથન કરતાં અક્ષરપર્યન્ત ગણિતાનન્દ હોવાથી તે સર્વ અલ્પ છે તેથી "જેને[3] નહિ પ્રાપ્ત કરીને મનની સાથે વાણી નિવૃત્ત થાય છે" આ પ્રકારે નિરવધ્યાનન્દમય પુરુષોત્તમ જ જીજ્ઞાસ્ય છે એમ અત્ર નિરૂપણ કરેલું છે. "જ્ઞાનસામાન્યમાં પ્રસિદ્ધ "વિદ્યા" શબ્દની શક્તિ જ્ઞાનકાર્યાવિનાભૂત આસક્તિરૂપ સર્વાત્મભાવમાં કેવી રીતે ? એમ પણ શઙ્કા ન કરવી. "આ[4] આત્મા નથી પ્રાપ્ય પ્રવચનથી નથી મેધાથી નથી બહુ શ્રવણથી જેને આ વરે છે તેને જ આ પ્રાપ્ય છે તેના આ આત્મા થઈને નિજ તનુને વરે છે" શ્રતિ ઇતરસાધનનિષેધપૂર્વક વરણને જ સાધન કહીને વૃત ભક્તો જ તે પ્રાપ્ત કરે છે એમાં હેતુ દર્શાવતાં વરણનો વિષય પણ કથે છે, "તેના—વૃતના—આ ભગવાન્ આત્મા છે તેથી તેના તનુરૂપ તેને—તે વૃત ભક્તને—તનુત્વે કરીને વરે છે." વૃત ભક્તના આત્મા ભગવાન્ છે, તેથી વૃત—ભક્ત—ભગવાનનું તનુ છે, આત્મા નિજ તનુનું વરણ અવશ્ય કરે છે, તેથી શ્રતિ "स्वाम्" શબ્દ ઉચ્ચરે છે, આથી "આત્મા જેનું શરીર છે" શ્રુતિમાં આત્મત્વે કરીને સર્વજ આત્મા ભગવાનનું તનુ છે ત્યારે વૃત ભક્તને જ કેમ તનુ કહેવામાં આવે છે આ શઙ્કા પણ નિરસ્ત થઈ જાણવી, કારણ કે "જે[5] અન્તર—અન્તર્યામી—આત્માને નિયમે છે" શ્રુત્યુક્ત નિયમનાર્થ જ આત્મમાત્રનું તો શરીરત્વ કહ્યું છે, સ્વકીયત્વથી સર્વ આત્માનું તનુત્વ કહ્યું નથી, તેથી સર્વ આત્મામાં ભગવાનનું શરીરત્વ સાધારણ છે તથાપિ જેને સ્વીયત્વે અવલોકે તેને જ વરે છે. અત્ર વરણશ્રુતિમાં "પ્રવચન" પદ વેદાર્થનું અને તદુક્ત સાધનનું ઉપલક્ષક છે, "મેધા" પદ તપસ્યાદિનું ઉપલક્ષક છે, "શ્રુત" પદ શાસ્ત્રનું અને અવબોધનું અભિધાન કરતાં આગુન્તક સાધનોને પણ સૂચવે છે. "विवृणुते" પાઠમાં પણ અર્થ તો આ જ છે. અત્ર "વિવરણ" શબ્દનો અર્થ "પ્રકાશન" થાય છે તેથી "विवृणुते" પાઠમાં પૂર્વોક્ત અર્થ જ સમ્ભવતો નથી, પરન્તુ એ પ્રકારે જેને વરે છે તત્પ્રતિ સ્વકીય તનુનો પ્રકાશ કરે છે એમ અર્થ થશે એમ શઙ્કા પણ યોગ્ય નથી, કારણ કે "विवृणुते" પાઠમાં પણ તનુવિવરણરૂપ લિઙ્ગ છે તેથી પૂર્વ અસ્મદુક્ત અર્થનો જ લાભ થાય

---

१ नामैवैतन्नामोपास्स्व ॥

२ सुखं त्वेव विजिज्ञासितव्यम् । यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं त्वेव विजिज्ञासितव्यम् ॥

३ यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ॥

४ नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन यमेवैष वृणुते तेन लभ्यः तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥

५ य आत्मानमन्तरो यमयति ॥

છે. તે આ પ્રકારે. સર્વ જીવો સમાન છે તથાપિ "જેને વરે છે" તેણે લભ્ય થાય છે" એમ કથન હોવાથી વરણીયમાં કાંઇક વિશેષ વિવક્ષિત છે. વરણીય જીવમાં તે વિશેષ સાધારણશાસ્ત્રજન્ય છે એમ વિવક્ષા નથી, કારણ કે તેમ થાય તો પૂર્વાર્ધની અસઙ્ગતિ થઈ જાય તેમ જ પામરાદિમાં પણ વરણપ્રસઙ્ગ પ્રાપ્ત થાય અને સાધનશાસ્ત્ર જ વ્યર્થ થઈ જાય, તેથી સાધનાભાવજન્ય[1] આ વિશેષ છે એમ પણ મનાય નહિ, આ પ્રકારે વિશેષ અન્યથા ઉપપન્ન નથી તેથી ભગવદ્વિચારિત જ વિશેષ કહેવો, તે ભગવદ્વિચારિત વિશેષ પણ, જ્ઞાનીના અને ભક્તના ભાવમાં ભેદ છે તેથી અને "स्वं विवृणुते" પદથા પ્રાપ્ત્યર્થ ચરિતાર્થ થઈ જાય તથાપિ "तनु" પદ ધર્યું છે તે વ્યર્થ થઈ જાય તેથી, જ્ઞાનીમાં અને ભક્તમાં સાધારણ-સમાન-જ કહી શકાતો નથી, તેથી "तनुं" પદના અનુરોધથી સાકાર પુરુષોત્તમનો જ પ્રકાશ કહેવો, તે પ્રકાશ ભક્તોને જ થાય છે, તેથી વરણનો વિષય ભક્ત જ છે એમ સુખે અર્થલાભ થશે.

**આત્મલાભ.** આત્મા તો સ્વભાવતઃ જ નિત્યોપલબ્ધ છે તેથી આ વિદ્વાન્ જે પરમાત્માને વરે—પ્રાપ્ત કરવાને ઇચ્છે-છે તે વરણે-પ્રાપ્તીચ્છાએ-જ આ પરમાત્મા લભ્ય થાય છે, અન્ય સાધનથી નહિ, આ આત્મભાવ કેવો છે? કહીએ છીએ. તે વિદ્વાનનો અવિદ્યાસંચ્છન્ન આત્મા સ્વકીય પરા તનુને અર્થાત્ આત્મતત્ત્વસ્વરૂપને પ્રકાશે છે, ઘટાદિવત્ સાધક થાય છે, એમ આ મુણ્ડકશ્રુતિનું વ્યાખ્યાન કેટલાક કરે છે, અને જે આત્માને આ સાધક-વિદ્વાન-વરે છે તે વરનાર આત્માને સ્વયમ્ આત્મલાભ થાય છે, અર્થાત્ જ્ઞાની નિષ્કામ થઈને આત્માની જ પ્રાર્થના કરે છે, આત્માથી જ આત્મલાભ થાય છે એમ એ શ્રુતિનો ભાવાર્થ કહે છે. આત્મલાભ કેવી રીતે થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં તેઓ કહે છે કે તે આપ્તકામ પ્રતિ આ આત્મા સ્વકીયા પારમાર્થિકી તનુનો પ્રકાશ કરે છે. કાઠકશ્રુતિનું પણ વ્યાખ્યાન તેઓ એમ જ કરે છે.

**સમીક્ષા.** તે અસઙ્ગત છે, કારણ કે એવા વ્યાખ્યાનમાં તનુપદ વ્યર્થ જાય છે તેમ જ વરણીયના અને વરિતાના અભેદનો અઙ્ગીકાર છે તેથી વ્યાખ્યેય શ્રુતિનો વિરોધ તો સ્પષ્ટ જ રહે છે, શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ "પૂર્વોક્ત[2] પ્રકારે સદૈવ મારે વિષે જ જેમણે આત્મા અર્પિત કરેલો છે એવા જે ભક્તો સૌમ્યરૂપ ભક્તાનુગ્રહવિગ્રહવાન્ સર્વવિભૂતિમૂલ નિરવધિકાતિશયસૌન્દર્યસૌશીલ્યસત્યજ્ઞત્વસત્યસઙ્કલ્પાદ્યનન્તગુણનિધિ સદાનન્દકરપાદમુખોદરાદ્યઙ્ગવાન્ પરિપૂર્ણ આધિદૈવિક શ્રીભૂલીલાદિશક્તિસહિત ભૂતલ વિષે પ્રકટ થયેલા મનુષ્યાકાર પુરુષોત્તમ એવા આપને જ સેવે છે-અન્યની ઉપાસનાને ત્યજીને આપના જ સમીપ આસન કરે છે-એવા ભક્તો અને અવ્યક્ત અક્ષર બ્રહ્મની ઉપાસનાવાન્ જ્ઞાનીઓ આ ઉભયમાં કોણ યુક્તતમ છે? આ પ્રકારના અર્જુનના પ્રશ્નમાં "રસાત્મક પૂર્ણ પુરુષોત્તમ જે હું તેમાં કોઇ પણ પ્રકારના સમ્બન્ધથી મન પ્રવેશી મારી ઉપાસના કરે અને જેઓ અનન્ય શ્રદ્ધાવાન્ હોય તેઓ જ યુક્તતમ છે"

---

૧ પુષ્ટિમાર્ગીય નિસ્સાધનતામાં પ્રમાદાદિનો આરોપ તો સ્વાર્થવિવશ શઠ જ કરે.

૨ एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते। ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः॥ मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ॥

એમ ભગવાને ઉત્તર આપેલું છે તેથી, અને "મને[1] ચારપ્રકારના ભજે છે" આ પ્રકારે ભજનનો ઉપક્રમ કરીને "જ્ઞાનિભક્ત[2] તો મારો આત્મા છે" એમ જ્ઞાનિભક્તનું જ આત્મત્વે કરીને કથન છે તેથી, અને "તપસ્વીથી[3] યોગી અધિક છે" આ સન્દર્ભમાં શુષ્કજ્ઞાનીથી યોગીની અધિકતા કથીને "જે શ્રદ્ધાવાન્[4] મને ભજે છે તેને જ હું યુક્તતમ માનું છું" આ પ્રકારે ભક્તોત્કર્ષના કથનથી અમારા કહેલા અર્થની દઢતા થાય છે તેથી, મુણ્ડક અને કાઠક શ્રુતિનું જે વ્યાખ્યાન પૂર્વપક્ષીએ કર્યું તે અસઙ્ગત છે, આ જ કારણથી "વિવરણ" પદનો અર્થ "પ્રકાશન" કરવાના પક્ષમાં પણ તનુપ્રકાશરૂપ લિઙ્ગથી ભક્તનું જ વરણવિષયત્વ નિશ્ચિત થાય છે અને ભક્તમાં જ સ્વીયત્વ સિદ્ધ થાય છે, તેથી પૂર્વોક્ત પ્રકારમાં કોઇ પણ દોષ નથી.

"અન્યત્ર[5] ધર્મથી અન્યત્ર અધર્મથી અન્યત્ર આ કૃતાકૃતથી અન્યત્ર ભૂતથી અને ભવ્યથી જે જે તું દેખે છે તે વદ" આ પ્રશ્નના ઉત્તરમાં "સર્વ[6] વેદો જેના પદનું આમ્નાન કરે છે" ઇત્યાદિથી "એ જ[7] અક્ષર બ્રહ્મ" આ પ્રકારે વિવેચીને વરણશ્રુતિનું કાઠકોપનિષદ્‌માં પઠન કર્યું છે, અને મુણ્ડકોપનિષદ્‌માં પણ "અથ[8] પરા વિદ્યા જેણે તે અક્ષર લભ્ય થાય છે" આ પ્રકારે અક્ષરને ઉદ્દેશીને જ આ શ્રુતિનું પઠન છે તેથી પુરુષોત્તમપ્રકરણનું કોઇ પણ સ્થલમાં દર્શન જ નથી ત્યારે આ શ્રુતિ ભગવત્પર કયે પ્રકારે ? એમ નથી. પરબ્રહ્મ પુરુષોતમને જ સર્વ વેદથી વેદ્ય કહેલા છે. તે આ પ્રકારે. "અન્યત્ર ધર્મથી" ઇત્યાદિ પ્રશ્નના ઉત્તરમાં "સર્વ વેદો જેના પદનું આમ્નાન કરે છે" એમ કહેવામાં આવ્યું ત્યારે "આ આત્મા પ્રવચનાદિથી પ્રાપ્ય નથી" ઇત્યાદિ શ્રુતિમાં પુરુષોત્તમપ્રાપ્તિનું સાધન તપસ્યાદિ નથી એમ નિષેધ કેમ કરવામાં આવ્યો એમ આશઙ્કા થાય તો તેના નિવારણાર્થ "એ જ અક્ષર બ્રહ્મ" ઇત્યાદિ મન્ત્રદ્વયે અક્ષરનો અને પુરુષોતમનો અભેદ કહ્યો, અર્થાત્ અક્ષરની અને પુરુષોતમની અભિન્નતા છે જ, તેથી सर्वे वेदा यत्पदमामनन्ति શ્રુતિમાં અને नायमात्मा શ્રુતિમાં વિરોધ નથી જ. હવે "એ જ નિત્ય" ઇત્યાદિ મન્ત્રદ્વયથી ઉપાસકનું સ્વરૂપ કથીને અગ્રે "અણુથી અણુ" ઇત્યાદિ શ્રુતિથી વિરુદ્ધધર્માશ્રયયુક્ત ઉપાસકપ્રાપ્ય પુરુષોતમસ્વરૂપનું કથન કરે છે તેથી આ વરણશ્રુતિમાં પુરુષોતમનો પ્રસઙ્ગ છે, "બ્રહ્મવિદ્ પરને પ્રાપ્ત કરે છે" શ્રુતિની એકવાક્યતાથી આ જ અર્થ છે એમ નિશ્ચય થાય છે, અક્ષરથી બ્રહ્મ અભિન્ન છે એ પક્ષમાં પણ "બ્રહ્મવિદ્" પદથી અક્ષર બ્રહ્મના

**कठमुण्डकश्रुत्यर्थः.**

---

૧ चतुर्विधा भजन्ते माम् । गीता.

૨ ज्ञानी त्वात्मैव मे मतः । गीता.

૩ तपस्विभ्योऽधिको योगी । गीता.

૪ श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः । गीता.

૫ अन्यत्र भूताच्च भव्याच्च यत्तत् पश्यति तद् वद ।

૬ सर्वे वेदा यत्पदमामनन्ति ।

૭ एतद्ध्येवाक्षरं ब्रह्म ।

૮ अथ परा यया तदक्षरमधिगम्यते ।

જ્ઞાનનો પણ સઙ્ગ્રહ થાય છે જ. અથવા, વાચ્ય અને વાચક અભિન્ન છે એ વિવક્ષાથી વાચક પ્રણુવ વેદવેદ્ય છે એમ કહેવાને " ओमित्येतत् " એમ પ્રણુવનો પરામર્ષ અક્ષરપદે કર્યો અને ઉપાસનાસાધનાર્થ તે પ્રણુવમાં બ્રહ્મત્વનું પણ વિધાન કર્યું, તદનન્તર " અજ નિત્ય " ઇત્યાદિ મન્ત્રદ્વયથી ઉપાસકસ્વરૂપ કહ્યું, તદનન્તર "અણુથી[1] અણુ મહત્‌થી મહાન્." ઇત્યાદિ મન્ત્રથી વિરુદ્ધધર્માશ્રયત્વાદિક ધર્મનું કથન કરીને તેના જ્ઞાનાર્થે "જેને જ આ વરે છે " "નથી આ આત્મા પ્રવચને લભ્ય " ઇત્યાદિ પઠન છે, તેથી પુરુષોત્તમનો જ પ્રસઙ્ગ કાઠકશ્રુતિમાં છે, અને મુણ્ડકોપનિષદ્‌માં પણ પ્રથમ મુણ્ડકમાં "જે[2] તે અદૃશ્ય અગ્રાહ્ય " ઇત્યાદિ શ્રુતિમાં સર્વના કારણભૂત અક્ષરનો પ્રસઙ્ગ છે, દ્વિતીય મુણ્ડકમાં " જેમ[3] સુદીપ્ત પાવકમાંથી વિસ્ફુલિઙ્ગ " ઇત્યાદિમાં સજાતીયવિજાતીય સૃષ્ટિ કથીને અગ્રે " દિવ્ય[4] અમૂર્ત પુરુષ છે તે બાહ્યાભ્યન્તર અજ અપ્રાણુ અમના શુભ્ર અક્ષરથી પરતઃ પર " ઇત્યાદિ શ્રુતિમાં પૂર્વોક્ત અક્ષરથી પર પુરુષોત્તમનું જ કથન છે, તૃતીય મુણ્ડકમાં પણ " બે સુપર્ણ " ઇત્યાદિ શ્રુતિમાં પુરુષોત્તમનો જ અન્તર્યામિત્વે વિચાર કરીને "જુષ્ટ અન્યનું–સેવિત ઈશનું–જ્યારે દર્શન કરે છે" ઇત્યાદિ શ્રુતિમાં તે અન્તર્યામીના દર્શનનું ફલ કથીને "આ અણુ આત્મા" ઇત્યાદિમાં ધ્યાતાનું સ્વરૂપ કથીને મનોરૂપ કરણ કથીને તદનન્તર "यम् ઇત્યાદિમાં તે સ્વરૂપ ફલતઃ નિદર્શાવીને અક્ષરાત્મક વિભૂતિની કામનાવાનને તેનું દર્શન કથીને " તે જાણે છે " ઇત્યાદિમાં બ્રહ્મલોકાક્ષરપ્રાપ્તિ કથીને "જેને[5] કામની કામના છે" ઇત્યાદિમાં સકામની નિન્દા કરીને પર્યાપ્તકામવાન્ અક્ષરજ્ઞાનીને ભક્તિથી ભગવત્પ્રાદુર્ભાવ થતાં જ ભગવાન્‌માં સર્વકામનો લય થાય છે એમ કથીને જ્ઞાનપ્રસાદ પ્રાપ્ત થયો છે તથાપિ સ્વસામર્થ્યથી તાદૃશ પરમાત્માનું દર્શન થતું નથી પરન્તુ તે પરમાત્માના જ સામર્થ્યથી તે પરમાત્માનું દર્શન થાય છે એમ દર્શાવવાને "નથી આ આત્મા પ્રવચનાદિએ લભ્ય" ઇત્યાદિ શ્રુતિપાઠ છે, તેથી મુણ્ડકોપનિષદ્‌ની વરણાદિ શ્રુતિમાં પણ પુરુષોત્તમનો જ પ્રસઙ્ગ છે એમ સિદ્ધ થાય છે. "લોકમાં[6] ક્ષર અને અક્ષર એમ આ બે પુરુષ પ્રસિદ્ધ છે " ઇત્યાદિ " હુ[7] પ્રસિદ્ધ પુરુષોત્તમ છું ". ઇત્યન્ત શ્લોકે પૂર્વોક્ત જ કથનનું ઉપબૃંહણ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં છે. અક્ષરપદનો અર્થ પ્રકૃતિ નથી અને અક્ષરનો અને પુરુષોત્તમનો ભેદાભેદ છે એમ પ્રમેયપ્રકરણમાં પ્રતિપાદન કરવામાં આવશે. મુણ્ડકોપનિષદ્‌માં અગ્રે "નથી[8] આ આત્મા બલહીને લભ્ય નથી લભ્ય પ્રમાદથી અને નથી લભ્ય અલિઙ્ગ તપથી ". શ્રુતિનું જે પઠન છે તે ભક્તિમાર્ગીય વરણ સ્વીયત્વે કરીને અઙ્ગીકારરૂપ જ છે, અન્યાદૃશ નથી, એમ દર્શાવવાને જ.

---

१ अणोरणीयान् महतो महीयान् ।

२ यत्तदद्रश्यमग्राह्यम् ।

३ यथा सुदीप्तात् पावकात् विस्फुलिङ्गाः ।

४ दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः । अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ।

५ कामान् यः कामयते ।

६ द्वाविमौ पुरुषौ लोके ।

७ अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ।

८ नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसो वाप्यलिङ्गात्

ત્યારે હવે આ અર્થ સિદ્ધ થયો. બલનો અર્થ ભક્તિ થાય છે. બલહીને-ભક્તિહીને-

બલ. આ આત્મા-પરમાત્મા-લભ્ય નથી " હે ઉદ્ધવ[1] મારી ઊર્જિત ભક્તિ મને જેમ સાધે છે તેમ યોગ સાઙ્ખ્ય ધર્મ સ્વાધ્યાય તપ અને ત્યાગ મને સાધી શકતાં નથી" "હું[2] ભક્તપરાધીન" "ભક્ત[3] મને ભક્તિથી વશ કરે છે" ઇત્યાદિ વાક્યોથી ભક્તિથી ભગવાનનો વશીકાર જણાય છે, તેથી ભગવદ્વશીકાર બલકાર્ય-ભક્તિકાર્ય-જ છે, અન્યથા વરણશ્રુતિના ઉત્તરાર્ધમાં 'જ'થી જ વરણાતિરિક્ત યાવત્સાધન-થી અસાધ્ય છે એમ નિશ્ચિત થાય છે તથાપિ પુનઃ બલાભાવને નિષેધત નહિ, અને બલનું તથા વરણમાત્રનું જ હેતુત્વ કથીને " નહિ પ્રમાદથી " ઇત્યાદિ વદત નહિ, અત એવ બલનો અર્થ ભક્તિ છે. બલશબ્દ શરીરસામર્થ્યમાં પ્રયોજાય છે તેથી શક્યાર્થમાં અત્ર તેનો પ્રયોગ ન હોવાથી લક્ષણાથી બલનો અર્થ આત્મનિષ્ઠાજનિત વીર્યાદિરૂપ જ બલ થાય છે એમ પણ ન કહેવું, કારણ કે " સ્ત્રીમયી[4] માયાનું બલ જો, જે માયા કેવલ ભ્રૂવિજૃમ્ભણ-માત્રથી જ દિશાના જેતાઓને પદાક્રાન્ત કરે છે " ઇત્યાદિ વાક્યમાં ભ્રૂવિજૃમ્ભણસામર્થ્ય-માં પણ 'બલ' શબ્દનો પ્રયોગ દેખાય છે, તેથી કાર્યાદિશબ્દવત્ આ બલશબ્દ પણ સાપેક્ષવૃત્તિમાન્ સ્વીકારીને સામર્થ્યરૂપ અર્થ લઈને અત્ર 'બલ' શબ્દનો પ્રયોગ કરેલો છે, તેથી લાક્ષણિક 'આત્મનિષ્ઠાજનિત વીર્યાદિરૂપ બલ' અર્થનો અત્ર ગન્ધ પણ નથી. યદ્યપિ " હું[5] ભક્તને અધીન છું " " ભક્તિએ મને વશ કરે છે " ઇત્યાદિ વાક્યમાં ગુણા-વતાર વિષ્ણુનું-ભગવાનનું નહિ-વશીકરણ દર્શાવેલું છે એમ આશઙ્કા થાય, તથાપિ "નથી સાધતો[6] મને યોગ, નથી સાધતું સાઙ્ખ્ય " ઇત્યાદિ વાક્યની સાથે એકવાક્યતા કરીને પૂર્વોક્ત વાક્યદ્વયનો પણ અત્ર ઉપન્યાસ કરેલો છે, મૂલપુરુષોત્તમના ધર્મસમાન ધર્મ ગુણા-વતારમાં છે એમ દર્શાવવાને ગુણાવતારના પ્રસઙ્ગમાં પૂર્વોક્ત વાક્યદ્વય છે એમ જાણવું, અને એ પ્રકારે અગ્રે "ન પ્રમાદથી ન વા અલિઙ્ગ તપથી" વાક્યમાં પ્રમાદ અને અલિઙ્ગ તપનો નિષેધ કરીને અપ્રમાદ અને સલિઙ્ગ તપનું સહકારિત્વ દર્શાવ્યું, તત્ર અપ્રમાદનો અર્થ ભગવદિચ્છાનુકૂલ સેવા કરણાદિ અને સલિઙ્ગ તપનો અર્થ સર્વાત્મભાવસહિત વિરહભાવ જાણવો. પૂર્વોક્ત સેવારૂપ અપ્રમાદથી અને વિરહરૂપ તપથી રહિતને તો " તપથી[7] વા વેદથી લભ્ય નથી " એ વાક્યથી જ ભગવત્પ્રાપ્તિનો નિષેધ છે, ઉત્તરાર્ધમાં " આ[8] ઉપાયોએ જે વિદ્વાન્ યતે છે તેનો આ આત્મા બ્રહ્મ ધામમાં પ્રવેશે છે " એમ પાઠ છે, તે ઉત્તરાર્ધનો અર્થ આ

---

१ न साधयति मां योगो न साङ्ख्यं धर्म उद्धव । न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ।

२ अहं भक्तपराधीनः ।

३ वशीकुर्वन्ति मां भक्त्या ।

४ बलं मे पश्य मायायाः स्त्रीमय्या जयिनो दिशाम् । या करोति पदाक्रान्तान् भ्रूविजृम्भेण केवलम् ॥

५ अहं भक्तपराधीनः । वशी कुर्वन्ति मां भक्त्या ॥

६ न साधयति मां योगः ।

७ नाहं वेदैर्न तपसा ।

८ एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्म धाम ।

પ્રકારે છે. તેનો-પતનારનો-આ-પૂર્વોક્ત-આત્માનો. પણ આત્મા-પુરુષોત્તમ-અક્ષરાત્મક બ્રહ્મ આ આધિદૈવિક ધામમાં પ્રવેશ છે, સર્વાત્મભાવવાન્ ભક્તના હૃદયમાં અક્ષરનો પ્રકાશ કરીને તત્ર પ્રવિષ્ટ સ્વયં પુરુષોત્તમ પ્રકાશે છે. અને તૈત્તિરીયમાં "બ્રહ્મવિદ્[1] પરને પ્રાપે છે" શ્રુતિના વિવરણની ઋચામાં વિવરણ છે કે હૃદયાકાશમાં સ્થાપિત પરમ વ્યોમ અક્ષરાત્મક છે તેમાં બ્રહ્મની સાથે સર્વકામભોગરૂપ ફલ પરપ્રાપ્તિપદનો અર્થ છે. આ પ્રકારે આ શ્રુતિની એકવાક્યતાએ કરીને વરણજન્ય, જ્ઞાન વિના ન થાય એવી, વ્યસનાત્મિકા સર્વાત્મભાવરૂપા જે ભક્તિ તે જ મુખ્ય બ્રહ્મવિદ્યા છે એમ અત્ર ભૂમાત્મક પુરુષોત્તમ ઉપાસ્ય છે એમ અવધારણથી નિશ્ચિત થાય છે. ત્યારે હવે "પરોક્ષવાદ[2] આ વેદ છે" ઇત્યાદિ પરોક્ષવાદ[3] કરીને શ્વેતકેતૂપાખ્યાનમાં સર્વ જગતનો અને જીવનો બ્રહ્મની સાથે જે અભેદનો ઉપદેશ છે તે અભેદ પુરુષોત્તમાધિષ્ઠાનત્વથી યોગ્યતા જણાવવાને છે, અને અગ્રે અભેદજ્ઞાનમાત્રથી જ પુરુષોત્તમાધિષ્ઠાનાત્મક અક્ષરનો વા પુરુષોત્તમનો આવિર્ભાવ થતો નથી, યદિ અભેદજ્ઞાનમાત્રથી જ પુરુષોત્તમાધિષ્ઠાનાત્મક અક્ષરનો પ્રાદુર્ભાવ થઈ જતો હોય તો જ્ઞાનીએ પણ પર પ્રાપ્ત થઈ શકે, પરન્તુ જ્ઞાનીએ પર પ્રાપ્ત થતા નથી, "જેને જ આ વરે" ઇત્યાદિ શ્રુતિ વિદ્યમાનછે તેથી, પરન્તુ ભગવાનના અનુગ્રહે વા ભક્તના સઙ્ગે કરીને ભકિત પ્રાપ્ત થાય છે ત્યારે પરપ્રાપ્તિ થાય છે, અને ભક્ત જ અધિકારી છે એમ જણાવવાને અગ્રે ભક્ત નારદનો અને ભગવદાવેશયુક્ત સનત્કુમારનો સંવાદ કહ્યો. તત્ર આત્મશબ્દે કરીને ભક્તિમાર્ગીયનિરુપધિસ્નેહવિષય પુરુષોત્તમનું જ કથન છે, અક્ષરનું વા જીવનું કથન નથી, અને પુરુષોત્તમ તો કેવલ સર્વાત્મભાવે જ પ્રાપ્ય છે, તેથી વિદ્યાપદનો અર્થ સર્વાત્મભાવરૂપા ભક્તિ જ છે, અને આ યોગ્ય પણ છે. પરમકાષ્ઠાપન્ન જે વસ્તુ તે જ વેદાન્તમાં મુખ્યતાએ પ્રતિપાદિત છે, અક્ષરબ્રહ્માદિક તો પરમકાષ્ઠાપન્ન વસ્તુનું વિભૂતિરૂપ છે તેથી પરમકાષ્ઠાપન્ન વસ્તુમાં ઉપયોગિ હોવાથી અને મધ્યમ અધિકારીનું ફલરૂપ હોવાથી વિભૂતિરૂપ અક્ષરનું પણ વેદમાં પ્રતિપાદન છે, તેથી "અથ પરા[4] વિદ્યા જેણે કરીને અક્ષર પ્રાપ્ત થાય છે" શ્રુતિમાં અક્ષરવિદ્યામાં "પરા વિદ્યા" પ્રયોગ મુખ્ય નથી પરન્તુ ભાક્ત-ઔપચારિક-છે, "પરા વિદ્યા" પદનો મુખ્ય પ્રયોગ તો સર્વાત્મભાવમાં જ થાય છે. આ પ્રકારે પૂર્વ પ્રપાઠકમાં અક્ષરપ્રકરણ છે અને ઉત્તર પ્રપાઠકમાં પુરુષોત્તમપ્રકરણ છે, તેથી વાદિકથિત પ્રકરણૈક્યરૂપ પૂર્વપક્ષ્યભિમતાત્મવિદ્યાપ્રકાર વિશેષતાસાધક હેતુ જ અસિદ્ધ છે, તેથી જ્ઞાનપ્રકારભેદ તો દૂર જ નિરસ્ત થયો. શાખાન્તરસ્થ વાક્ય આ વાક્યનું શેષ કેમ થાય? એમ પણ ભ્રમણા ન કરવી. हानौ तूपायनशब्दशेषत्वात् कुशाच्छन्दःस्तुत्युपगानवत् तदुक्तम् સૂત્રમાં 'कुशाच्छन्दःस्तुत्युपगानवत्' દૃષ્ટાન્તમાં "કુશ વનસ્પતિસમ્બન્ધિ છે" એ કાલાપિવાકયમાં "કુશ ઔદુમ્બર છે" એમ શાટયાયનિવાક્યનું વાક્યશેષત્વ સર્વ ભાષ્યકારોએ સ્વીકાર્યું છે, અને જૈમિનિએ પણ બાધલક્ષણમાં "नानुयाजेषु" વાક્યનું ओ श्रावयास्तु श्रौषट् ये यजामहे वषट् દૂરસ્થ વાક્યશેષત્વ સ્વીકાર્યું છે.

---

१ ब्रह्मविदाप्नोति परम् ।
२ परोक्षवादो वेदोयम् ।
३ अन्यार्थमन्यकथनरूपो यः स परोक्षवादः ।
४ अथ परा यया तदक्षरमधिगम्यते ।

આ પ્રકારે શાખાન્તરસ્થ વાક્ય પણ વાક્યશેષ થાય છે, તેથી "શાખાન્તરીય વાક્યશેષ કેમ થાય" શંકા દૂર થઈ. સૂત્રાર્થ તો ફલપ્રકરણમાં કથાશે. આ પ્રકારે પ્રકરણભેદ સિદ્ધ થવાથી અતિદેશ પણ અકિઞ્ચિત્કર જ થયો. અવાન્તરભેદ કોઇ પણ સ્થલે અતિદેશમાત્રથી જ સિદ્ધ થઈ જતો નથી, કિઞ્ચ, સર્વોત્તમભાવવદ્વ્રજસીમન્તિનીપ્રભૃતિમાં પ્રથમ ઇતરરાગવિસ્મૃતિ અને તદનન્તર ભગવત્સ્પર્શથી સર્વસામર્થ્ય દેખાય પણ છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે "સુખ[1]–આનન્દસ્વરૂપ–આપે ચિત્તનું હરણ કર્યું તેથી ગૃહમાં ચિત્ત નિર્વિશતું નથી, હસ્ત પણ ગૃહકૃત્યમાં પ્રવેશતા નથી અને પાદ પદ પણ ચાલતા નથી," આથી જ્ઞાનશક્તિનું અને ક્રિયાશક્તિનું તિરોધાન કર્યું. અગ્રે ભગવદાવિર્ભાવાદિક તો સ્પષ્ટ જ છે. આ પ્રકારે દ્વિતીય પ્રપાઠકમાં પણ ભક્તોનું જ ઉદાહરણ છે તેથી જ્ઞાનપ્રકારભેદ કહી શકાય નહિ.

**વાક્યાનુરોધ.** આ પ્રપાઠક પૂર્વ પ્રકરણનું વાક્યશેષ મા થાઓ, તેટલામાત્રથી પણ વિષયભેદનો અભાવ છે તેથી અન્તપર્યન્ત આ પ્રપાઠકનું એકવાક્યત્વ નિઃસન્દિગ્ધ છે, તેમ ઉપક્રમમાં "હું[2] મન્ત્રવિદ્ જ છું આત્મવિદ્ નથી અને ભગવદ્દર્શીથી મેં શ્રવણ કર્યું છે કે આત્મવિદ્ શોકને તરે છે એવો હું હે ભગવન્ શોચું છું" ઇત્યાદિ શ્રુતિએ સ્વાત્મજ્ઞાનનો જ ઉપક્રમ છે તેથી ઉપસંહાર પણ સ્વાત્મજ્ઞાનને લઈને જ થવો ઉચિત છે, અને અગ્રે જો "અથ આત્માદેશ" ઇત્યાદિમાં આત્મશબ્દ ઇશ્વરપરત્વે હોય તો વાક્યભેદ અને ઉપક્રમવિરોધ થાય, આ પ્રકારે વાક્યાનુરોધથી આ પ્રપાઠક પૂર્વજ્ઞાનપ્રકારવિશેષ જ છે.

**શ્રુતિલિઙ્ગાનુરોધ.** "શ્રુતિ, લિઙ્ગ, વાક્ય પ્રકરણ, સ્થાન અને સમાખ્યાના સમવાયમાં શ્રુતિલિઙ્ગવાક્યપ્રકરણસ્થાનસમાખ્યાનાં સમવાયે પારદૌર્બલ્યમર્થવિપ્રકર્ષાત્[3] જૈમિનિસૂત્રથી સિદ્ધ થાય છે કે વાક્યથી શ્રુતિનું અને લિઙ્ગનું બલિષ્ઠત્વ છે. તે આ પ્રકારે. આત્મબોધક વાક્યની એકવાક્યતા છે તથાપિ અને ઉપક્રમ બલિષ્ઠ છે તથાપિ આત્મશબ્દ નિઃસન્દિગ્ધ નથી, આત્મશબ્દનો પ્રયોગ જીવમાં અક્ષરમાં અને પુરુષોત્તમમાં સાધારણ છે. આ સ્થિતિમાં તત્ર કયો આત્મા સ્વીકારવો આ વિમર્શમાં–વિચારમાં–જે આત્મા શોકતારક હોય તે જ આત્મા સ્વીકારવો, શોકતારક આત્માનું જ્ઞાન સમ્પાદિત કરવાને શ્રીનારદજી ઉપસન્ન થયા છે, તેવા શોકતારક આત્મા તો પૂર્ણાનન્દયુક્ત પુરુષોત્તમ જ છે, નહિ જીવ વા નહિ અક્ષર, જીવ દુઃખી અને અક્ષર ગણિતાનન્દ છે, તેથી જીવ અને અક્ષર ઉભય શોકતરણમાં અસમર્થ છે, તેથી નિરવધિસુખરૂપ આત્મા શોકતારક છે એમ ભૂમશ્રુતિ કથે છે, ઇતરનિરપેક્ષ શ્રતમાત્ર ભૂમપદ નિરવધ્યમૃતસુખની પ્રમિતિ કરાવે છે. "જેને[4] જ આ વરે છે" શ્રુતિ વરણમાત્રથી જ લભ્યત્વ કથે છે અને "નથી આ[5] આત્મા બલહીનથી

१ चित्तं सुखेन भवतापहृतं गृहेषु यन्निर्विशत्युत करावपि गृहकृत्ये । पादौ पदं न चलतः ॥
२ मन्त्रविदेवास्मि नात्मविच्छ्रुतꣳ ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि ॥
३ जै. सू. ३. ३. १४.
४ यमेवैष वृणुते तेन लभ्यः ।
५ नायमात्मा बलहीनेन लभ्यः ।

લભ્ય" શ્રુતિ ભક્તિથી લભ્યત્વ કહે છે, ભક્ત્યાદિ વરણનો વ્યાપાર છે, ભક્તિપ્રતિપાદક શ્રુતિમાં અને વરણપ્રતિપાદક શ્રુતિમાં વિરોધરૂપ દોષ નથી, તેમ જ "હું આત્મવિદ્ નથી" "આત્મવિત્ શોકને તરે છે" નારદવાક્યમાં અને "અથ આત્માદેશ" ઉત્તરમાં જે આત્મપદ છે તે આત્મપદનું પણ પુનઃ પુનઃ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ જિજ્ઞાસાપ્રશ્નથી અને તદુત્તરથી અન્તે સર્વોત્કૃષ્ટ પુરુષોત્તમમાં જ પર્યવસાન થાય છે તે પુરુષોત્તમનું જ લિઙ્ગ–ગમક–થાય છે. "પુરુષથી[1] કિઞ્ચિત્ પર નથી તે જ કાષ્ઠા અને તે પરા ગતિ છે." આથી જ ભૂમશ્રવણાનન્તર "તેથી[2] પણ ઉત્કૃષ્ટ છે ?" એમ પ્રશ્ન ન કર્યો પરન્તુ તેની પ્રાપ્ત્યર્થ અત્યાર્તિથી "હે[3] ભગવન્ તે શેમાં પ્રતિષ્ઠિત છે ?" એમ જ પ્રશ્ન કર્યો, ત્યારે સર્વાત્મભાવવાન્ ભક્તમાં જ પ્રતિષ્ઠિત છે એ આશયથી સર્વાત્મભાવના ગમક ભાવનું "તે[4] જ નીચે" ઇત્યાદિ શ્રુતિથી કથન કર્યું. આ પ્રકારે તે સુખ વરણલભ્ય છે ભક્ત્યાદિગણલભ્ય છે સર્વાત્મભાવલભ્ય છે એમ પ્રમિતિ કરાવતી આ શ્રુતિઓ પુરુષોત્તમગમક છે. આ શ્રુતિથી સર્વાત્મભાવલિઙ્ગાત્મક ભાવ કથવામાં આવ્યો નથી પરન્તુ વ્યાપક સર્વરૂપ સ્વાભિન્ન અન્યત્રાપ્રતિષ્ઠિત છે એમ કહ્યું, અન્યથા સ્વપ્રતિષ્ઠિતત્વનો ભઙ્ગ થાય આ શઙ્કાનો પણ અવસર નથી. ભૂમસ્વરૂપના શ્રવણાનન્તર જ ભૂમાધારનો પ્રશ્ન કર્યો અને તેના ઉત્તરમાં "સ્વ મહિમામાં પ્રતિષ્ઠિત છે" એમ કહ્યું છે, આનો અર્થ તો આ પ્રકારે. સ્વપદ આત્મીયવાચક છે તેથી સ્વીયત્વે વૃત ભક્તમાં જે મહિમા–સર્વાત્મભાવરૂપ ઉત્કર્ષ–તેમાં પ્રતિષ્ઠિત છે, યદિ સ્વપદ આત્મવાચક હોય તો સ્વરૂપાત્મક મહિમામાં પ્રતિષ્ઠિત છે એમ અર્થ થાય, આ સ્વપદના આત્મવાચક અર્થમાં પણ સર્વાત્મભાવ ભગવદાત્મક છે તેથી સર્વાત્મભાવ જ મહિમા. સ્વરૂપાત્મક ભૂમામાં મહિમરૂપત્વ વિરુદ્ધ છે એ પણ શઙ્કા ન કરવી, "પ્રકાશાશ્રયવદ્વા તેજસ્ત્વાત્" સૂત્રના ભાષ્યમાં ધર્મત્વ ધર્મિરૂપ છે એમ પ્રતિપાદિત છે, અને અગ્રે પ્રમેયપ્રકરણમાં પણ આ પ્રસઙ્ગ કથાશે. પુરુષોત્તમપ્રાપક પરમકાષ્ઠાપન્ન મહિમરૂપ સર્વાત્મભાવ વિપ્રયોગભાવના ઉદયમાં વ્યભિચારી ભાવોથી સમ્યગ્ જ્ઞાત થાય છે, તે વ્યભિચારી ભાવો અનિયતસ્વભાવવાન્ છે એમ જણાવવાને તદાદેશ અહઙ્કારાદેશ અને આત્માદેશ એમ પ્રકારત્રયનું નિરૂપણ કરીને ભૂમપ્રતિષ્ઠાના આધારવિષયક પ્રશ્નના ઉત્તરમાં "સ્વ મહિમામાં" કહ્યું તે મહિમપદોક્ત ભાવને જ અનુબન્ધે[5] છે, કારણ કે "તે[6] નિશ્ચય એ" શ્રુતિમાં "તે" શબ્દ પૂર્વપરામર્શી છે, આ પ્રકારે સ્વદુક્ત–વાદિકથિત–અન્યત્ર અપ્રતિષ્ઠિતત્વ અત્ર પ્રતિપાદિત હોય તો ઉક્ત રીતિએ અનુબન્ધ ન કરત, અને અહઙ્કારાદેશાદિક ન કરત, ઉક્ત પ્રશ્નના ઉત્તરથી અનન્તર સ્વથી અન્ય વસ્તુનો જ અભાવ હોવાથી "સ્વમહિમામાં" એમ ઉત્તર ન અપતાં "ક્યાં[7] પણ નહિ" એમ ઉત્તર અર્પત.

---

१ पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः ।

२ अस्ति ततोपि भूयः ।

३ स भावः कस्मिन् प्रतिष्ठितः ।

४ स एव अधस्तात् ।

५ पूर्वं स्वपदेन अर्थबलेन वा उक्तं भावमनुलक्षीकृत्य बध्नाति–नियमयति–इति अनुबन्धः । સ્વપદથી વા અર્થબલથી પૂર્વોક્ત ભાવને ઉદ્દેશીને નિયમ કરે તેનું નામ અનુબન્ધ.

६ स वा एषः ।

७ न क्वापि ।

અથવા અત્ર વૈજયન્તી નવરત્નખચિત નથી પરન્તુ પુષ્પમયી છે તેથી જ તેને માલા અર્થાત્ વનમાલા કહી છે. વૈજયન્તી માલા પ્રભુના ચરણારવિન્દપર્યન્ત આલમ્બે છે. તેથી વૈજયન્તી માલા જ વનમાલા છે. आपादलम्बिनी माला वनमाला प्रकीर्तिता એમ જ વનમાલાનું લક્ષણ પ્રસિદ્ધ છે. વૈજયન્તી માલા નવરત્નમયી નથી પરન્તુ પુષ્પમયી વનમાલા છે એમ શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધના ઉત્તરાર્ધના ૭૬મા અધ્યાયમાં બલદેવતીર્થયાત્રાપ્રસઙ્ગમાં અષ્ટમ वैजयन्तीं दधुर्मालां श्रीधामाम्लानपङ्कजाम् શ્લોકથી અને તે શ્લોકની શ્રીસુબોધિનીજીથી પણ નિશ્ચિત થાય છે. "વૈજયન્તી ચરણપર્યન્ત આલમ્બે છે, તે શ્રીધામ છે તેથી તેમાં લક્ષ્મી સ્થિર છે, તેની મ્લાનિ થતી નથી તેથી તે નિર્દોષ છે, અને તે પઙ્કજની છે એ ગુણ છે" આ પ્રકારે શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા છે, તેથી 'અને કીર્તિમયી સર્વજયપ્રકાશિકા વૈજયન્તી માલાને અર્થાત્ પુષ્પમયી વનમાલાને ધારણ કરતું નટવરસ્વરૂપ અથવા ભગવાન્ જ' એમ અર્થ થાય છે. આ પ્રકારે શ્લોકાર્ધે કરીને ભગવત્સ્વરૂપને વિષે રસદ્વયનું તદ્દ્બોધનું આચ્છાદકનું અને વિક્ષેપકનું નિરૂપણ થયું. નટપદથી કેવલવિપ્રયોગશૃઙ્ગારરસનું વરપદથી ધર્મસહિત સંયોગશૃઙ્ગારરસનું कर्णयोःकर्णिकारंપદથી રસોદ્બોધનું कनककपिशं वासःપદથી આચ્છાદકનું, અને वैजयन्तीं च मालांપદથી વિક્ષેપકનું નિરૂપણ થયું. ભગવત્સ્વરૂપ જ રસદ્વય છે, ભગવત્સ્વરૂપ જ તદ્દ્બોધક છે, ભગવત્સ્વરૂપ જ આચ્છાદક છે, અને ભગવત્સ્વરૂપ જ વિક્ષેપક પણ છે, વૈજયન્તી માલા તો વસ્તુયાથાત્મ્યજ્ઞાનની આચ્છાદિકામાત્ર જ છે, ઉદ્બોધ આવરણ વિક્ષેપ આ સર્વ અત્ર ભ્રાન્તમતવત્ માયાકાર્ય નથી પરન્તુ ભગવત્સ્વરૂપકાર્ય છે.

**रन्ध्रान् वेणोरधरसुधया पूरयन्.**

હવે નામલીલારૂપ વેણુનાદનું નિરૂપણ કરે છે. વેણુના—મુરલિકાના—રન્ધ્ર વા છિદ્ર, સપ્ત છે, તેથી વેણુના રન્ધ્રની સઙ્ખ્યાના તાત્પર્યે કરીને પણ વેણુનાદમાં ષડ્ગુણસહિત સ્વરૂપનું સ્થાપન જણાય છે, અથવા વેણુનાં સપ્ત છિદ્ર ષડ્ગુણસહિત ધર્મીનાં અનુભાવક છે એમ ભાવ છે. સુધા (૧) દેવભોગ્યા (૨) ભગવદ્ભોગ્યા અને (૩) સર્વભોગ્યા એમ ત્રિવિધ છે. શ્રીમદ્ભાગવતમૂલમાં તો सुधया પદ એકવચનમાં છે, તેથી પ્રસઙ્ગે અન્ય સુધાદ્વયના પણ સ્વરૂપનું નિરૂપણ કરવાના ઉદ્દેશથી અથવા પ્રસ્તુત સુધા સર્વોત્કૃષ્ટ છે એ સ્પષ્ટ કરવાના ઉદ્દેશથી 'સુધા ત્રિવિધ છે' એમ આજ્ઞા કરી. दीव्यन्तीति देवाः ક્રીડા કરે છે તેથી દેવ 'દેવ' કહેવાય છે, ક્રીડાશીલ દેવોએ ભોગ્યા જે સુધા તે દેવભોગ્યા સુધા, અર્થાત્ સચ્ચિદાદિને વિષે સ્થાપિત જે મુખ્યાંશભૂત ધર્મભૂત સુધા તે દેવભોગ્યા સુધા, અથવા દિવ્યાઙ્ગનાનિષ્ઠ સુધા જ દેવભોગ્યાસુધા, મુખ્ય રાસાદિ લીલામાં ભગવાને ભોગ્યા જે સુધા તે ભગવદ્ભોગ્યા સુધા અર્થાત્ પૂર્વદલાત્મક સ્વરૂપભૂત આનન્દ, અને સર્વેએ પણ મુખદ્વારા અભોગ્યા જે સુધા તે સર્વભોગ્યા સુધા અર્થાત્ ઉત્તરદલાત્મક સ્વરૂપભૂત અસાધારણ આનન્દ. સુધા લોભાત્મક અધરમાં સ્થાપિત છે તેથી સુધાનું ત્રૈવિધ્ય છે, અર્થાત્ અધર લોભાત્મક છે, અધર યથાયોગ્ય વિવેકપૂર્વક સર્વને સુધાનું દાન કરે છે, પુષ્ટિભક્તિસુધાપરિવેશનકર્તા અધર લોભાત્મક છે, તેથી યથાયોગ્ય વિવેકપૂર્વક તાદૃશ ભક્તને તાદૃશી જ સુધાનું દાન કરે છે, લોભાત્મક અધર સર્વને સુધાનું સમાન પરિવેશન કરતો નથી, તેથી સુધા દેવભોગ્યા ભગવદ્ભોગ્યા અને સર્વભોગ્યા એમ ત્રિવિધ છે. સુધાનો સાક્ષાદ્ અનુભવ નોચ્છિષ્ટમાં—અનુ-

ચ્છિષ્ટમાં-સમ્ભવતો નથી, અર્થાત્ ભગવાન્ ભોગ કરે તે વિના સુધાનો સાક્ષાદ્ અનુભવ સમ્ભવતો નથી; આથી એમ સિદ્ધ થાય છે કે જ્યારે ફલપ્રકરણમાં ભગવાન્ ભક્તનિષ્ઠ સુધાનો ભોગ કરશે તદનન્તર રસાધિક્ય થતાં આસક્ત શ્રીગોપીજન સાક્ષાદ્ ઉચ્છિષ્ટ-ભગવદુપભુક્ત-પ્રસાદી-સુધાનો ભોગ કરશે. અથવા મુખદ્વારા સુધાનો ભોગ નથી તેનું કારણ આ છે, સુધાનો સાક્ષાદ્ અનુભવ ઉચ્છિષ્ટ મુખે સમ્ભવતો નથી, ઉત્તરદલાત્મક સ્વરૂપ શ્રોત્રદ્વારા હૃદયમાં પ્રવેશે ત્યારે તેનો અનુભવ થાય છે, તદનન્તર વર્ણનમાં મુખદ્વારા તે સ્વરૂપનું નિર્ગમન થાય છે, આ પ્રકારની રસમર્યાદા છે; આ રસમર્યાદાએ કરીને નિર્ગમનવશાત્ ઉચ્છિષ્ટ મુખે સુધાનો સાક્ષાદ્ અનુભવ સમ્ભવતો નથી. અન્યના મુખથી નિર્ગત સુધાના શ્રવણમાં પણ અન્યમુખ માત્ર પરમ્પરાએ જ હેતુ છે તત્ર પણ સાક્ષાત્ કરણ તો નિજ શ્રવણેન્દ્રિય જ છે, અર્થાત સુધાનો સાક્ષાદ્ ભોગ તો નિજ શ્રવણેન્દ્રિય જ કરી શકે છે, અન્યમુખ તો તત્ર પણ સુધાનો ભોગ માત્ર પરમ્પરાએ[1] જ કરે છે, તેથી શ્રોત્રપેય જ તે સુધા છે, ઉત્તરદલાત્મિકા સર્વભોગ્યા અસાધારણ સુધા શ્રોત્રપેય જ છે, મુખદ્વારા પાન થાય તો તે સુધા પૂર્વદલાત્મિકા જ થઈ જાય, તેથી જ અત્ર શ્રીસુબોધિનીજીમાં 'न सम्भवति' 'સમ્ભવતો નથી' અને 'एव' 'જ' એમ પદદ્વય છે, અથવા આ પ્રકૃત પ્રકરણ ફલપ્રકરણ નથી પરન્તુ પ્રમેયપ્રકરણ છે, તેથી શ્રીવ્રજજનની ભગવન્નિકટ સ્થિતિ નથી, અને તેથી શ્રીવ્રજજનને અધરસુધાની પ્રાપ્તિ વેણુદ્વારા જ થઈ, સુધા વેણુનાદસમ્બદ્ધ છે, વેણુનાદ શ્રોત્રમાત્રગ્રાહ્ય છે, તેથી તત્સમ્બદ્ધ-વેણુનાદસમ્બદ્ધ-સુધા પણ શ્રોત્રમાત્રપેય છે આ પ્રકારનો ભાવ છે, ત્યારે હવે સિદ્ધ થયું કે અધરસુધા સંયોગાવસ્થામાં સાક્ષાત્ પેય છે. પરન્તુ વિપ્રયોગાવસ્થામાં તો શ્રોત્રમાત્રે જ પેય છે આ પ્રકારનો વિવેક છે. કિઞ્ચ, આ સુધાનો સાક્ષાદ્ ભોગ પણ ભગવદ્ભોગ્ય આધિદૈવિક શ્રીવિગ્રહ પ્રાપ્ત થયો હોય તેમને જ છે, અન્યને-સરિત્સરૌલતાવૃક્ષમૃગીગોપમેઘાદિને-તાદૃશ ભગવદ્ભોગ્ય આધિદૈવિક શ્રીવિગ્રહની જ પ્રાપ્તિ નથી, તેથી તેમને તો અધરસુધાનું પાન વેણુનાદદ્વારા શ્રવણેન્દ્રિયે કરીને જ છે, તેથી અધરસુધા સર્વએ શ્રોત્રપેય જ છે, અને તેથી-સર્વને સાક્ષાત્પાન નથી તેથી-સુધાના ત્રૈવિધ્યનિરૂપણમાં સુધાની સર્વભોગ્યતાનું નિરૂપણ કર્યું છે તેનું જ આ સર્વ સમર્થન થયું. તે સર્વભોગ્યા અને દેવભોગ્યા સુધા સર્વેનું-ભોગ્ય દેહેન્દ્રિયાદિનું અને દેવતાઓનું-ભગવદીયત્વ સમ્પાદિત કરે છે, તેથી પ્રભુએ વેણુમાં તે સુધાનું સ્થાપન કર્યું. આનન્દમાં જ તે સુધા પ્રકટ દ્રવીભૂત છે. અત્ર આ સ્વારસ્ય છે, आनन्दो ब्रह्म व्यजानात्, 'तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योन्तर आत्मानन्दमयः', ઇત્યાદિ અનેક શ્રુતિમાં પુરુષોત્તમની આનન્દરૂપતાનું અને આનન્દમયતાનું શ્રવણ છે, તત્ર પણ આ વિવેક છે, સંયોગાવસ્થામાં સર્વસામગ્રીસાહિત્ય છે અને તે ભગવત્સામગ્રી પણ આનન્દરૂપ અને આનન્દમય છે, પરન્તુ વિપ્રયોગાવસ્થામાં સર્વસામગ્રીની ભગવદ્ભેદે કરીને સ્થિતિ હોવાથી ભગવદ્ભિન્ન સામગ્રી આનન્દરૂપ અને આનન્દમય છે, સમ્પ્રતિ વ્રજસ્થ શ્રીગોપીજન ભગવદ્વિયુક્ત છે તેથી અત્ર 'આનન્દ' પદનો વાચ્ય અર્થ 'વિપ્રયોગાત્મરસાત્મક ભગવાન્' થાય છે, આનન્દમાં જ સુધા તો પ્રકટ છે, તેથી દૂરસ્થ શ્રીવ્રજભક્તોએ સમ્પ્રતિ વિપ્રયોગાવસ્થામાં તો

---

[1] આથી મને શ્રીકૃષ્ણાવતારથી શ્રીમદ્વલ્લભાધીશ્વરની, શ્રીગોપીજનથી શ્રીદામોદરદાસાદિની, બિન્દુસૃષ્ટિથી નાદસૃષ્ટિની, વક્તાથી શ્રોતાની ઇત્યાદિ વિવિધ અધિકતા સ્ફુરે છે.

તે સુધા સાક્ષાત્પ્રાપ્ય નથી પરન્તુ વેણુનાદદ્વારા જ પ્રાપ્ય છે. અથવા આનન્દ જ તે સુધા પ્રકટ દ્રવીભૂત છે. ભગવદીયોનો સર્વાંશે સમ્બન્ધ થાય એ ઉદ્દેશથી સુધા દ્રવીભૂત છે, સુધાના અવયવ વિરલ છે, આ દ્રવીભૂત સુધા સર્વાંશે પ્રકટ આનન્દસ્વરૂપ જ છે, પ્રભુ આનન્દઘન છે, તથાપિ ભગવદીયોને સુધાનો સર્વાંશે સમ્બન્ધ થાય એ ઉદ્દેશથી સ્વરૂપાત્મક પણ સુધા વિરલાવયવ દ્રવીભૂત કોમલ છે, અને તે સુધાનિષ્ઠ આનન્દ પણ પરિપૂર્ણ અને પ્રકટ છે. આ સુધા બ્રહ્માનન્દથી પણ અધિક છે, આનન્દસારભૂત છે, આનન્દરૂપ ભગવદવયવસમ્બન્ધી ભોગ્ય પદાર્થોમાં પણ સુધા જ સારભૂત છે, અથવા આનન્દ જે ભગવાન્ તે ભગવાનના પણ સારસ્વરૂપ આ સુધા છે, ભગવત્પદાર્થ તો સર્વ જ સાર છે, તત્ર સારાસારવિવેકકથન જ યુકત નથી તથાપિ સુધાને સાર કેમ કહી આ શઙ્કાનું સમાધાન કરતાં શ્રીમહાચાર્યચરણ સ્વયં જ સારત્વ સ્પષ્ટ કરે છે કે તે સુધા કોઇ પણ પ્રકારે સ્વતઃ સાધનતાને પ્રાપ્ત થતી નથી[1], સુધાની સ્થિતિ લોભાત્મક અધરને વિષે છે તેથી સ્વતઃ તે કોઇ પણ સ્થલે નિર્ગમન કરતો નથી, અને તેથી વેણુમાં પણ સુધાને ભગવાને જ યોજી; 'વેણુનાદ કરતા ' ઇત્યાદિથી અર્થ ચરિત થઈ જાત તથાપિ શ્રીમદ્ભાગવતમાં ' અધરસુધાએ વેણુના રન્ધ્રોને પૂરતા ' કહ્યું તેનું આ સર્વ સ્વારસ્ય છે એમ જાણવું. સુધાવ્યતિરિકત ભગવત્સમ્બન્ધી ભોગ્ય પદાર્થોમાં સાધનત્વ અને ફલત્વ છે, જેમ કે પ્રભુનો શ્રીહસ્ત ભકતાલિઙ્ગનમાં આનન્દનું સાધન છે પરન્તુ સ્પર્શમાં ફલરૂપ છે, તેમ કાંઇ અધરસુધામાં સાધનત્વ નથી કિન્તુ સદાસર્વદા ફલરૂપત્વ જ છે, અધરસુધા સ્વાતિરિકત કોઇ પણ ફલનું સાધન નથી, યદ્યપિ ' મુખને પણ સ્વભોગયોગ્ય કરે છે ' એમ અગ્રિમ ઉકિતએ સુધા પણ સાક્ષાદ્ભોગયોગ્યતામાં સાધન છે, તથાપિ શ્રોત્રપેય જ સુધા સાધન છે, અને તત્ર પણ સુધા સ્વપ્રાપ્તિનું જ—ઇતરનું નહિ—સાધન છે, સાક્ષાદ્ ઉચ્છિષ્ટ રીતિએ ભોગ્ય સુધા તો કેવલ ફલ જ છે, અને એ સદાસર્વદા ફલરૂપત્વ જ સુધાનું સારત્વ છે, કારણ કે નિજે ભોકત્રીને જ તલ્લાભ પ્રાપ્ત થાય છે. તેથી નાદપ્રહાને વિષે સુધાને યોજવાને નાદોત્પત્તિસ્થાન વેણુમાં તત્ર પણ રન્ધ્રમાં સુધા પૂરી, કારણ કે સુધા અમૂર્ત છે, સુધાના અવયવ વિરલ છે. સુધા વેણુનો પણ સાક્ષાત્ સ્પર્શ કરતી નથી, કારણ કે શ્રીમદ્ભાગવતમાં વેણોઃ અને રન્ધ્રાન્ પદનો સમાસ કર્યો નથી, સમાસ હોય તો એકપદ કહેવાય પરન્તુ તેમ ન હોવાથી વેણોઃ અને રન્ધ્રાન્ પદની અને તેથી જ તદર્થની પણ ભિન્નતા સિદ્ધ થાય છે. વેણુને પણ સુધાનો અસ્પર્શ જ રહે છે, સુધાની સ્થિતિ જ વેણુથી સાક્ષાત્ પૃથક્ છે, યદ્યપિ વેણુના રન્ધ્રને અર્થાત્ વેણુના અન્તર્વર્તી અવકાશને પૂરણનું ઈપ્સિતતમ કર્મ કહ્યું છે તેથી રન્ધ્રની પરમ્પરાએ તો વેણુને પણ સુધાસ્પર્શનો સમ્ભવ છે તથાપિ વેણુને—વંશને—સાક્ષાત્ સુધાસમ્બન્ધ નથી, તેથી વેણુના મધ્યમાં પણ સુધા નથી. આથી જયારે નાદ વેણુદ્વારા નિર્ગમન કરે છે ત્યારે નાદનો સમ્બન્ધ કરીને સુધા નિર્ગમન કરે છે, તદનન્તર કર્ણદ્વારા હૃદયમાં પ્રવિષ્ટ સુધા વર્ણનસમયે મુખનો સમાગમ કરે છે, ત્યારે મુખને પણ નિજભોગયોગ્ય કરે છે. સુધા નાદસમ્બદ્ધ છે, નાદ શ્રોત્રમાત્રગ્રાહ્ય છે, તેથી કર્ણદ્વારા સુધાનો પ્રવેશ થાય છે, અને તે જ પ્રકારે વર્ણનસમયે શબ્દસમ્બદ્ધ જ સુધા મુખનો સમાગમ કરે છે, અને મુખને પણ ભગવદ્... સુધારૂપ નિજ સ્વરૂપના ભોગને યોગ્ય કરે છે, શબ્દસમ્બદ્ધ સુધાનો સમાગમ ...

૧. આથી જ આપણો સમ્પ્રદાય નિસ્સાધનતાને અવલમ્બે છે.

થવાથી ભગવદ્ભોગ્યા સુધાનો ભોગની યોગ્યતા મુખને પણ પ્રાપ્ત થઈ જાય છે. જ્યાંપર્યન્ત રસના પૂરથી તે સુધાંશ અન્તઃપ્રવેશ કરતો નથી ત્યાંપર્યન્ત તદ્ભોગયોગ્યતા પણ પ્રાપ્ત થતી નથી, આ સર્વ પણ એક હેત્વન્તરનું જ ગૂઢ અભિસન્ધિએ કથન છે. સુવાસંવલિત નાદ રસાત્મક છે, તે નાદનો ધારાવત્ કર્ણદ્વારા હૃદયમાં પ્રવેશ થાય છે, કર્ણદ્વારા હૃદયમાં પ્રવિષ્ટ તે જ રસાત્મક નાદ પ્રભુના સર્વાવયવસમ્બન્ધી વિવિધ રસભાવે-નિર્ઝરે જલપ્રવાહવત્ પુષ્ટ થતાં રસપૂરરૂપ થાય છે, ત્યારે સમાનશીલવ્યસન ભક્તવૃન્દમાં પરસ્પર તદ્વર્ણનરૂપ થઈને તે રસ બહિઃ પ્રકટ થાય છે. સર્વ જ ભક્તમાં આ પ્રકારે આન્તર રસનો બહિઃ પ્રાદુર્ભાવ થાય છે, તેથી તત્તદ્ભક્તના હૃદયમાં સ્થિત અધરરસ મુખ્ય અધરરસનો અંશ જ છે, પર્યાયે કરીને તે અંશ સર્વ શ્રીસ્વામિનીજીના હૃદયમાં પ્રવેશ કરે છે, ત્યારે કોઇક અનિર્વચનીય ઉત્કટ ભાવનો ઉદય થાય છે, અને તેવા ઉત્કટ ભાવનો ઉદય થાય છે ત્યારે તે રસના સાક્ષાદ્ અનુભવની યોગ્યતા પ્રાપ્ત થાય છે. આ પ્રકાર હોવાથી જ્યાંપર્યન્ત ઉક્ત રીતિએ તે અંશનો અન્તઃપ્રવેશ થતો નથી ત્યાંપર્યન્ત સાક્ષાત્ તદ્ભોગયોગ્યતા પણ પ્રાપ્ત થતી નથી. આને જ અર્થે-રસપૂરે કરીને તે અંશના અન્તઃપ્રવેશને જ અર્થે-શ્રીગોપીજન વર્ણન કરે છે, અને તે વર્ણને કરીને રસનો અન્તઃપ્રવેશ થયો ત્યારે તેમને નિરોધ સિદ્ધ થયો, નિબન્ધમાં પ્રમેયપ્રકરણનું ફલ આસક્તિ છે એમ આજ્ઞા કરી છે, તેથી અત્ર પ્રમેયપ્રકરણના અન્તમાં આસક્તિરૂપ નિરોધ સિદ્ધ થયો એમ સ્મરણ કરાવ્યું. આથી-યત્કિઞ્ચિત્ પણ રસપ્રવેશ વિના નિરોધ સિદ્ધ થતો નથી તેથી-સ્વલ્પતર નિરોધ ગોપને ભોગ્યગોપીવ્યતિરિક્તને અને સર્વને અર્થાત્ ગવાદિને પણ સિદ્ધ થયો, ગોપ ભોગ્યગોપીવ્યતિરિક્ત અને ગવાદિ સર્વ દેવ જ છે, તેથી જ-વિહિતભક્તિમાનને પણ આ રસ ફલત્વે કરીને કેવલ પ્રાર્થનીય જ રહે છે, વિહિતભક્તિની પ્રાપ્તિથી જ આ રસ કાંઇ પ્રાપ્ત થઈ જતો નથી તેથી જ-ભક્તિનિરૂપણાન્તર-વંશદ્વયસમ્બન્ધિભક્તની ભક્તિના નિરૂપણાન્તર-નિરોધનું નિરૂપણ અત્ર દશમ[1] સ્કન્ધમાં જ કર્યું. સૃષ્ટિમાં ઉત્પન્નના ભોગનું પર્યવસાન આ છે, સૃષ્ટિમાં ઉત્પન્ન ભક્તના ભક્તિરસભોગનું પર્યવસાન શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદ છે, શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદની પ્રાપ્તિ ન થાય તો ભક્તની પણ સૃષ્ટિમાં ઉત્પત્તિ વ્યર્થ છે, શ્રીકૃષ્ણાધરામૃતસ્વાદસિદ્ધિરૂપ ફલ પ્રાપ્ત કરવાને જ અત્ર સૃષ્ટિમાં ભક્તનું આગમન છે, અને તે ઉત્કૃષ્ટોત્કૃષ્ટ નિરોધાત્મક ફલની પ્રાપ્તિ ભક્તને ન થાય તો જ્યારે ભક્તનું પણ સૃષ્ટિમાં આગમન વૃથા-નિષ્ફલ-થઈ જાય છે તો લૌકિક ભોગમાં અને મોક્ષમાં જ જેમના ફલનું પર્યવસાન થાય છે તેવા પ્રવાહિક માર્યાદિક જીવનું સૃષ્ટિમાં જન્મ વ્યર્થ[2]-વિફલ-છે એમાં તો કહેવું જ શું ? 'અચ્યુતભાવ-ભગવદ્ભાવ-વિના નૈષ્કર્મ્ય પણ વ્યર્થ છે ? ઇત્યાદિ વાક્યયૂથ અત્ર પ્રમાણ છે. મહાફલ નિરોધ પ્રકટ થાય અને તે દશમસ્કન્ધપ્રતિપાદિત નિરોધે કરીને જ ભગવત્કારિત સુધાનુભવ ફલ પણ સિદ્ધ થઈ જાય ત્યારે પછી એકાદશસ્કન્ધપ્રતિપાદિત મુક્તિલીલા અને દ્વાદશસ્કન્ધપ્રતિપાદિત આશ્રયલીલા આ ઉભયે લીલા વ્યર્થ થઈ જાય એમ પણ શઙ્કા ન કરવી, કારણ કે તદનન્તર વિમોચન અને સ્વાશ્રયપ્રાપણ પ્રત્યાપત્તિ છે; નિરોધાનન્તર વિમોચન અને સ્વાશ્રયપ્રાપણ એ ઉભયે લીલા નિરોધની જ પ્રત્ય-

૧. ભક્તિનો અને નિરોધનો વિપ્લવ કરવાની ધૃષ્ટતા ન કરવી.

૨. અત્ર શ્રીહરિરાયજીકૃત જન્મવૈફલ્યાષ્ટકના અનુસન્ધાનથી અવશ્ય આર્તિ પ્રકટ થશે.

મુક્તિ છે, અથવા નિરોધાનન્તર વિમોચન છે અને તદનન્તર સ્વાશ્રયપ્રાપણરૂપ પ્રત્યાપત્તિ[1] છે, જે મુક્ત જીવની સ્થિતિ પ્રભુના અન્તઃકરણને વિષે છે, તે મુક્ત જીવને લીલાર્થે બહિઃ પ્રકટ કરીને તેવા મુક્ત જીવ પ્રતિ પરમ અનુગ્રહથી નિત્યલીલામધ્યપાતી ભક્તની સાથે આ નિરોધાત્મક શ્રીકૃષ્ણાધરામૃતરસનો અનુભવ કરાવીને પ્રભુ પુનઃ પૂર્વ ભાવનું સમ્પાદન કરી આપે છે, તેથી એકાદશ સ્કન્ધમાં મુક્તિલીલાનું અને દ્વાદશ સ્કન્ધમાં સ્વાશ્રયપ્રાપણરૂપ પ્રત્યાપત્તિલીલાનું નિરૂપણ કર્યું છે. 'પુનઃ પૂર્વ ભાવની સમ્પત્તિ' જ 'પ્રત્યાપત્તિ'નો અર્થ છે. આથી સિદ્ધ થાય છે કે મુક્તિના મુક્તિર્હિત્વાન્યથારૂપં સ્વરૂપેણ વ્યવસ્થિતિઃ લક્ષણે કરીને 'અન્યથારૂપત્યાગપૂર્વક સ્વરૂપવ્યવસ્થાપન' જ મુક્તિશબ્દનો અર્થ છે, તેથી લીલાર્થ સૃષ્ટ જીવની 'મુક્તિ'નો અર્થ તે જીવની 'લીલોપયોગિત્વરૂપે જ વ્યવસ્થિતિ' છે, અને તેથી પ્રભુના અન્તઃકરણમાં સ્થિતિરૂપ મુક્તિભાવમાંથી તાદૃશ લીલાર્થ સૃષ્ટ જીવનું મોચન એકાદશ સ્કન્ધનો અર્થ છે, અને આભાસશ્ચ વાક્યથી જેમાંથી સૃષ્ટિ પ્રલય થાય છે અને જણાય છે તે આશ્રય છે, આધિભૌતિકાદિ રૂપત્રયના વેત્તા આશ્રય છે, અર્થાત્ ભગવાન્ જ આશ્રય છે, તેથી લીલાના અનુભાવનથી અનન્તર પુનઃ જે ભગવદ્રૂપતા તે સ્વાશ્રયપ્રાપણરૂપ પ્રત્યાપત્તિ દ્વાદશ સ્કન્ધનો અર્થ છે, તેથી નથી એકાદશ અને દ્વાદશ સ્કન્ધની વ્યર્થતા, નથી પ્રસ્તુત નિરોધની પરમફલતાની પણ હાનિ, અને નથી લક્ષણવાક્યમાં વિરૂપતા વા લક્ષણાપત્તિ. નવમ સ્કન્ધમાં વિહિત ભક્તિના નિરૂપણથી અનન્તર દશમ સ્કન્ધમાં નિરોધનું નિરૂપણ કર્યું છે તેથી ભક્તિથી પણ નિરોધ મહાફલ છે એમ સિદ્ધ થાય છે ત્યારે નિરોધાનન્તર એકાદશ સ્કન્ધમાં પ્રતિપાદિત મુક્તિ અને દ્વાદશ સ્કન્ધમાં પ્રતિપાદિત આશ્રય નિરોધથી પણ ઉત્તમ ફલ છે એમ અઙ્ગીકાર કરવું પડશે, અથવા પરમફલ નિરોધથી અનન્તર મુક્તિનું અને આશ્રયનું નિરૂપણ જ વ્યર્થ છે એમ અઙ્ગીકાર કરવું પડશે, અથવા મુક્તિના અને આશ્રયના દ્વિતીયસ્કન્ધોક્ત લક્ષણની વિરૂપતા કરીને તત્ર લક્ષણા આદરવી પડશે, આ પ્રકારની શઙ્કાને પણ અવકાશ નથી, કારણ કે નિરોધલીલાનન્તર જે મુક્તિ છે તે મુક્તિનું સ્વરૂપ પ્રથમ વિચારણીય છે, 'અન્યથા રૂપનો ત્યાગ કરીને સ્વરૂપે કરીને વ્યવસ્થિતિ' એમ મુક્તિનું લક્ષણ દ્વિતીય સ્કન્ધના દશમ અધ્યાયના ૫૭ શ્લોકમાં સુપ્રસિદ્ધ છે, લીલાર્થ સૃષ્ટ જીવની પ્રભુના અન્તઃકરણમાં સ્થિતિ જ અન્યથા રૂપ છે, તેથી લીલાર્થ સૃષ્ટ જીવની અન્તઃકરણમાં સ્થિતિરૂપિ અન્યથા રૂપનો પરમાનુગ્રહથી ત્યાગ કરાવીને તે લીલાર્થ સૃષ્ટ જીવની સ્વરૂપે કરીને-લીલોપયોગિત્વે કરીને-વ્યવસ્થિતિ જ મુક્તિ, અર્થાત્ નિજાન્તઃકરણસ્થ જીવ પ્રતિ પરમાનુગ્રહથી પ્રભુ નિત્યલીલામધ્યપાતી ભક્તની સાથે અધરસુધારસનો યથાધિકાર અનુભવ કરાવવાના ઉદ્દેશથી લીલોપયોગિત્વરૂપથી ઇતર-અન્તઃકરણને વિષે સ્થિતિરૂપિ-રૂપનો ત્યાગ કરાવીને તાદૃશ લીલાર્થ સૃષ્ટ જીવની લીલોપયોગિત્વરૂપે કરીને વ્યવસ્થિતિ કરે છે એ પ્રભુની નવમ મુક્તિલીલા,

1. અત્ર શ્રીવલ્લભભટ્ટ મુક્તિને અને આશ્રયને ઉભયને નિરોધની પ્રત્યાપત્તિ માને છે, અને શ્રીપુરુષોત્તમજી સ્વાશ્રયપ્રાપણને જ પ્રત્યાપત્તિ માને છે. પુષ્ટિમાર્ગીય ક્રમ પણ મર્યાદામાર્ગીય ક્રમથી વિપરીત અને બલવત્તર છે તેથી પુષ્ટિમાર્ગીય ભક્તને પ્રથમ આશ્રયનું-શરણનું-દાન થાય છે, તદનન્તર અહન્તામમતા-નિવૃત્તિરૂપ મુક્તિનું દાન થાય છે અને તદનન્તર ઉત્કૃષ્ટોત્કૃષ્ટ મહાફલ નિરોધનું દાન થાય છે, તેથી મુક્તિ અને આશ્રય ઉભય લીલા પ્રતિ-વિપરીત ક્રમે-પૂર્વ નિત્યસિદ્ધ નિરોધભાવની જ સમ્પાદિકા છે એમ પણ કોઇક શ્રીસુબોધિનીનિપુણ ગોસ્વામીનું રમ્ય મત મને વિદિત છે.

અને લીલાર્થ સૃષ્ટ જીવની પૂર્વોક્ત અન્યથા રૂપની હાનિપૂર્વક તે લીલોપયોગિત્વે વ્યવસ્થિતિરૂપા મુક્તિલીલાનું નિરૂપણ એકાદશ સ્કન્ધમાં છે. હવે આશ્રયનું સ્વરૂપ વિચારણીય છે. દ્વિતીય સ્કન્ધના દશમ અધ્યાયના સપ્તમ શ્લોકમાં આભાસશ્ચ નિરોધશ્ચ યતશ્ચાધ્યવસીયતે સ આશ્રયઃ પરં બ્રહ્મ પરમાત્મેતિ શબ્દ્યતે એમ આશ્રયનું લક્ષણ સુપ્રસિદ્ધ છે. જેમાંથી સૃષ્ટિપ્રલય થાય છે અને જેથી સૃષ્ટિપ્રલયનું જ્ઞાન થાય છે તે આશ્રય, આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક એ રૂપત્રયના વેત્તા આશ્રય, એમ પણ તત્ર જ નવમ શ્લોકમાં સુવ્યક્ત છે, આ આશ્રય ભગવાન્ જ છે, તેથી લીલાર્થ સૃષ્ટ જીવને પૂર્વોક્ત પ્રકારે લીલાનુભાવન થાય તદનન્તર પુનઃ ભગવદ્રૂપની પૂર્વવત્ પ્રાપ્તિ થાય એ જ સ્વાશ્રયપ્રાપણરૂપ પ્રત્યાપત્તિ, તેથી પૂર્વોક્ત કોઇ પણ શઙ્કાનો અવસર નથી, અને નિરોધ જ મહાફલ છે એમ નિષ્પ્રત્યૂહ સિદ્ધ થઈ રહે છે. પરન્તુ લોકમાં આ રસ પ્રકટ કરવાનો શો હેતુ ? લોકમાં આ રસનું પ્રાકટ્ય આવશ્યક છે, અન્યથા સૃષ્ટિ અર્થાત્ લીલાસૃષ્ટિ વ્યર્થ થઈ જાય, ધર્મ અર્થ કામ અને મોક્ષ પરમપુરુષાર્થ નથી પરન્તુ નિરોધ જ પરમ પુરુષાર્થ છે તેથી સૃષ્ટિના મધ્યમાં યત્રકુત્રાપિ આ રસનું પ્રાકટ્ય થાય તો જ લીલાર્થ સૃષ્ટિનું સાર્થક્ય થાય, અન્યથા પ્રાણસમ્બન્ધરહિત દેહસૃષ્ટિવત્ નિરોધરસસમ્બન્ધરહિત લીલાસૃષ્ટિ વ્યર્થ થઈ જાય. જો આ રસ વિના સૃષ્ટિ જ વ્યર્થ થાય તો સર્વને જ આ ભોગ પ્રાપ્ત થતો કેમ જણાતો નથી ? પરન્તુ બ્રહ્માનન્દભાવ પ્રકટ થાય તત્ર પણ આધિદૈવિક રૂપ સમ્પન્ન થાય ત્યારે જ લક્ષ્મીવત્ આ મુખ્ય રસભોગ સમ્ભવે છે, આ રસ અતિદુર્લભ છે, તેથી સર્વને જ આ ભોગ પ્રાપ્ત થતો જણાતો નથી. ૧૯મા અધ્યાયમાં પ્રોક્ત વસ્ત્રદાને કરીને પ્રથમ તો બ્રહ્માનન્દભાવ થાય છે, તથાપિ પુનઃ ૨૫મા અધ્યાયમાં પ્રોક્ત બ્રહ્માનન્દનું દાન પ્રભુ સ્વયં કરે છે, તદનન્તર શબ્દબ્રહ્મકૃત પૂર્વભાવના સમ્પાદને કરીને આધિદૈવિક ક્રીડાયોગ્ય પૂર્વસિદ્ધપ્રસાદરૂપશક્તિપ્રવેશકૃત સ્ત્રીત્વનું અર્થાત્ લક્ષ્મીસમાન સ્ત્રીવિગ્રહનું દાન કરે છે ત્યારે જ બ્રહ્માનન્દરૂપા સતી નાયિકા લક્ષ્મીવત્ આ મુખ્ય ઉચ્છિષ્ટપ્રકારક રસભોગ સમ્ભવે છે. બ્રહ્માનન્દરૂપાત્વ અને નાયિકાત્વ આ ઉભય ધર્મના સમ્પાદને કરીને લક્ષ્મીતુલ્યતાનું દાન કરે છે તેથી રસભોગમાં પણ લક્ષ્મીસમાનતા છે, અત્ર લક્ષ્મીપદ વ્રજસ્થમુખ્યસ્વામિનીવાચક નથી, પરન્તુ વ્યાપિવૈકુણ્ઠસ્થ પુરુષોત્તમના સ્વકીયારૂપ આલમ્બનનું વાચક છે, 'લક્ષ્મી'નો અર્થ વ્રજસ્થ મુખ્ય શ્રીસ્વામિનીજી નથી પરન્તુ 'વ્યાપિવૈકુણ્ઠસ્થ પુરુષોત્તમનાં સ્વકીયા' થાય છે. અને ક્રમે કરીને તદંશ મહિષ્યાદિનો પણ રસભોગ સમ્ભવે છે, મહિષ્યાદિને પણ કોઇક દ્વારે બ્રહ્માનન્દનું દાન થાય તદનન્તર જ રસભોગ સમ્ભવે છે, આ મહિષ્યાદિ કોઇ પણ પ્રકારે વ્રજસ્થ મુખ્ય શ્રીસ્વામિજીના અંશ નથી પરન્તુ વ્યાપિવૈકુણ્ઠસ્થ પુરુષોત્તમનાં સ્વકીયા લક્ષ્મીજીના અંશ છે, તેથી પણ 'લક્ષ્મી' શબ્દનો અર્થ 'શ્રીસ્વામિનીજી' નથી એમ નિશ્ચય થઈ રહે છે. 'પ્રભુ અમારા પતિ થાઓ' એ પ્રકારના પતિભાવે જ તેમની ભગવત્પ્રતિ પ્રાર્થના છે, તેથી અત્ર મુખ્ય શ્રીસ્વામિનીજીતુલ્યતા નથી પરન્તુ વ્યાપિવૈકુણ્ઠસ્થસ્વકીયાતુલ્યતા છે, અને તેથી જ 'વિવાહિતાન્યાયે રમણ થશે' એમ અગ્રિમ અધ્યાયમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે. આથી—મુક્તિ અને આશ્રય એ ઉભયે લીલા મહાફલ નિરોધની જ વસ્તુતઃ પ્રત્યાપત્તિ અર્થાત્ પુનઃ પૂર્વ નિરોધભાવની જ સમ્પાદિકા છે તેથી, નિરોધ મહાફલ છે, મહત્—સ્વરૂપાત્મક—છે ફલ જેનું એવો નિરોધ છે. આથી, નિરોધ મહાફલ

છે તેથી, અત્ર પ્રમેયપ્રકરણના અન્તમાં સ્ત્રીઓનું નિરૂપણ છે, પ્રમેયપ્રકરણના અન્તમાં સ્ત્રીઓનું નિરૂપણ મહાફલ નિરોધનું ગમક છે, નિરોધ મહાફલ છે; અને તે મહાફલ નિરોધ સ્ત્રીઓમાં જ સિદ્ધ છે, તેથી સ્ત્રીઓનું જ નિરૂપણ તામસ પ્રકરણના અન્તમાં અને તામસપ્રકરણાન્તર્ગતપ્રમેયપ્રકરણના પણ અન્તમાં કરેલું છે, અર્થાત્ મહાફલ તો નિરોધ જ છે, અને નિરોધાનન્તર મુક્તિ અને આશ્રય એ ઉભયે લીલા પૂર્વ નિરોધભાવની જ કેવલ સમ્પાદિકા લીલા છે, પ્રત્યાપત્તિ છે. ભગવદ્ભોગથી અનન્તર જ ભગવાન્ ભોગ્ય થાય છે, ભગવત્કર્તૃક ભોગથી અનન્તર જ રસાધિકયવશાત્ પ્રભુને સ્ત્રીભાવ પ્રાપ્ત થાય છે ત્યારે સુધાભોગથી શ્રીગોપીજન ભોક્ત્રી થાય છે અને પ્રભુ ભોગ્ય થાય છે, તેથી જ—શ્રીગોપીજન ભોક્ત્રી થાય અને પ્રભુ ભોગ્ય થાય આ પ્રકારનો શ્રીસ્વામિનીજીકર્તૃક ભગવત્કર્મક ભોગ શ્રીગોપીજનનું મહિષ્ઠ માહાત્મ્ય છે તેથી જ—અત્ર તામસ પ્રકરણમાં શ્રીશુક પણ મુખ્યતાએ સ્ત્રીઓનું—શ્રીગોપીજનનું—વર્ણન કરે છે. આથી જ—પુરુષ ભોગ્ય થઈ શકતો નથી તેથી પુરુષના ભોક્તા પ્રભુ થાય એમ સમ્ભવ નથી અને ભગવત્કર્તૃક ભોગથી અનન્તર જ રસાધિકયવશાત્ ભગવાન્ ભોગ્ય થાય છે એ પૂર્વોક્ત રસમર્યાદા છે તેથી જ—પુરુષના ભોગ્ય પણ પ્રભુ થાય એમ પણ સમ્ભવ નથી તેથી, અર્થાત્ પુંસ્ત્વ ઉભયપ્રકારક પણ ભગવદ્ભોગમાં પરમબાધક છે તેથી, સ્ત્રીત્વ વિના ભગવદ્ભોગ જ અશકય છે તેથી, અગ્નિકુમારોએ પણ સ્ત્રીત્વ પ્રાર્થ્યું. પુરુષ નથી અન્યોપભોગ્ય વા નથી સ્વોપભોગ્ય, પુરુષનો ઉપભોગ નથી શકય અન્યે અર્થાત્ સ્ત્રીઓ તેમ જ નથી શકય સ્વે અર્થાત્ પુરુષાન્તરે, સ્ત્રીથી વા પુરુષાન્તરથી પણ પુરુષનો ભોગ થઈ શકતો નથી એટલું બધું ભોગબાધક પુંસ્ત્વ છે, તેથી અગ્નિકુમારોએ પણ ભગવદ્ભોગાર્થ સ્ત્રીત્વ જ પ્રાર્થ્યું. આ પ્રકારે નિરોધ સિદ્ધ થવાથી મુખ્ય મહાફલ રસભોગ સમ્પન્ન થયો ત્યારે અગ્રે વક્ષ્યમાણ જ્ઞાનોપદેશલીલા શા હેતુથી? આ શઙ્કાનો પણ અવસર નથી, જ્ઞાનપૂર્વક પાનમાં મહારસ છે, તેથી જ્ઞાનોપદેશ લીલા પણ સાર્થક છે, અથવા મુખ્ય જે પુરુષોત્તમ તેમના પ્રાપણાર્થ પ્રભુએ અગ્રે ભ્રમરગીતમાં જ્ઞાનોપદેશનો સપ્રયાસ નિર્બન્ધ કર્યો, નિરોધ જ મહાફલ છે એમ જ્ઞાન થાય ત્યારે તે મહાફલ મુખ્ય ભોગમાં મહાન્ રસનો ઉદ્બોધ થાય છે તેથી, અથવા શ્રીગોપીજનને મુખ્ય પુરુષોત્તમની જ અપેક્ષા છે અને તે પુરુષોત્તમ આત્મા છે એમ ભ્રમરગીતીય જ્ઞાનોપદેશમાં પ્રભુ આત્મભાવે કથન કરે ત્યારે જ શ્રીગોપીજનને તે પુરુષોત્તમની પ્રાપ્તિ થાય તેથી, અને ભગદ્વિરહમાં દુઃખ થાય તે દુઃખ દૂર કરવું છે તેથી, ભ્રમરગીતમાં જ્ઞાનોપદેશનો આગ્રહ કર્યો. અગ્રે ભ્રમરગીતમાં જ્ઞાનોપદેશ કર્યો છે તેથી મહાફલ નિરોધનું—મુખ્ય રસભોગનું—પણ ફલ જ્ઞાન હશે, નિરોધથી પણ જ્ઞાન અધિક હશે, આ શઙ્કાનો હવે અવકાશ જ ન રહ્યો. જ્ઞાનાધિક ભક્ત્યધિક મહાફલ નિરોધમાં સ્ત્રી જ યોગ્ય છે તેથી જ અગ્રે ૧૯મા અધ્યાયમાં શ્રીગોપીજન આધિદૈવિક સ્ત્રીની પ્રાર્થના કરશે, જ્ઞાનાધિક ભક્ત્યધિક મુક્ત્યાશ્રયપ્રત્યાપત્તિ મહાફલ નિરોધ છે, અને તે નિરોધમાં સ્ત્રી જ યોગ્ય છે, તેથી શ્રીગોપીજન પણ અગ્રે ૧૯મા અધ્યાયમાં અધિદૈવ પ્રભુની સમ્બન્ધિની આધિદૈવિકી પ્રસાદરૂપા કાત્યાયનીની અથવા નિજ આધિદૈવિકરૂપા જ સ્ત્રીની પ્રાર્થના કરશે.

તેથી-પુષ્પરસ દિત્સિત છે તેથી-રૂપે વશ કરીને અધરામૃતનું પાન કરાવતા પ્રભુ સ્વચ્છન્દતાસમ્પાદન કરે છે, વૃન્દારણ્યમાં પ્રવેશ કરીને *ક્રિયતિ કામદિ*

**गोपवृन्दैः वृन्दारण्यं स्वपदरमणं प्राविशत्.**

ઇત્યાદિ અષ્ટપદયુક્ત પ્રકારે નિજ સ્વચ્છન્દતાસમ્પાદન કરે છે, વૃન્દાના-શ્રીના-અરણ્યમાં ગોપવૃન્દસહિત પ્રવેશ કરીને સર્વ કાર્ય કરીને જ સ્વચ્છન્દતા સમ્પાદિત કરી, અન્યથા અન્ય વ્યાસઙ્ગે કરીને તત્કાર્યાધીનતા રહે તો સ્વચ્છન્દતા સમ્પન્ન ન થાય, સર્વ કાર્ય કરીને જ અન્ય વ્યાસઙ્ગથી નિજ અવ્યાવૃત્તિ સિદ્ધ કરીને જ તત્તત્કાર્યાધીનતા નિવૃત્ત કરીને જ શ્રી વૃન્દાના અરણ્યમાં પ્રવેશ કરીને ભક્તજનનું ભોક્તૃત્વ સિદ્ધ કર્યું. વૃન્દારણ્યમાં પ્રવેશાવસરમાં ગોપવૃન્દનું પણ સાહિત્ય છે, તેથી નિર્ભયતાસમ્પાદનપૂર્વક સ્વચ્છન્દતા સિદ્ધ કરી. પ્રથમ પણ આજ ઉદ્દેશથી આજ્ઞા કરી હતી કે 'શક્તિના નિર્ભયત્વાર્થ આ દેવ સાક્ષીઓ છે.' "*तथा परमहंसानां मुनीनाममलात्मनां भक्तियोगवितानार्थं*" "*यदा यदा हि धर्मस्य*" ઇત્યાદિ વાક્યોથી ભક્ત્યાદ્યર્થ જ જગતમાં ભગવત્પ્રાકટ્ય છે અને પ્રભુએ અદ્યાપિ જગતમાં ભક્તિનું સ્થાપન તો કર્યું નથી ત્યારે પ્રભુની કૃતકૃત્યતા કયે પ્રકારે ? અથવા નાયિકાને વિષે ભક્તિભાવનો ઉદ્બોધ કર્યો નથી ત્યારે તાદૃશી સ્વચ્છન્દલીલા કયે પ્રકારે ? પ્રભુએ સ્વપદરમણ વૃન્દારણ્યમાં પ્રવેશ કર્યો, અત્ર (૧) વૃન્દારણ્યમાં (૨) વનસ્થિત ભક્તવૃન્દમાં અને (૩) વ્રજસ્થિત વ્રજસુન્દરીના મનમાં એમ ત્રિવિધ પ્રવેશ કર્યો, સાન્દ્ર વૃન્દારણ્યભૂમિને ભગવચ્ચરણનો સમ્બન્ધ થવાથી તે ભૂમિ ભગવચ્ચરણારવિન્દાઙ્કિત છે તેથી વૃન્દારણ્ય સ્વપદરમણ છે, રમણસમયે વનસ્થિત ભક્તવૃન્દના હૃદયમાં ચરણારવિન્દનું સ્થાપન કર્યું છે તેથી વનસ્થિત ભક્તવૃન્દ સ્વપદરમણ છે, અને વ્રજસ્થિત વ્રજસુન્દરીના મનમાં ચરણારવિન્દનો આવિર્ભાવ થયો છે તેથી વ્રજસુન્દરીનાં મન પણ સ્વપદરમણ છે; અર્થાત્ વૃન્દારણ્યમાં વનસ્થ ભક્તવૃન્દમાં અને વ્રજસુન્દરીના મનમાં એ ત્રણેમાં ચરણારવિન્દના સમ્બન્ધથી જ ભક્તિનું સ્થાપન છે. તેથી સર્વાંશે કૃતકૃત્યતા જ છે. નાયિકાના વિષે પણ સ્વપદથી જ ભક્તિભાવોદ્બોધ કર્યો છે, ચરણારવિન્દસ્થ ચિહ્નનાં દર્શને કરીને પૂર્વ સમ્ભોગનું તેમને સ્મરણ થશે અને તેથી તેમનો ભાવ ઉદ્બુદ્ધ થશે. આ તો પ્રત્યક્ષ અર્થ. પરોક્ષ વાદમાં તો આથી પણ અધિક સ્વારસ્ય છે, વૃન્દાના-શ્રીના-અરણ્યમાં પ્રવેશ કર્યો, શ્રીના અરણ્યમાં-વનમાં-પ્રવેશ કર્યો, અર્થાત્ શ્રીના યૂથમાં પ્રવેશ કર્યો, અત્ર 'શ્રી' પદ એકવચનમાં છે તેથી 'એક જ શ્રી' એમ અર્થ ન કરતાં 'શ્રીજાતિ' એમ અર્થ કરવો. પ્રભુએ શ્રીજાતિના યૂથમાં પ્રવેશ કર્યો તેથી પ્રભુ ભોગ્ય થાય અને શ્રીગોપીજન ભોક્તા થાય એ પ્રકારની સ્વચ્છન્દતા સિદ્ધ કરી. વૃન્દારણ્યમાં પણ પ્રથમ તો ગોપવૃન્દસહિત સ્થિતિ કરી, અને તદનન્તર પૂર્વોક્ત સ્વચ્છન્દતા સિદ્ધ કરી, આ સ્વચ્છન્દતાસમ્પાદન અર્થ *प्राविशत्* પદમાં જે *प्र* ઉપસર્ગ છે તેમાંથી પ્રાપ્ત થાય છે, આથી જગતમાં-શ્રીયૂથમાં-ભક્તિભાવોદ્બોધ તો કર્યો નથી ત્યારે ભગવાન્ કૃતકૃત્ય કયે પ્રકારે આ રસભરિત આશઙ્કાનું પણ સમાધાન થઈ જાય છે. પ્રથમ પ્રભુએ શ્રીગોપીજનનો ભોગ કર્યો તે ભોગાવસરમાં શ્રીગોપીજનને વિષે ત્રિવિધ પ્રકારે ચરણસ્થાપન કર્યું, અને ચરણસ્થાપનથી શ્રીગોપીજનમાં ભાવોદ્બોધ કરાવીને સ્વાચ્છન્દ્ય સમ્પાદિત કર્યું, અર્થાત્ પ્રભુ સ્વયં ભોગ્ય થયા અને શ્રીગોપીજન ભોક્તા થયાં. સ્વપદોનું-ચરણોનું-જ્યાં રમણ છે એવા વૃન્દારણ્યમાં પ્રવેશ કર્યો, અત્ર 'પદોનું' પદ બહુવચનમાં છે તેથી

३०. जीवमुख्यप्राणलिङ्गान्नेति चेन्नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात् ॥

૩૦ જીવનું અને મુખ્ય પ્રાણનું લિઙ્ગ છે તેથી (પ્રાણ બ્રહ્મ નહિ) એમ જો (કહો તો તેમ) નહિ, (બ્રહ્મની જીવની અને મુખ્ય પ્રાણની એમ) ઉપાસનાનાં ત્રૈવિધ્યથી, અત્ર (જીવ બ્રહ્મનો) આશ્રિત છે તેથી, અને તદ્યોગથી (પ્રાણનો સહબ્રહ્મ સમ્બન્ધ છે તેથી.)

॥ इति श्रीमद्वेदव्यासविरचितब्रह्मसूत्रेषु समन्वयाख्यप्रथमाध्याये शाब्दसन्देहनिवारकः प्रथमः पादः ॥

પ્રકારનું છે એમ વિશેષ નિરૂપણ વાક્યાદિથી થઈ શકતું નથી એટલું જ તે શ્રુતિનું મર્મ છે. અધીત બ્રહ્મવાક્યનું આ મીમાંસાથી બ્રહ્મપરત્વ સિદ્ધ થાય ત્યારે જ શ્રવણ સિદ્ધ થઈ શકે, કાલાન્તરે પણ અસમ્ભાવનાવિપરીતભાવનાનિરસ્યર્થ આવાપોદ્વાપથી તે શ્રુત અર્થનું નિર્ધારણ થાય ત્યારે મનન અને ધ્યાનાદિ સમાધ્યન્ત નિદિધ્યાસન પણ થાય, તદનન્તર સર્વતોનિવૃત્તવ્યાપાર મનમાં સ્વયમુપલબ્ધનિજસુખાનુભવ બ્રહ્મસાક્ષાત્કારરૂપ બ્રહ્મદર્શન થાય આ પ્રકારનો બ્રહ્મસાક્ષાત્કાર વરણાધીન અનુભવૈકવેદ્ય હોવાથી "यतो वाचो निवर्तन्ते" શ્રુતિ બ્રહ્મને વાગાદ્યવિષય અર્થાત્ "दूरं साधनसम्पदाम्" કહે છે તે સત્ય અને યુક્ત પણ છે. આ પ્રકારની શ્રવણાઙ્ગરૂપ મીમાંસાનું ફલ બ્રહ્મમાહાત્મ્યજ્ઞાન છે, જે સિદ્ધ થયા પછી શ્રીમદ્ભાગવતાદિથી સુદૃઢ સર્વતોધિક સ્નેહનો સમ્ભવ છે. ભગવત્પર વાક્ય અન્યપરત્વે યોજાય વા અન્યપર વાક્ય બ્રહ્મપરત્વે યોજાય તો બ્રહ્મના દિવ્યધર્મત્વાદિનો વ્યત્યાસ થઈ જાય તેથી દ્વિતીય અધિકરણમાં બ્રહ્મના દિવ્ય ધર્મનો વિચાર કરીને સિદ્ધ કર્યું કે વેદ જ બ્રહ્મમાં પ્રમાણ છે અને બ્રહ્મનું આ જગજ્જન્માદિ કર્મ અલૌકિક છે. તૃતીય વિધિમુખ સમન્વયાધિકરણમાં અને ચતુર્થ નિષેધમુખ ઈક્ષત્યધિકરણમાં બ્રહ્મ પરિપૂર્ણ અને અલૌકિક છે એમ પ્રતિપાદન કર્યું. તદનન્તર પઞ્ચમ અને ષષ્ઠ અધિકરણમાં પ્રત્યયગત સન્દેહનું નિરાકરણ કરીને આનન્દમય અને હિરણ્મયની બ્રહ્મતા સિદ્ધ કરી. સપ્તમ અષ્ટમ અને નવમ એ અધિકરણત્રયમાં આકાશ પ્રાણ અને જ્યોતિઃ એ ત્રણમાં પ્રકૃતિગત સન્દેહ નિવૃત્ત કરીને આકાશપ્રાણજ્યોતિઃપદવાચ્ય બ્રહ્મ છે એમ સિદ્ધ કર્યું, અને આ અન્તિમ દશમ અધિકરણમાં ચિત્ જીવ અને અચિત્ મુખ્ય પ્રાણ એ ઉભયનો સંશ્લેષ નિવારીને એક જ અદ્વિતીય શુદ્ધ બ્રહ્મ જગત્કારણ છે એમ સિદ્ધ કર્યું. આ પ્રકારે આ સકલ ચરણમાં કાર્યપ્રતિપાદનદ્વારા ઉપનિષદ્વાક્યોની સ્વરૂપપરતા સિદ્ધ કરીને શબ્દતઃ સન્દેહની નિવૃત્તિ કરી. આ સનાતન શ્રુતિરહસ્ય અન્યથા કરીને જે વાદી સગુણનિર્ગુણભેદ કલ્પે છે તે બ્રહ્મમીમાંસામાં નિજ અનધિકાર સ્વયં જ વ્યક્ત કરે છે, કારણ કે ગુણાઙ્ગીકાર તો સાઙ્ખ્યમાં છે બ્રહ્મવાદમાં નથી, બ્રહ્મમાં ભૌતિક ગુણનો સમ્બન્ધ જ નથી એમ પ્રતિપાદનાર્થ જ આ પ્રથમ સમન્વયાધ્યાયનો સમારમ્ભ છે.

## द्वितीयः पादः

१. चतुःसूत्रं सर्वत्रप्रसिद्धोपदेशाधिकरणम् ॥

**१. सर्वत्र प्रसिद्धोपदेशात् ॥**

**२. विवक्षितगुणोपपत्तेश्च ॥**

## દ્વિતીય પાદ*

પ્રથમાધિકરણ૧.

૧. ( મનોમય પ્રાણશરીર પરમાત્મા જ છે,) સર્વત્ર–સર્વ વેદાન્તમાં–પ્રસિદ્ધ ( જે બ્રહ્મ તેનો ) વ્યપદેશ છે તેથી,

૨. (લોકાન્તરમાં સઙ્કલ્પાનુરૂપ દેહપ્રાપ્તિરૂપ) વિવક્ષિત ગુણની ( બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિમાં ) ઉપપત્તિથી, તથા ( સત્યસઙ્કલ્પાદિ વચન પણ બ્રહ્મવાક્યપોષક છે તેથી ),

---

*પ્રથમ પાદમાં શાબ્દ સન્દેહની નિવૃત્તિના જ પ્રસ્તાવમાં કાર્યપ્રતિપાદક વાક્યોની પણ પરમાત્મપરત્વે મીમાંસા થઈ. હવે આ દ્વિતીયાદિ પાદત્રયે અર્થગત સન્દેહની નિવૃત્તિ કરે છે. ૧ જીવ ૨ જડ અને ૩ તત્સમુદાય એમ ત્રિવિધ અર્થ છે, તેથી આ દ્વિતીય પાદમાં જીવગત તૃતીય પાદમાં જડગત અને ચતુર્થ પાદમાં જડજીવગત સન્દેહની નિવૃત્તિ કરીને સૂત્રકાર સ્વરૂપનિર્ણયાખ્ય સમન્વય સિદ્ધ કરે છે. આ દ્વિતીય પાદમાં અષ્ટ અધિકરણ અને દ્વાત્રિંશત્ સૂત્ર છે.

૧. પ્રથમ સર્વત્રપ્રસિદ્ધોપદેશાધિકરણમાં સૂત્રચતુષ્ટય છે. સામવેદીય છાન્દોગ્યોપનિષદ્ના પઞ્ચમ પ્રપાઠકમાં "अथ खलु क्रतुमयः पुरुषः × × × × × स क्रतुं कुर्वीत मनोमयः प्राणशरीरो भारूपः सत्यसङ्कल्प आकाशात्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः" શ્રુતિ છે, અત્ર मनोमयः ઇત્યાદિ વાક્યનો અર્થ વિજ્ઞાનમય જીવ નથી, પરન્તુ આનન્દાત્મક પ્રાણશરીરાદિરૂપ અન્તર્યામી પરમાત્મા અર્થ છે, કારણ કે (૧) સર્વત્ર વેદાન્તમાં–ઉપનિષદ્માં–પરમાત્મા જ પ્રસિદ્ધ છે અને તે પરમાત્માનો જ અત્ર પણ ઉપદેશ છે, (૨) વિવક્ષિત લોકાન્તરીયતાદૃશસ્વરૂપપ્રાપ્તિ ગુણ બ્રહ્મજ્ઞાનપક્ષમાં પણ ભગવત્સ્વરૂપલાભથી અથવા સારૂપ્યલાભથી ઉપપન્ન જ છે, ભગવત્સેવોપયોગી ભગવલ્લોકસ્થ અપ્રાકૃત અલૌકિક નિર્દોષ બ્રાહ્મ દેહ ગુણ છે, પુરુષ જે પ્રકારે ક્રતુ–ઉપાસના–કરે તે પ્રકારે આ લોકમાંથી પ્રયાણાનન્તર સઙ્કલ્પાનુરૂપ ફલ પ્રાપ્ત કરે છે, ઉપાસના નાનાવિધ છે તેથી પ્રાકૃત ઉપાસનાનું પ્રાકૃત ફલ અને અપ્રાકૃત સેવાનું અપ્રાકૃત ફલ પુરુષ પ્રાપ્ત કરે છે, તથા ઉપનિષદ્માં सत्यसंङ्कल्पः પદ છે તેથી પણ અત્ર પ્રાકૃત દેહનો સમ્બન્ધ નથી, (૩) તિરોહિતાનન્દ નિરાકાર શારીર જીવનાં શરીરને–સ્વરૂપને –આનન્દરૂપ પ્રાણનકર્તું ઉપનિષત્ કથે એ પણ ઉપપન્ન નથી, અધ્યાસે કરીને શારીર જીવને જ પ્રાણશરીરરૂપ કહ્યો નથી, તેમ પ્રાણાદિ લૌકિક પણ નથી, અને (૪) અગ્રે "एतमितः प्रेत्याभिसम्भवितास्मि" ઇત્યાદિ ફલવાક્યમાં પ્રાણશરીરરૂપને કર્મ–ધ્યેય અને પ્રાપ્ય–કહ્યું છે, અને શારીર જીવને કર્તા–ધ્યાતા અને પ્રાપ્તા–કહ્યો છે, ભજનીય સ્વરૂપના કથન વિના તાદૃશ ફલ સિદ્ધ થાય નહિ, અર્થાત્ "मनोमयः प्राणशरीरः" ઇત્યાદિ વાક્યમાં ભજનીય પરમાત્માનું જ પ્રતિપાદન છે. ત્યારે હવે વિષયવાક્યનો આ અર્થ સિદ્ધ થયો. "सर्वं खल्विदम्ब्रह्म तज्जलानिति" "शान्त उपासीत" વાક્યમાં બ્રહ્મત્વે કરીને જગત્‌ની જે ઉપાસના કહી તે ઉપાસના વિરાટ્સ્વરૂપ પરમાત્માની જ કહી, આ વિરાટ્સ્વરૂપ તદ્ભાગત અને તદ્ગ્રાહક

| | |
|---|---|
| ३. अनुपपत्तेस्तु न शारीरः ॥ | ૩. ( જીવમાં આનન્દરૂપ પ્રાણશરીરત્વની ) અનુપપત્તિથી તો ( પ્રાણશરીરરૂપાત્ત્વ ) શારીર-જીવ-નહિ, |
| ४. कर्मकर्तृव्यपदेशाच्च ॥ | ૪. અને (પ્રાણશરીર) કર્મનો અને ( ધ્યાતા શારીર ) કર્તાનો વ્યપદેશ છે તેથી. |

પણ કાલ્પનિક નથી તેથી तज्जलान् પદે બ્રહ્મમાંથી જ ઉત્પત્તિ સ્થિતિ અને લયનું કથન કર્યું. આ જગદ્રૂપ પરમાત્માની વિરાડ્ભાવે શાન્તિપૂર્વક ઉપાસનાનું ફલ અન્તઃકરણશુદ્ધિ છે. પૂર્વોક્ત વિરાટ્ પરમાત્માની શાન્ત ઉપાસનાનું ફલ-અન્તઃકરણશુદ્ધિ-પ્રાપ્ત થાય તદનન્તર શું કરવું ? 'પુરુષ ખરે ક્રતુમય છે,' જે પ્રકારે પુરુષ ઉપાસના કરે તે પ્રકારનું ફલ પુરુષ પ્રાપ્ત કરે, વિરાડ્ભાવે પરમાત્માની ઉપાસનાનું ફલ-અન્તઃકરણશુદ્ધિ-થાય અને તેથી નિરસઙ્ગતા પણ પ્રાપ્ત, થાય તથાપિ, "अन्ते या मतिः सा गतिः" "यं यं वापि" ગીતાવાક્યથી અન્તે સર્વાત્મકતા જ ફલ થાય પરપ્રાપ્તિ ફલ સિદ્ધ થાય નહિ, તેથી પરપ્રાપ્ત્યર્થ તો ઉપાયાન્તર આચરવો એમ "स क्रतुं कुर्वीत" પદથી કહ્યું, ઉક્ત વિરાટ્સ્વરૂપ પરમાત્માની શાન્ત ઉપાસનાથી અન્તઃકરણ શુદ્ધ થયું તથાપિ જેવો ક્રતુ તેવું ફલ તેથી મનોમયઃ ઇત્યાદિ પ્રકારે મનનાત્મક ક્રતુ -યત્ન-કરવો, માનસી સેવા કરવી, સર્વત્ર વેદાન્તમાં પ્રસિદ્ધ સર્વાન્તર પરમાત્માનું જ મનન કરવું એમ શ્રુતિએ ઉપદેશ કર્યો. "तत्त्वेव मयं" શ્રુત્યન્તરમાં પણ પરમાત્માનું મનન આવશ્યક કહ્યું છે, તેથી પરમાત્માનું જ મનન કરવું એ યુક્ત પણ છે મનોમયમાં મયટ્ પ્રત્યય વિકારાર્થક છે તેથી મનોવિકારભૂત વેદની હિરણ્યગર્ભની અથવા જીવાન્તરની ઉપાસના કરવી એ પક્ષ તો ઘટતો જ નથી, કારણ કે વેદમાં હિરણ્યગર્ભમાં અથવા જીવાન્તરમાં सत्यसङ्कल्पत्वादि ધર્મ જ નથી, અને અત્ર તો सत्यसङ्कल्पत्वादिधर्मविशिष्ट મનોમયનું મનન કરવું એમ ઉપદેશ છે. મનોમયમાં મયટ્ વેદહિરણ્મયાદિવિકારાર્થક નથી પરન્તુ "मनसैवानुद्रष्टव्यः" "स मानसी न आत्मा जनानाम्" 'मनसा तु विशुद्धेन' ઇત્યાદિ શ્રુતિથી મયટ્ પ્રાચુર્યાર્થક છે એમ નિશ્ચય થાય છે, તેથી વિકારાર્થનો ઉદ્વાપ કરીને મયટ્માં પ્રાચુર્યાર્થનો આવાપ કરવો, અને તેથી અત્ર મનોમય પદ આનન્દમયવાચક છે, આનન્દપ્રચુર પરમાત્મવાચક છે એમ સિદ્ધ થઈ જાય છે. "को ह्येवान्यात् कः प्राण्यात्" શ્રુતિમાં આનન્દમયનું પ્રાણદાતૃત્વ સ્પષ્ટ છે, તેથી આનન્દમયસ્વરૂપ મનોમય પ્રાણસ્વરૂપવિગ્રહ છે એ હેતુથી વા એ પ્રકારે તન્મનનનો અત્ર ઉપદેશ છે એમ નિશ્ચિત થાય છે, અને તેથી અત્ર વિષયવાક્યાર્થ આનન્દમયરૂપ પ્રાણશરીરરૂપ અન્તર્યામી પરમાત્મા છે એમ સિદ્ધ થઈ જાય છે. હવે આ વિષયવાક્યના પદના પણ અર્થનું શ્રવણ કરો. આ પરમાત્મા મનોમય છે, આનન્દમયસ્વરૂપ છે, પ્રાણશરીર છે, પ્રાણસ્વરૂપવિગ્રહ છે, ભારૂપ છે, પ્રકાશરૂપ જ્ઞાનાત્મા છે, અને सत्यसङ्कल्प છે, અર્થાત્ આ આનન્દમયસ્વરૂપ પ્રાણસ્વરૂપવિગ્રહ પ્રકાશરૂપ પરમાત્માના સઙ્કલ્પ-વિચાર-સત્ય છે, અવિતથ છે, વિષયને વ્યભિચરતા નથી. આ પરમાત્મા આકાશાત્મા છે, વ્યાપક દુર્જ્ઞેય નીરૂપનીલ સર્વાધાર અને નામનિર્વાહક છે. આ પરમાત્મા સર્વકામ છે, સર્વગન્ધ છે, સર્વરસ છે, પરમાત્માના સકલ કામ ગન્ધ રસ નિર્દોષ સ્વરૂપાત્મક છે, આ પરમાત્મા જ આ સર્વ જગત્ છે તેથી અહિ અન્તર અને બહિર્ ઉભયત્ર પરમાત્મા વ્યાપ્ત છે, અન્તર્બહિઃ ઉભયત્ર પરમાત્માનું પ્રકાશ-જ્ઞાન-થાય છે. આ પરમાત્મા અવાકી છે, એકાદશ ઇન્દ્રિયના કાર્ય કરે

| | |
|---|---|
| २. चतुःसूत्रं शब्दविशेषाधिकरणम् ॥ | દ્વિતીયાધિકરણ ૨. |
| ५. शब्दविशेषात् ॥ | ૫. (હિરણ્મય પરમાત્મા છે,) શબ્દે-હિરણ્મયશબ્દે-કરીને (જીવથી) વિશેષ (ઉક્ત) છે તેથી, |
| ६. स्मृतेश्च ॥ | ૬. સ્મૃતિથી તથા (તન્મૂલભૂત નિઃશ્વાસવચનથી) |

છે, તથાપિ તત્તદ્ ઇન્દ્રિયથી વિરહિત છે, પરમાત્માનું સ્વરૂપ જ તત્તદ્ ઇન્દ્રિયનું કાર્ય કરી લે છે. આ પરમાત્મા અનાદર છે, આપ્તકામ હોવાથી સમ્ભ્રમરહિત સર્વનિરપેક્ષ છે, અને इतः प्रेत्य આ અન્તિમ જન્મમાં આ લોકમાંથી પ્રયાણાનન્તર एतद् ब्रह्म अभिसम्भवितास्मि હું આ પરમાત્માને માનસી સેવાથી પ્રાપ્ત કરીશ, આ અન્તર્યામી પરમાત્મા માનસી સેવાએ કરીને પ્રાપ્ય છે તેથી આ અન્તિમ જન્મમાં હું તેમની માનસી સેવા કરીશ અને આ લોકમાંથી પ્રયાણાનન્તર તે માનસી સેવાનું ફલ મને પ્રાપ્ત થશે, ભજનીય અન્તર્યામી પરમાત્માની મને પ્રાપ્ત થશે.

૨. દ્વિતીય શબ્દવિશેષાધિકરણમાં પણ સૂત્રચતુષ્ટય છે. વાજસનેયિ બૃહદારણ્યકમાં નહિ પરન્તુ તે જ શાખાના ઉપનિષદન્તરમાં સમાન પ્રકરણમાં "यथा व्रीहिर्वा यवो वा श्यामाको वा श्यामाकतण्डुलो वैवमयन्तरात्मन् पुरुषो हिरण्मयः" શ્રુતિ છે, અત્ર હિરણ્મય જીવ નથી, પરન્તુ પરમાત્મા છે, કારણ કે (૧) હિરણ્મય શબ્દથી જ આનન્દૈકરૂપ વિશેષનું સ્પષ્ટ કથન છે, (૨) 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति" ઇત્યાદિ સ્મૃતિમાં તથા તન્મૂલભૂત "विश्वरूपं हिरण्मयम्" ઇત્યાદિ નિઃશ્વાસમાં-શ્રુતિમાં-પણ હૃદ્દેશમાં પરમાત્માની સ્થિતિનું સ્પષ્ટ કથન છે, (૩) વ્યાપક પરમાત્માની હૃદયપ્રદેશમાં સ્થિતિ અને વ્રીહિયવાદિરૂપતા અયુક્ત છે એમ પણ ન કહેવું, નિદિધ્યાસાનન્તર સાક્ષાત્કાર હૃદયમાં-અન્તઃકરણમાં-જ થાય છે, ભક્તિમાર્ગમાં તો બહિઃ પણ સ્પર્શાદિ થાય છે એ વિશેષ છે. "किमत्र भद्रम्" ઇત્યાદિ મન્ત્રથી અધ્વર્યુના અને યજમાનના પરસ્પર હસ્તપદ્મગ્રાહ્ય "चत्वार उवरवाः प्रादेशमात्राः" ઇત્યાદિ કલ્પોક્ત પ્રકારે પ્રાદેશમાત્ર આકાશસ્વરૂપ અભિવ્યક્ત કરાય છે, તેથી કાંઇ આકાશની વ્યાપકતાનો ભઙ્ગ થતો નથી, તેમ જરાયુજાદિ ચતુર્વિધ ભૂતના અન્તર્હૃદયમાં વિરાજમાન પરમાત્મા વ્રીહિસમાન યવસમાન, શ્યામાકસમાન અને શ્યામાકતણ્ડુલસમાન પણ છે તેટલામાત્રથી કાંઇ "अतःपरं नान्यदणीयसं हि परात्परं महतो महान्तम्" ઇત્યાદિ તૈત્તિરીયશ્રુત્યુક્ત અનેકપરિમાણક પરમાત્માની પણ વ્યાપકતાનો ભઙ્ગ થઈ જતો નથી, અને (૪) પરમાત્મા હૃદયમાં સ્થિતિ કરે છે તેથી જીવવત્ સુખદુઃખસાક્ષાત્કારાદિ પ્રાપ્ત થશે એમ પણ ન કહેવું, કારણ કે જીવને બ્રહ્મભાવ પ્રાપ્ત થયો નથી તેથી બન્ધદશામાં જીવ કામકર્માદિપરાધીન છે અને પરમાત્મા તો સદૈવ સર્વરૂપ આનન્દરૂપ સ્વતન્ત્ર છે, આ પ્રકારે પરમાત્મામાં જીવથી વૈશિષ્ટ્ય છે, તેથી પરમાત્મા તો સ્વાપેક્ષિત જ આનન્દભોગ કરે છે, કર્માદિવશ જીવવત્ અનપેક્ષિત દુઃખાદિસાક્ષાત્કાર પણ કરતા નથી. સર્વ વેદ જે પરમાત્માના નિઃશ્વાસ છે તે પરમાત્માના મુખપદ્મમાંથી વિનિઃસૃત શ્રીમદ્ભગવદ્ગીતોપનિષદ્‌ને સૂત્રકારે આ અધિકરણના દ્વિતીય સૂત્રમાં 'સ્મૃતિ' સંજ્ઞા કેમ અર્પી એ મીમાંસા તો રામાનુજાદિ વૈષ્ણવ આચાર્યોએ પણ કરી નથી, તેથી શ્રીમદ્વૈશ્વાનરાચાર્ય

| | |
|---|---|
| ૭. अर्भकौकस्त्वात् तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्यत्वादेवं व्योमवच्च ॥ | ૭. અર્ભકૌકસ્–સ્વલ્પ હૃદયરૂપ સ્થાન–છે તેથી, અને તેના–વ્રીહ્યાદિતુલ્ય પરિમાણ-ના–વ્યપદેશથી ( આ બ્રહ્મવાક્ય ) નહિ એમ જો (કહો તો તેમ) નહિ, નિચાય્ય-ત્વથી–પરમાત્મા હૃદયમાં દ્રષ્ટવ્ય છે તેથી–અને એમ-વ્રીહિતુલ્યતાપ્રતિપાદન-વ્યોમવત્ –આકાશવત્ ચતુર્વિધભૂતાન્તર પરમાત્મા છે એમ જ્ઞાન કરાવવું છે તેથી, |
| ૮. सम्भोगप्राप्तिरिति चेन्न वैशेष्यात् ॥ | ૮. ( હૃદયમાં પરમાત્માની સ્થિતિથી જીવવત્ પરમાત્માને પણ સુખદુઃખના ) સમ્ભોગ-ની પ્રાપ્તિ (થશે) એમ જો (કહો તો તેમ) નહિ, ( જીવથી બ્રહ્મનું સર્વરૂપત્વાદિ ) વૈશેષ્ય છે તેથી. |

નિજ ભાષ્યમાં આ પ્રકારે શ્રીમદ્ભગવદ્ગીતોપનિષદ્નું સ્મૃતિત્વ સ્પષ્ટ કરે છે. तन्त्वौपनिष-दम्पुरुषम्पृच्छामि શ્રુતિથી બ્રહ્મ કેવલોપનિષદેકવેદ્ય છે, પ્રમાણાન્તરે વેદ્ય–જ્ઞેય–નથી, શિષ્ય-રૂપે પ્રપન્ન અર્જુન પુષ્ટિભક્ત ન હતો, તેથી ભગવદ્વાકયમાં અર્જુનનો નિર્વિ-ચિકિત્સ વિશ્વાસ ન હતો, યુદ્ધકાર્યકારણાર્થ પરમાત્માએ જે અર્જુનને રથી સ્થાપ્યો હતો અને સ્વયં તે રથીના સારથિ થઈ ગયા હતા તેવા સાહક્ષ્કાર રથાં અર્જુનને તેવા દારુણ દેશકાલમાં ઉપનિષદ્નું કથન થાય એમ ન હતું, તેથી " यो वै वेदांश्च प्रहिणोति तस्मै " ઇત્યાદિશ્રુત્યુક્ત - ગુરુરૂપને–મર્યાદાપ્રતિપાદકવેદવક્તૃ અક્ષરાત્મક રૂપને—વેદાર્થને અને તત્તાત્પર્યને પણ સ્મરીને અક્ષરથીએ ઉત્તમ પરમાત્માએ સ્મૃતિરૂપ વાક્યનો ઉચ્ચાર કર્યો તેથી સૂત્રકારે 'શ્રીમદ્ભગવદ્ગીતોપનિષદ્ને ' સ્મૃતિ ' કથી, અને પરમાત્મમુખપદ્મવિનિર્ગત શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનિષદ્ના પણ અર્થની નિશ્ચાયિકા છે, તેથી ઉપન્યાસપૂર્વક શ્રીમદ્-ભગવદ્ગીતાની પણ મીમાંસા–વિચારણા–સૂત્રકારે કરી. પરમાત્માએ અર્જુનના અધિકારાનુ-સાર બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરીને નિજ કૃપાલુતાથી " सर्वगुह्यतमम् " ઇત્યાદિથી ભક્તિનો અને પ્રપત્તિનો જ ઉપદેશ કર્યો, તેથી પરમાત્માએ શ્રીમદ્ભગવદ્ગીતામાં પૂર્વે જે જે નિર્ણયની આજ્ઞા કરી તે તે સર્વ નિર્ણય પણ ભક્તિનાં અને પ્રપત્તિનાં જ અઙ્ગ છે એમ નિશ્ચય કરવો. "करिष्ये वचनं तव" ઇત્યાદિથી અર્જુનનું વિજ્ઞાન પણ તેવું ભક્તિપ્રપત્ત્યનુકૂલ જ જણાય છે. વ્યાસજી બુદ્ધવત્ નથી પરન્તું પરમાત્માના જ્ઞાનાંશ છે, તેથી જ્ઞાનાંશ સૂત્ર-કારે બ્રહ્મસૂત્રમાં પુરાણની પણ મીમાંસા કરી તેમાં દોષ નથી. કિઞ્ચ, આ અધિકરણના તૃતીય સૂત્રથી એક નવ્ય અધિકરણ પણ પ્રારમ્ભાય છે. તે આ પ્રકારે. ઉક્ત તૃતીય સૂત્રમાં પૂર્વ પક્ષમાં च છે અને ઉત્તરપક્ષમાં પણ च છે, તેથી એતાદૃશ વાક્યાન્તરમાં પૂર્વાધિ-કરણથી વૈલક્ષણ્યની અને ઉપપત્તિની પણ સ્ફૂર્તિ થાય છે. અત્ર તૈત્તિરીયશાખીય મહા-નારાયણોપનિષદ્માં "आदित्यो वा एष एतन्मण्डलं तपति × × × × × य एषोन्तरादित्ये हिरण्मयः पुरुषः" શ્રુતિ ઉદાહરણ છે, તેથી અન્યવત્ તૈત્તિરીય ઉદાહરણશ્રુતિમાં પણ हिरण्मय જીવ નથી પરન્તુ પરમાત્મા છે, જેમ પરમાત્મા હૃદયમાં નિચાય્ય–જ્ઞેય–છે તેમ પરમાત્મા

५. पञ्चसूत्रमन्तर उपपत्तेरित्याधिकरणम् ॥

पञ्चमाधिकरण.

१३. अन्तर उपपत्तेः ॥

१३. अन्तरे–अक्षिना मध्यमां दृश्य–(परमात्मा ज छे, तेना दर्शनादिनी) उपपत्तिथी,

१४. स्थानादिव्यपदेशाच्च ॥

१४. (परमात्माने ज उद्देशीने) स्थानादिनो व्यपदेश छे तेथी, तथा (तुल्य वाक्यमां पण एवो ज अर्थ छे तेथी),

"यो वेद निहितं गुहायाम्" इत्यादि श्रुतिमां स्वस्वरूपे ब्रह्मना ज प्रवेशनुं स्पष्ट निष्प्रत्यूह श्रवण छे, एक ज हृदयाकाशमां बद्ध अने मुक्त एम जीवद्वयनो प्रवेश तो घटतो पण नथी. पूर्व अधिकरणमां परमात्मानो स्वाभिलपित भोग एक प्रकारे सिद्ध कर्यो, अने "द्वा सुपर्णा" श्रुति सर्व ज भोगनो परमात्मामां निषेध करती नथी परन्तु मात्र जीववत् ज भोगनो निषेध करे छे, आ प्रकारे परमात्मा भोकता तो छे ज, तेथी आ अधिकरणमां सूत्रकार प्रकारान्तरे–जीवसहित–स्वाभिलपित महाभोगनुं प्रतिपादन करे छे. त्यारे हवे विषयवाक्यना पदनो अर्थ आ प्रकारे परमात्मपरत्वे करवो. "ऋतं सत्यं परं ब्रह्म" श्रुतिथी प्रकृत "ऋतम्पिबन्तौ" मन्त्रमां ऋतम्‌नो अर्थ परमात्मा वा स्वरूपामृत थाय छे, अने तेथी ऋतम्पिबन्तौनो अर्थ 'स्वरूपामृत पानकर्ता जीव अने परमात्मा' थाय छे. "तस्मात् तत् सुकृतमुच्यते" श्रुतिथी सुकृतम् पद पण ब्रह्मवाचक छे, अने तेथी सुकृतस्य लोके पदनो अर्थ 'सुकृत ज लोकमां अर्थात् ब्रह्मलोकमां' थाय छे. आ प्रकारे अर्थ करवाथी सुकृतस्य पदमां स्य उपचारमात्र थई जाय छे, ते न रुचे तो 'सुकृतना अक्षरब्रह्मात्मक लोकमां' एम पण अर्थ सुशक्य छे. परार्धे पदनो अर्थ परार्धनी–सत्यलोकनी–समीपे–उपरि–' थाय छे, अर्थात् परमात्मानो अक्षरब्रह्मात्मक लोक सत्यलोकथी पण उपरि छे, आ लोक परम छे, परमात्मानुं मान–परिमाण–आ ब्रह्मलोकमां–अक्षरधाममां–थाय छे, अथवा परमात्मानां श्रीलक्ष्मीजी आ ब्रह्मलोकमां वा अक्षरधाममां विराजमान छे, तादृश अक्षर धाममां गुहामां सत्यब्रह्मलोकस्थ दहरपुण्डरीकवेश्ममां अथवा श्रीगिरिराजनी कोईक निकुञ्जदरीमां परमात्मा अने तत्सयुक् जीव–भक्त–स्वरूपामृतनुं पान करे छे. परमात्मा प्रकटानन्द छे तेथी आतप छे, अने सायुज्यप्राप्त सयुक् भक्त प्रकटानन्द परमात्मानी छाया छे, तादृश भक्तमां परमात्मानुं प्रतिसारूप्य छे, प्रतिबिम्बवद्विपरीत सारूप्य छे, जेनुं यथार्थ ग्रहण नहि थई शकवाथी ज मायावादी जीवने प्रतिबिम्ब कहे छे. वेदना काण्डत्रयमां पण आ ज परमात्मानो आ प्रकारनो ब्रह्मवाद प्रकाशमान छे; तेथी ज्ञाननिष्ठ ब्रह्मविद् उपासनानिष्ठ पञ्चाग्नि अने जे कर्मनिष्ठ छे ते त्रिणाचिकेता पण–एम ज्ञानी उपासक अने कर्मी त्रणे–परोक्षप्रिय परमात्मानां सन्तोषार्थ परोक्ष वदे छे, जेथी जेमने आ स्वरूपामृतपानकर्तानुं परिदर्शन नथी तेमने परोक्ष पण कांईक बोध थाय.

५. परमात्मा मनोमयत्वादिधर्मवान् छे, हिरण्यश्मश्रुत्वादिधर्मवान् छे, भोक्ता छे, अने अलौकिकभोगयोगमां पण सर्वथा दोषरहित छे, एम अत्रपर्यन्त सिद्ध थयुं, परमात्मानी निर्दोषतानुं पण बीज निज प्रकट सच्चिदानन्दमयता छे ए प्रतिपादन करवाना उद्देशथी आ नव्य भव्य अधिकरण रचाय छे. आ पञ्चम अन्तरउपपत्तेरधिकरणनां पञ्च सूत्र छे.

# દ્વિતીયાધ્યાય.*

હવે. સ્મૃત્યનવકાશદોષપ્રસઙ્ગ ઇતિ ચેન્નાન્યસ્મૃત્યનવકાશદોષપ્રસઙ્ગાત્ ઇત્યાદિ સૂત્રદ્વયથી પ્રથમ

---

* પ્રથમાધ્યાયમાં વિવાદાસ્પદ વેદાન્તવાક્યોનો સમન્વય બ્રહ્મપરત્વે સિદ્ધ થયો, બ્રહ્મવાદ શ્રુતિસમન્વિત છે એમ સિદ્ધ થયું. શ્રુતિસમન્વિત બ્રહ્મવાદને દૃઢ કરવાને આ દ્વિતીય અવિરોધાધ્યાયનો પ્રારમ્ભ છે. ઉભય શ્રુતિમાં પરસ્પર વિરોધ પ્રતીત થતો હોય તેટલામાત્રનો જ પરિહાર આ અધ્યાયમાં કરવાનો છે એમ નથી, પરન્તુ શ્રુતિનો અને સ્મૃતિનો પરસ્પર પ્રતીયમાન વિરોધ પણ અત્ર જ પરિહરીને અવિરોધ સિદ્ધ કરવાનો છે. શ્રુતિ સ્વતઃપ્રમાણ છે એમ પૂર્વમીમાંસામાં સંસિદ્ધ છે, તેથી સ્વતઃપ્રમાણ શ્રુતિનો વિરોધ આચરતી કેટલીક સ્મૃતિને અને કેવલલોકમાત્રસિદ્ધ જ યુક્તિને પણ દૂષીને તત્કૃત વિરોધનો પરિહાર અત્ર કરવાનો છે. જ્યાં સઙ્કોચનો પ્રસઙ્ગ પ્રાપ્ત થાય ત્યાં પૂર્વોક્ત શ્રુતિવિરુદ્ધ સ્મૃતિનો અને લૌકિક યુક્તિનો જ સઙ્કોચ કરવો, પરન્તુ તેથી શ્રુતિવિરુદ્ધ સ્મૃતિના અને લૌકિક યુક્તિના વિરોધમાત્રથી સ્વતઃપ્રમાણ શ્રુતિનો જ સઙ્કોચ ન કરી લેવો; તેમ જ શ્રુત્યર્થવિચારમાં તેવી શ્રુતિવિરુદ્ધ સ્મૃતિયુક્તિનું અનુસરણ પણ સર્વથા ન જ કરવું. શ્રુતિવિરુદ્ધ સ્મૃતિ ભ્રાન્તિમૂલક છે, શ્રુતિવિરુદ્ધ ભ્રાન્તિમૂલક સર્વ જ સમય–યુક્તિનિયમ–યુક્તિ નથી પરન્તુ અયુક્તિ જ છે, તેથી તેવા શ્રુતિવિરુદ્ધ ભ્રાન્તિમૂલક અયુક્તિરૂપ સર્વ સમયના–યુક્તિનિયમના–વિરોધમાત્રથી સ્વતઃપ્રમાણ વૈદિક વચનમાં શઙ્કાનો પ્રસઙ્ગ પ્રાપ્ત થતો નથી એમ અધ્વાદિ પણ બ્રહ્મવાદને જ સમ્મતિ અર્પે છે. શ્રુતિમાં પ્રતીયમાન વિરોધનું પ્રતિવિધાન સર્વથા કરવું, અન્યથા વિવક્ષિત અર્થનું નિઃસન્દિગ્ધ જ્ઞાન ન થાય. સાઙ્ખ્યોપન્યસ્ત સર્વ શ્રુતિનું પર્યવસાન પણ બ્રહ્મમાં જ થાય છે તેથી શ્રુતિમાં સાઙ્ખ્ય મતને સ્થાન નથી શ્રુતિસમન્વિત તો માત્ર બ્રહ્મવાદ જ છે એમ સમન્વયાધ્યાયના ચતુર્થ પાદમાં સિદ્ધ કરી આપ્યું, હવે શ્રુતિસમન્વિત પણ બ્રહ્મવાદમાં સાઙ્ખ્ય નિજ કાપિલ સ્મૃતિનો વિરોધ દર્શાવીને શ્રુતિસમન્વિત બ્રહ્મવાદનું શૈથિલ્ય ઇચ્છીને સ્મૃતિથી નિજ મતનો ઉપષ્ટમ્ભ ચિકીર્ષે છે, તેથી સૂત્રકાર સ્મૃતિનો વિરોધ સ્મૃતિથી જ પરિહરીને શ્રુતિસ્મૃતિસંસિદ્ધ બ્રહ્મવાદ શિથિલ થઈ શકતો નથી પરન્તુ શ્રુતિવિરુદ્ધ સાઙ્ખ્ય મત સ્મૃતિથી પણ વિરુદ્ધ છે અને તેથી શ્રુતિસ્મૃતિવિરુદ્ધ સાઙ્ખ્ય મત સર્વથા અશબ્દ જ છે એમ સિદ્ધ કરે છે. શ્રુતિથી અને સ્મૃતિથી પણ પ્રત્યાખ્યાત સાઙ્ખ્ય હવે યુક્તિનો પુરસ્કાર કરીને શ્રુતિસ્મૃતિસંસિદ્ધ બ્રહ્મવાદને પ્રતિષેધવાની ધૃષ્ટતા કરે છે, તેથી સૂત્રકાર બ્રહ્મવાદમાં યુક્તિપ્રતિષેધ પરિહરીને શ્રુતિસ્મૃતિવિરુદ્ધ અશબ્દ સાઙ્ખ્ય મત યુક્તિથી પણ પ્રતિષિદ્ધ છે એમ સિદ્ધ કરી આપે છે. શ્રુતિથી સ્મૃતિથી અને યુક્તિથી બ્રહ્મવાદને પ્રતિષેધવાના સાઙ્ખ્યકૃત સર્વ પ્રયત્ન નિષ્ફલ થાય છે એટલું જ નહિ પરન્તુ નિજ સાઙ્ખ્ય મત જ શ્રુતિથી વિરુદ્ધ સ્મૃતિથી વિરુદ્ધ અને અન્તે યુક્તિથી પણ વિરુદ્ધ છે એમ વિપરીત ફલ દ્વિતીયાધ્યાયના પ્રથમ પાદમાં સાઙ્ખ્ય અનુભવે છે ત્યારે શ્રુત્યાદિનિરપેક્ષ સાઙ્ખ્ય મત સ્વતન્ત્રતાથી જ ફલસાધક છે એમ યુક્તિસ્વાતન્ત્ર્યવાદનો સમાશ્રય સાઙ્ખ્ય કરે છે. યદ્યપિ સાઙ્ખ્ય મત શ્રુત્યાદિસમન્વિત નથી; તે શ્રુતિથી વિરુદ્ધ છે, સ્મૃતિથી વિરુદ્ધ છે, અને યુક્તિથી પણ વિરુદ્ધ છે, તથાપિ શ્રુત્યાદિની અપેક્ષા વિના જ સ્વતન્ત્રતાથી સાઙ્ખ્ય મતનું અવલમ્બન કરવાથી તદુક્ત પ્રકૃતિપુરુષના

**દ્વિતીયાધ્યાયનો પ્રથમ પાદ.**

સ્મૃત્યધિકરણ.[1] પ્રથમાધ્યાયમાં વિવાદાસ્પદ વેદાન્તવાક્યોનો બ્રહ્મ-પરત્વે સમન્વય પ્રતિપાદિત થયો, હવે શ્રુતિના અને સ્મૃતિના અવિરોધનું પ્રતિપાદન કરાય છે. આ અધ્યાયમાં પ્રથમ અને દ્વિતીય પાદની અધિકરણરચના સ્પષ્ટ નથી તેથી તેનો યથાકથઞ્ચિત્ ઊહ કરી લેવો, પ્રકૃતિકારણતાપ્રતિપાદક કપિલસ્મૃતિએ કરીને શુદ્ધબ્રહ્મકારણતાપ્રતિપાદક શ્રુતિઓનો બ્રહ્મ-સમન્વયમાં બાધ થાય છે કે થતો નથી આ પ્રકારે સંશય, ધર્મમાં ભેદનો અવકાશ છે કપિલસ્મૃતિનો મન્વાદિસ્મૃતિવત્ કર્મમાં ઉપયોગ નથી કેવલ મોક્ષમાં જ ઉપયોગ છે અને જો મોક્ષમાં પણ કપિલસ્મૃતિ અનવકાશ થાય તો તે સ્મૃતિ જ વ્યર્થ થઈ જાય તેથી સાઙ્ખ્ય સ્મૃતિથી વૈદિક સમન્વયનો બાધ થાય છે એ પ્રકારે પૂર્વપક્ષ, "હું સર્વ જગતનો પ્રભવ અને પ્રલય છું" ઇત્યાદિશ્રુતિસંવાદિની શુદ્ધબ્રહ્મકારણતાપ્રતિપાદિકા સ્મૃતિ અનવકાશ થઈ જાય તેથી સાઙ્ખ્યસ્મૃતિએ કરીને વૈદિક સમન્વય બાધિત થતો નથી આ પ્રકારે સિદ્ધાન્ત, સાઙ્ખ્યાદિ શાસ્ત્રનિર્માણમાં કપિલાદિ મહર્ષિઓની પ્રવૃત્તિ તો શુદ્ધબ્રહ્મવાદાનધિકારી હીનાધિકારીઓને આત્માનાત્મવિવેકદ્વારા તે તે શાસ્ત્રોમાં કથિત ફલસમ્પાદનાર્થ છે, તેમાં પણ નિષિદ્ધ સાઙ્ખ્ય અને યોગનું, તેમ જ શાક્તાદિ મતોનું પણ, ફલ તો નરક જ છે. આ પ્રકારે મન્દમધ્યમાધિકારીના ભેદે કરીને કેટલાક શાસ્ત્રો તાદૃશફલસાધક છે, પરન્તુ સર્વથા નિષિદ્ધ શાસ્ત્રો તો કેવલ વ્યર્થ જ છે એટલું જ નહિ પરન્તુ

---

વિવેકથી મોક્ષ ફલ સિદ્ધ થઈ શકે છે તેથી શ્રુત્યાદિવિરુદ્ધ પણ સાઙ્ખ્ય મત સ્વતન્ત્રતાથી આદરણીય છે એમ યુક્તિસ્વાતન્ત્ર્યવાદનું તૃણાવલમ્બન સાઙ્ખ્ય કરે છે, ત્યારે આ પ્રસઙ્ગે સૂત્રકાર વેદથી બાહ્ય અને વેદથી અબાહ્ય સર્વ જ મતનું ચૂર્ણશઃ ખણ્ડન કરીને તે સર્વની કેવલ અયૌક્તિકતા સિદ્ધ કરીને તે સર્વ મતની ભ્રાન્તતા સંસિદ્ધ કરીને સ્વતન્ત્રતાથી પણ તેમાંનું એક મત મોક્ષફલસાધક નથી એમ દ્વિતીય પાદમાં પ્રતિપાદન કરે છે. શ્રુતિવિરુદ્ધ સ્મૃતિ અને યુક્તિ ઉભયે નિષ્ફલ અને વિપરીતફલક પણ છે, એમ આ પ્રકારે પાદદ્વયપર્યન્ત સિદ્ધ કરીને શ્રુતિસૂત્રસમન્વિત બ્રહ્મવાદમાં શ્રુતિવિરુદ્ધ સ્મૃતિનો અને યુક્તિનો વિરોધ પરિહરીને નિજ બ્રહ્મવાદ નિષ્કણ્ટક કરીને શ્રુતિમાં પરસ્પર પ્રતીયમાન વિરોધની પણ પરિજિહીર્ષાથી સૂત્રકાર તૃતીય અને ચતુર્થ પાદ પ્રકટ કરે છે. આકાશાદિની ઉત્પત્તિ તેમનું સ્વરૂપ તેમનો ઉત્પત્તિક્રમ તેમ જ જીવસ્વરૂપ અને તદ્ધર્મ તૃતીય પાદમાં વિચારીને તદનન્તર ઇન્દ્રિયના ઉત્પત્તિક્રમની અને તત્સ્વરૂપાદિની મીમાંસા ચતુર્થ પાદમાં કરીને શ્રુતિનો પણ પરસ્પર અવિરોધ સિદ્ધ કરે છે. બ્રહ્મવાદાતિરિક્ત મતમાત્રમાં શ્રુતિનો સ્મૃતિનો અને યુક્તિનો વિરોધ છે અને બ્રહ્મવાદમાં શ્રુતિનો સ્મૃતિનો અને યુક્તિનો કોઈ પણ પ્રકારે વિરોધ રહેતો નથી, તેથી સમન્વિત બ્રહ્મવાદ અવિરુદ્ધ પણ છે એમ સૂચવીને સૂત્રકાર આ સમ્પૂર્ણ દ્વિતીયાધ્યાયની 'અવિરોધ' સમાખ્યા સાર્થક કરે છે, કારણ કે સમન્વિત બ્રહ્મવાદમાં પરસ્પર શ્રુતિનો સ્મૃતિનો વા યુક્તિનો વિરોધ નથી સમન્વિત પણ બ્રહ્મવાદ અવિરુદ્ધ જ છે એમ સિદ્ધ થાય તદનન્તર જ તદુક્ત સાધનથી તાદૃશ ફલ પ્રાપ્ત કરવાને પ્રેક્ષાવાન્ પ્રવૃત્ત થાય એમ આર્ય અનુશાસન છે.

૧. અત્ર પ્રથમ ત્રણ સૂત્રમાત્ર જ છે એમ કેટલાક કહે છે, કેટલાક ત્રણે સૂત્રમાં એકેક સૂત્રનું એકેક અધિકરણ ઇચ્છે છે, અને કેટલાક પ્રથમ સૂત્રદ્વયનું એક અધિકરણ

તેવાં નિષિદ્ધ શાસ્ત્રોને અનુસરીને ભગવદ્ભાવવિરોધ આચરવાથી નરકપાત પણ થાય છે. આ સર્વ નિબન્ધના સર્વનિર્ણયપ્રકરણમાં વિવેચિત છે ॥ ૧ ॥ હવે एतेन योगः प्रत्युक्तः આ એક જ સૂત્ર કરીને દ્વિતીય[૨] યોગપ્રત્યુક્ત્યધિકરણ, વૈદિક સમન્વય યોગસ્મૃતિથી સઙ્કોચિત થાય છે કે સઙ્કોચિત થતો નથી આ પ્રકારે સંશય, સઙ્કોચિત થાય છે એ પ્રકારે પૂર્વપક્ષ, સઙ્કોચિત થતો નથી આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૨ ॥ હવે न विलक્षणत्वादस्य

---

માનીને તૃતીય સૂત્રનું દ્વિતીય અધિકરણ રચે છે, ઉપનિષદુક્ત વિષય અપ્રત્યક્ષ છે તેથી તેવા અપ્રત્યક્ષ વિષયના નિર્ણયમાં કેવલ શ્રુતિવિચારથી જ બ્રહ્મવાદ સ્વીકારી ન લેતાં સ્મૃતિને અનુસરીને નિર્ણય કરવો યોગ્ય છે, હવે મન્વાદિ સ્મૃતિનો તો ધર્મમાં પણ ઉપયોગ થાય એમ છે, મન્વાદિ સ્મૃતિ તો ધર્મમાં પણ સાવકાશ છે, પરન્તુ કપિલાદિમહર્ષિકૃત સાંખ્ય સ્મૃતિ તો કેવલ મોક્ષોપયોગિની જ છે, અને મોક્ષમાં પણ કાપિલ સ્મૃતિનો ઉપયોગ ન થાય તો નિરવકાશ સાંખ્ય સ્મૃતિની વ્યર્થતા પ્રાપ્ત થઈ જાય, એટલું જ નહિ પરન્તુ તન્મૂલભૂત નિત્યાનુમેય શ્રુતિનો વિરોધ પ્રાપ્ત થાય, અને મહર્ષિ કપિલના પ્રત્યક્ષનો—સાક્ષાત્કારનો—પણ વિરોધ પ્રાપ્ત થાય, આ પ્રકારની શઙ્કાનો પ્રસઙ્ગ જ નથી, वेदान्तकृद्वेदविदेव चाहम् સ્મૃત્યનુસાર સર્વવેદવેત્તા વેદાન્તકર્તા ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતામાં "अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः" ઇત્યાદિ આજ્ઞા કરી છે, તેથી કાપિલવ્યતિરિક્ત શુદ્ધબ્રહ્મકારણવાચક ગીતાદિ પુષ્કલ સ્મૃતિઓ નિરવકાશ ન થાય એ પ્રકારે જ વેદાન્તવાક્યનો નિર્ણય કરવો ઉચિત છે. ઉપનિષદુક્ત વિષય અપ્રત્યક્ષ છે, તેથી તેવા અપ્રત્યક્ષ વિષયનો નિર્ણય શુદ્ધબ્રહ્મકારણવાચક ગીતાદિ પુષ્કલ સ્મૃતિને અનુસરીને જ કરવો. કપિલસ્મૃતિ પણ નિરવકાશ નથી. જે મુમુક્ષુ પુરુષોત્તમપ્રાપ્તિના અધિકારી નથી તેવા અધિકારીને પ્રકૃતિથી અને પ્રાકૃતથી વિવિક્ત પુરુષનું જ્ઞાન કરાવીને અહન્તામમતાનાશાનન્તર સર્વથા નિરહઙ્કૃતિ સિદ્ધ કરાવીને તદનન્તર સ્વરૂપાવસ્થિતિ કરાવવામાં કાપિલ સ્મૃતિ પણ સાવકાશ જ છે. કપિલસ્મૃતિમૂલભૂત નિત્યાનુમેય શ્રુતિનો અને મહર્ષિપ્રત્યક્ષનો પણ વિરોધ નથી, કપિલાદિ મહર્ષિનો આશય અને તત્સ્મૃતિમૂલભૂત નિત્યાનુમેય શ્રુતિનું પણ તાત્પર્ય પ્રત્યક્ષ શ્રુતિથી અવિરુદ્ધ જ પદાર્થમાં છે. લોકમાં અને વેદમાં પ્રકૃતિવ્યતિરિક્ત મહત્તત્ત્વાદિ પદાર્થની કપિલોક્ત પ્રકારે ઉપલબ્ધિ પણ થતી નથી; તેથી અન્યત્ર સાવકાશ કાપિલ સ્મૃતિનો સઙ્કોચ કરીને શ્રીમદ્ભગવદ્ગીતાનુસાર જ ઉપનિષદ્વાક્યનો નિર્ણય કરવો ઉચિત છે.

૨. આ અતિદેશસૂત્ર છે, યોગસ્મૃતિ પણ સાઙ્ખ્યસ્મૃતિસમાન છે, તેથી સાઙ્ખ્યસ્મૃતિના નિરાકરણથી યોગસ્મૃતિનું પણ નિરાકરણ થઈ ગયું એમ જાણવું. હિરણ્યગર્ભની યોગસ્મૃતિમાં અને પાતઞ્જલ દર્શનમાં ઈશ્વરતત્ત્વનો અભ્યુપગમ છે, તેમાં વેદાન્તવિહિત મોક્ષસાધન યોગનું અભિધાન છે, તેના વક્તા હિરણ્યગર્ભ વેદવેદાન્તપ્રવર્તનમાં અધિકૃત છે, હિરણ્યગર્ભવાક્ય સર્વપૂજ્ય છે, પતઞ્જલિ પણ સર્વમાન્ય છે, પાતઞ્જલ દર્શનનું ભાષ્ય પણ વ્યાસે કર્યું છે, અને યોગસ્મૃતિનું તો મૂલ પણ શ્વેતાશ્વતરાત્મક પ્રત્યક્ષ શ્રુતિ છે, આ પ્રકારે યોગસ્મૃતિ સાઙ્ખ્યસમાન નથી એમ શઙ્કા ન કરવી, ભેદ પ્રકૃતિસ્વાતન્ત્ર્ય અને સોપાધિક ઈશ્વર આ ત્રણ વિષયમાં તો યોગસ્મૃતિ સાઙ્ખ્યસમાન જ છે, એટલું જ નહિ પરન્તુ યોગ-

तदात्वकत्व शब्दात् ઇત્યાદિ સૂત્રત્રયે કરીને તૃતીય[૩] વિલક્ષણત્વાદ્યધિકરણ, અત્ર વિલક્ષણત્વ તર્કે કરીને બ્રહ્મજગત્કર્તૃત્વબોધક શ્રુતિઓનો સમન્વય બાધિત થાય છે કે બાધિત થતો નથી આ પ્રકારે સંશય, વિલક્ષણ અચેતન જગત્ ચેતન બ્રહ્મમાંથી ઉત્પન્ન થતું નથી એ પ્રકારે પૂર્વપક્ષ, અચેતન ગોમયમાંથી ચેતન વૃશ્ચિકની ઉત્પત્તિ થાય છે અને ચેતન પુરુષમાંથી અચેતન કેશાદિની ઉત્પત્તિ થાય છે તેથી પૂર્વપક્ષીએ ઉક્ત વ્યાપ્તિનો વ્યભિચાર થાય છે, શુદ્ધ તર્કે કરીને વૈદિક સમન્વય બાધિત થતો નથી આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૩ ॥ હવે

---

સ્મૃતિમાં અબ્રહ્માત્મક પ્રધાનકારણવાદ સ્વીકારેલો છે, ઇશ્વર નિમિત્તમાત્ર જ છે એમ અભ્યુપગમ છે, જેમ ઇશ્વર ઉપાદાનકારણ ન હોવાથી તેના સકલ ગુણનું જ્ઞાન ન થવાથી ધ્યાનનો વિષય પણ અપૂર્ણ જ છે, સૃષ્ટિપ્રથમ હિરણ્યગર્ભને સમ્પૂર્ણ જ્ઞાન નથી, તેનું જ્ઞાન સમ્પૂર્ણ હોય તોએ હીનાધિકારીને અર્થે તેણે તેટલું જ કથન કર્યું એમ માનવું યુક્ત છે, મનોનિગ્રહરૂપ સાધનાંશમાં યોગસ્મૃતિનો વિરોધ ન હોવાથી વ્યાસે તે દર્શનનું ભાષ્ય પણ કર્યું તથાપિ મનોનિગ્રહવ્યતિરિક્ત વિભાગમાં યોગસ્મૃતિનો અને વ્યાસસિદ્ધાન્તનો વિરોધ સ્પષ્ટ જ છે, યોગસ્મૃતિદ્વારા ઉપનિષદ્નું ઉપબૃંહણ અયુક્ત જ છે, તેથી હીનાધિકાર્યુપયુક્ત યોગસ્મૃતિનો પણ સઙ્કોચ કરીને શ્રીમદ્ભગવદ્ગીતાથી શ્રુત્યર્થસમન્વય સુદૃઢ કરવો. શ્વેતાશ્વતરમાં યોગનો ઉપદેશ છે તેથી યોગ વૈદિક હશે એ શઙ્કા નિવૃત્ત કરવાને અત્ર પૃથક્ અતિદેશસૂત્રથી સાઙ્ખ્યસમાન યોગનું પણ પ્રત્યાખ્યાન કર્યું.

૩. પૂર્વસિદ્ધ સમન્વયમાં સાઙ્ખ્યસ્મૃતિનો અને તત્સમાન યોગસ્મૃતિનો બ્રહ્મવાદમાં બાધ ન આવતો હોય તથાપિ તર્કનો બાધ આવે છે, યદ્યપિ વ્યાસમતાનુસારી જૈમિનિએ ઔત્પત્તિક સૂત્રમાં વેદનું નિરપેક્ષ પ્રામાણ્ય સ્થાપ્યું છે તથાપિ તે નિર્ણય સાધ્યધર્મવિષયક જ છે એમ अव्यतिरेकश्चार्थेऽनुपलब्धे સૂત્રાંશથી પ્રતીત થાય છે, ઉપનિષદ્ તો સિદ્ધબ્રહ્મવિષયક છે, मन्तव्यः એમ વિધાન પણ છે, તેથી યુક્તિએ અનુચિન્તનરૂપ મનનમાં અપેક્ષિત તર્કનો પણ અવકાશ છે, જગત્ વિલક્ષણ છે, જગત્ અચેતન જડ મોહાત્મક તુચ્છ પ્રત્યક્ષસિદ્ધ છે, તેથી ચેતન જ્ઞાનાત્મક શુદ્ધ શબ્દપ્રમિત બ્રહ્મ જગત્કારણ થઈ શકતું નથી, દુઃખી અલ્પ જીવ પણ વિલક્ષણ છે, તેથી તે પણ નિત્યનિરવધ્યાનન્દાત્મક અંશિ બ્રહ્મનો અંશ થઈ શકતો નથી; કિઞ્ચ આ જગજ્જીવનું બ્રહ્મવૈલક્ષણ્ય विज्ञानं चाविज्ञानं च શ્રુતિમાં પણ પ્રસિદ્ધ છે, પ્રત્યક્ષ પ્રમાણ તો ભ્રાન્તિમાત્ર છે, તેથી વિલક્ષણતાબોધક તર્કનો ઉપષ્ટમ્ભ પણ પ્રત્યક્ષથી ન કરતાં શ્રુતિથી જ કરવામાં આવે છે, ચેતનાચેતનવિભાગ શ્રુતિસિદ્ધ છે, તેથી શ્રુતિતાત્પર્યગોચર વૈલક્ષણ્યબોધક તર્ક પ્રામાણિક છે, मृदब्रवीत् ઇત્યાદિ શ્રુતિમાં ભૂતની અને ઇન્દ્રિયની ચેતનતા નથી, પરન્તુ તત્તદભિમાનિની દેવતાની ચેતનતા છે, કારણ કે विज्ञानं चाविज्ञानं च શ્રુતિમાં પણ ચેતનાચેતન વિશેષ કહ્યો છે, અને अग्निर्वाग् भूत्वा मुखम्प्राविशत् શ્રુતિમાં તો તે તે દેવતાની અનુપ્રવેશરૂપ અનુગતિ પણ કહી છે, છાન્દોગ્યમાં हन्ताहमिमास्तिस्रो देवताः શ્રુતિમાં દેવતાપદ તેજ આદિનું વિશેષણ છે, અને કૌષીતકિ બ્રાહ્મણમાં एता ह वै देवता अहंश्रेयसे विवदमानाः શ્રુતિમાં દેવતાપદ પ્રાણનું વિશેષણ છે, તેથી શ્રુતિસિદ્ધવૈલક્ષણ્યક જગજ્જીવનું કારણ અંશિ બ્રહ્મ થઈ શકતું નથી, આ પ્રકારનો સાઙ્ખ્ય તર્ક પણ બ્રહ્મવાદનો બાધ કરી શકે એમ નથી. કાર્યકારણના વૈલક્ષણ્યને દૂષનાર સાઙ્ખ્યને કાર્યનું અને કારણનું રૂપ, ધર્મે કરીને સારૂપ્ય વિવક્ષિત હોય તો તે વિવક્ષા યુક્ત નથી, તેવી વિવક્ષા લોકે—

असदिति चेन्न प्रतिषेधमात्रत्वात् ઇત્યાદિ પઞ્ચ સૂત્રે કરીને ચતુર્થ असदितिचेदित्यधिकरणં, "આ પ્રથમ અસદ્ હતું" ઇત્યાદિ શ્રુતિએ કરીને વૈદિક સમન્વય બાધિત થાય છે કે બાધિત થતો નથી આ પ્રકારે સંશય,-કારણ અસત્ છે એમ શ્રુતિ કહે છે તેથી સદ્ બ્રહ્મની કારણતાનો અસમ્ભવ

વિરુદ્ધ છે, કાર્યનું અને કારણનું સર્વાંશમાં સારૂપ્ય હોય તો કાર્યકારણભાવની જ હાનિ પ્રાપ્ત થાય છે, પ્રકૃતિગત ગુણસામ્ય સર્વમૂલત્વ મહદાદિ વિકૃતિમાં ન હોવાથી-સાંખ્ય મતમાં પ્રકૃતિની અને મહદાદિની વિલક્ષણતા હોવાથી-પ્રકૃતિની પણ કારણતાનો ભઙ્ગ પ્રાપ્ત થઈ જશે, અને તેથી જ પ્રકૃતિકારણવાદના રક્ષણાર્થ વૈલક્ષણ્ય પણ સ્વીકારશો તો તેજ વૈલક્ષણ્યહેતુથી બ્રહ્મકારણવાદ પણ સિદ્ધ થતાં વૈલક્ષણ્યહેતુ સારૂપ્યને અનભીષ્ટ બ્રહ્મવાદરૂપ અર્થાન્તર સિદ્ધ કરે છે. કારણનું અને કાર્યનું સર્વ ધર્મે નહિ પરન્તુ કોઇક અમુક ધર્મે જ સારૂપ્ય વિવક્ષિત હોય તો અતિપ્રસઙ્ગ પ્રાપ્ત થાય છે, સચ્ચિદાનન્દરૂપ બ્રહ્મના સદંશમાંથી જડનું ચિદંશમાંથી જીવનું અને આનન્દાંશમાંથી અન્તર્યામીનું વ્યુચ્ચરણ બ્રહ્મવાદમાં સ્વીકાર્યું છે તેથી તત્તદ્ધર્મે તે તે સારૂપ્ય બ્રહ્મવાદમાં વિદ્યમાન જ છે, અને તેથી સારૂપ્યોક્ત વૈલક્ષણ્યહેતુ જ 'સ્વરૂપાસિદ્ધ' છે. જે ધર્મે કરીને પદાર્થાન્તરથી કારણની વ્યાવૃત્તિ થાય છે તે ધર્મે કરીને કારણનું અને કાર્યનું સારૂપ્ય વિવક્ષિત હોય તો જે દેહત્વગોમયત્વાદિ ધર્મે કરીને વસ્ત્વન્તરથી દેહગોમયાદિરૂપ કારણની વ્યાવૃત્તિ થાય છે તે દેહત્વગોમયત્વાદિ ધર્મ કેશવૃશ્ચિકાદિમાં નથી તેથી કેશવૃશ્ચિકાદિનું કારણ દેહગોમયાદિ નથી એમ માનવાનો પ્રસઙ્ગ પ્રાપ્ત થશે. ચેતન દેહમાંથી અચેતન કેશનખદન્તાદિની અને અચેતન ગોમયમાંથી ચેતન વૃશ્ચિકાદિની ઉત્પત્તિ દેખાય છે, તેથી વૈલક્ષણ્યહેતુ 'સાધારણ' છે, અચેતન દેહમાંથી અચેતન કેશાદિની અને અચેતન ગોમયમાંથી અચેતન વૃશ્ચિકાદિદેહની ઉત્પત્તિ સ્વીકારતાં વૈલક્ષણ્યહેતુ પૂર્વોક્ત પ્રકારે 'સ્વરૂપાસિદ્ધ' છે, તેથી વૈલક્ષણ્યહેતુથી બ્રહ્મકારણત્વમાં વા મૃદાદિના બ્રહ્મકાર્યત્વમાં બાધ પ્રાપ્ત થઈ શકતો નથી. ચેતનમાંથી અચેતનની ઉત્પત્તિનો નિષેધ વિવક્ષિત હોય તો બ્રહ્મવાદમાં અચેતન અંશનો જ નિષેધ છે, સર્વ જ સચ્ચિદાનન્દ બ્રહ્મ છે ત્યાં આ ચેતન અને આ અચેતન એ વૈલક્ષણ્ય જ ભ્રાન્તપ્રતીતિ છે, વૈલક્ષણ્ય તો કેવલ દેખાય છે, વસ્તુતઃ વૈલક્ષણ્ય જ નથી, તેથી વૈલક્ષણ્યરૂપ ભ્રાન્તપ્રત્યક્ષનું આલમ્બન કરીને શ્રુતિસિદ્ધ બ્રહ્મવાદથી વિરુદ્ધ પ્રત્યવસ્થાન યુક્ત નથી. સલક્ષણથી સલક્ષણની જ ઉત્પત્તિ બહુશઃ દૃશ્યમાન છે તેથી સારૂપ્યથી 'તુલ્ય-સલક્ષણ-અંશની સમ્પત્તિ' વિવક્ષિત હોય તો પ્રકૃત જગતમાં પણ સદંશસમ્પત્તિ છે જ, જેમ સત્ પુરુષમાંથી સત્ કેશલોમ ઉત્પન્ન થાય છે તેમ સદ્ અક્ષરથી સદ્ વિશ્વની ઉત્પત્તિનું મુણ્ડકશ્રુતિમાં શ્રવણ છે તેથી, સદ્રૂપથી સદ્ની ઉત્પત્તિ છે તેથી, યથાદર્શન અનુમાનમાં પણ બ્રહ્મવાદમાં દોષ નથી, આ સર્વ નૃસિંહતાપનીયોપનિષદથી સિદ્ધ થાય છે, અને શ્રીપુરુષોત્તમજીએ શ્રીનૃસિંહતાપનીદીપિકામાં આ સર્વનું નિષ્પ્રત્યૂહ પ્રતિપાદન પણ કર્યું છે.

૪. असद्वा इदमग्र आसीत् શ્રુતિમાં જગત્કારણને અસત્ કહ્યું છે તેથી કારણ અભાવ વા અલીક છે એમ પણ શઙ્કા ન કરવી, અગ્રે અસદ્વાદનો નિષેધ કરવાનો છે તે નિષેધના અવધારણાર્થે જ પ્રથમ असद्वा ઇત્યાદિ વચન કહ્યું છે, तद्धैक आहुरसदेवेदमग्र आसीत् શ્રુતિમાં મતાન્તરીય અસદ્નો અનુવાદ કરીને તદનન્તર कुतस्तु खलु सोम्यैवं स्यात् ઇત્યાદિ શ્રુતિ તે અસત્નો નિષેધ કરે છે, તેથી 'असद्' શ્રુતિ અગ્રિમ તન્નિષેધના અવધારણાર્થે

છે અને તેથી બ્રહ્મકારણતાબોધક શ્રુતિનો બ્રહ્મમાં સમન્વય બાધિત છે એ પ્રકારે પૂર્વપક્ષ, "કેમ અસત્‌માંથી સત્‌ થાય" ઇત્યાદિ શ્રુતિએ કરીને પૂર્વોક્ત શ્રુતિનો નિષેધ કરેલો છે તેથી સમન્વય બાધિત નથી આ પ્રકારે સિદ્ધાન્ત ॥ ૪ ॥ હવે एतेन शिष्टापरिग्रहा अपि व्याख्याताः

---

છે, નાનાવિધ જગત્‌ એક અભાવમાંથી કયાંથી થઈ શકે? એક જ અભાવમાંથી નાનાવિધ કાર્ય કોઈ પણ સ્થલે દૃષ્ટ નથી કે જેથી તેવી કલ્પના પણ થઈ શકે. અભાવ કારણ છે એમ જે સ્વીકારે છે તે પણ પ્રાગભાવ નાના જ માને છે, असतः कथं सज्जायेत શ્રુતિ અલીક ખપુષ્પમાંથી પણ જગતની ઉત્પત્તિનો પ્રતિષેધ કરે છે, સદ્ અસત્ કાદાચિત્ક વિકલ્પે કારણ હોય તો શ્રુતિમાં યુક્તિપુરઃસર તેવા કારણને દૂષણ ન આપ્યું હોત, તેથી અસત્ શ્રુતિમાં અસત્કારણવાદ ન હોવાથી તે શ્રુતિથી બ્રહ્મવાદનો પ્રતિષેધ નથી, આ સર્વથી એમ સિદ્ધ થાય છે કે જગત્કારણ યાસ્કોક્તભાવવિકારાત્મકસત્તારહિત છે એમ જણાવવાને જ શ્રુતિમાં અસત્ પદનો પ્રયોગ છે, अस्ति નામની યાસ્કોક્ત ભાવવિકારાત્મક સત્તા જ્યાં હોય તે સત્ અને જ્યાં તેવી ભાવવિકારાત્મક સત્તા ન હોય તે असत् કહેવાય; એમ જણાવવાને શ્રુતિમાં અસત્ પદનો પ્રયોગ છે. नासदासीत् नो सदासीत् ઇત્યાદિ ભાવવૃત્ત સૂક્તમાં પણ असत् પદ ભાવવિકારભૂતસત્તારહિત સાઙ્ખ્ય પ્રધાનના નિષેધાર્થે છે અને તે સૂક્તમાં सत् પદ ભાવવિકારભૂતસત્તાયુક્ત કાર્યના નિષેધાર્થે છે. न सन्नासन्न सदसत् સૌપાલ શ્રુતિમાં सदसत् પદ અવ્યક્તાવ્યક્ત બ્રહ્મના નિષેધાર્થ છે, આ પ્રકારે असद्वा શ્રુતિમાં અસતને કારણ જ કહ્યું નથી તેમ नासदासीत् ઇત્યાદિ સૂક્તમાં સત્ કારણનો નિષેધ પણ પણ કરેલો નથી, તેથી असद्वा ઇત્યાદિ શ્રુતિ પણ બ્રહ્મવાદનો પ્રતિષેધ કરી શકતી નથી. असद्वा इदमग्र आसीत् શ્રુતિ કાર્યપરત્વે યોજીને ઉત્પત્તિપૂર્વ કાલમાં આ કાર્ય અસત્ હતું એમ કહીને બ્રહ્મકારણત્વાર્થ કાર્ય જગતનો પ્રતિષેધ માનતાં પણ સત્કાર્યવાદ શ્રુતિવિપ્રતિષિદ્ધ થઈ જાય છે એમ પણ ન કહેવું, ઉત્પત્તિપૂર્વ કાલમાં પણ જે જગતનો પ્રતિષેધ છે તે કાર્યાવસ્થાના જ નિષેધના અવધારણાર્થે છે, કાર્ય સદા કારણાત્મક જ છે, તેથી સત્કાર્યવાદ શ્રુતિવિપ્રતિષિદ્ધ નથી, અગ્રિમ असद्व्यपदेश સૂત્રમાં આ અર્થનું વિશેષ પ્રતિપાદન થશે. કાર્યનો કારણમાં લય થાય ત્યારે કાર્યગત સ્થૂલત્વ સાવયવત્વ પરિચ્છિન્નત્વ અશુદ્ધત્વ ઇત્યાદિ ધર્મનો સમ્બન્ધ કારણ બ્રહ્મને થશે અને તેથી બ્રહ્મકારણવાદ સમંજસ નથી એમ પણ ન કહેવું, શરાવાદિનો મૃત્તિકામાં લય થાય છે ત્યારે શરાવાદિ પણ મૃત્તિકાપરમાણુભાવ પ્રાપ્ત કરે છે અને તેથી શરાવાદિના સ્થૂલતાસાવયવતાદિ ધર્મ મૃત્તિકામાં દૃશ્યમાન થતા નથી, અને શરાવાદિ મહાપૃથિવીરૂપ પ્રાપ્ત કરે છે ત્યારે પરિચ્છિન્નત્વાશુદ્ધત્વાદિ ધર્મ દૃશ્યમાન થતા નથી, રુચકકટકાદિનો સુવર્ણમાં લય થાય છે ત્યારે રુચકાદિના ધર્મ સુવર્ણમાં દૃશ્યમાન થતા નથી, એટલું જ નહિ-પરન્તુ તૈજસ પાત્રાદિ મદ્યાદિસમ્બન્ધે દુષ્ટ થાય છે ત્યારે અગ્નિના સમ્બન્ધથી તે દુષ્ટાકારનો પણ નાશ થતાં પૂર્વ ભાવને પ્રાપ્ત કરીને પાત્ર નિર્દોષ થાય છે એમ સ્મૃતિ છે, તૈજસ પાત્રાદિનો ચાણ્ડાલસૂતિકોદક્યાપતિતાદિએ રેતોવિણ્મૂત્રમાંસરુધિરાદિથી પુષ્કલ ઉપઘાત કર્યો હોત તથાપિ અગ્નિસમ્બન્ધથી પૂર્વ ભાવને પ્રાપ્ત થાય છે, તેથી બ્રહ્મવાદસાધક પુષ્કલ લૌકિક દૃષ્ટાન્ત હોવાથી અને સાઙ્ખ્યમતસાધક એક લૌકિક દૃષ્ટાન્ત ન હોવાથી બ્રહ્મને કાર્યના દોષનો સંસ્પર્શ લયમાં પણ થતો નથી. સાઙ્ખ્યે જે દોષ કહ્યા તે સર્વ બ્રહ્મવાદમાં નથી પરન્તુ સાઙ્ખ્ય મતમાં જ છે, નિર્વિશેષ

આ એક સૂત્રે કરીને પ્રત્યયમં[૫] એતેનેત્યધિકરણં, સાઙ્ખ્ય મત વૈદિક માર્ગથી સમીપ છે તેથી કેટલાક શિષ્ટો તેનો સ્વીકાર પણ કરે છે; પરન્તુ અણુમાયાકારણવાદનો સ્વીકાર તો શિષ્ટો કદાપિ કરતા નથી, આ પ્રકારે તેમના તર્કો પૂર્વોક્ત ન્યાયે પૂર્ણતાથી પરાસ્ત થયા જાણવા, અત્ર શ્રીપુરુષોત્તમગોસ્વામી ભાષ્યપ્રકાશમાં આજ્ઞા કરે છે કે "વિષયાદિ અસ્ફુટ છે તેથી અને વિચારનો અભાવ છે તેથી આ કેવલ સૂત્ર છે. અધિકરણ નથી," અને અન્ય તો—કાણાદાદિ સ્મૃતિઓએ કરીને વૈદિક સમન્વય બાધિત થાય છે કે બાધિત થતો નથી આ પ્રકારે સંશય, બાધિત થાય છે એ પ્રકારે પૂર્વપક્ષ, બાધિત થતો નથી આ પ્રકારે સિદ્ધાન્ત—એમ અધિકરણ રચે છે. ॥૫॥ હવે भोक्त्रापत्तेरविभागश्चेत् स्याल्लोकवत् આ એક સૂત્રે કરીને પષ્ઠ[૬] ભોક્ત્રાપત્તે-રિત્યધિકરણ, બ્રહ્મ જ સમવાયિ કારણ છે તેથી ભોગ્ય સ્રક્માલાચન્દનાદિ ભોક્તૃ થઈ જશે અને

પ્રકૃતિમાંથી સવિશેષ શબ્દાદિમત્ કાર્ય, કારણની ઉત્પત્તિ નહિ અને કાર્યની ઉત્પત્તિ, લયમાં કાર્યધર્મનો સમ્બન્ધ, અસત્કાર્યવાદપ્રસઙ્ગ, કારણમાં કાર્યના લયાનન્તર કાર્યની ઉત્પત્તિના ક્રમનું કોઇ પણ નિયામક કારણ ન હોવાથી ક્રમનિયમાભાવ, નિયામક કારણના વિના જ ઉત્પત્તિક્રમમાં નિયમ માનતાં આકસ્મિકવાદ પ્રાપ્ત થાય, અને નિયામક કારણ છે એમ માનતાં નિયામક કારણ ઉત્પત્તિ કાર્ય કરે જ તેથી મુક્ત પુરુષોને પુનઃબન્ધનો પ્રસઙ્ગ પ્રાપ્ત થાય. વેદોક્ત અર્થમાં શુષ્ક તર્કે પ્રત્યવસ્થાન જ અયુક્ત છે, કારણ કે તર્કની પ્રતિષ્ઠા જ નથી. તર્ક નામ સ્વોત્પ્રેક્ષિત યુક્તિ, એક તે કહે અને અન્ય તેનો અઙ્ગીકાર જ ન કરે, અપિ સ્વતન્ત્ર અને રીતી મતિભેદ, વિવાદવિષય તો એક જ તે કાંઇ યુક્તિથી દ્વિરૂપ થઈ જતો નથી, લોકવૈચિત્ર્યથી ઉભય વાદીના દૃષ્ટાન્ત સુલભ તેથી નિયામક હેતુનો અભાવ, આ પ્રકારે તર્કની પ્રતિષ્ઠા જ નથી, તથાપિ તર્કમાં અપ્રતિષ્ઠા દોષ ન રહે એમ અનુમાન કરીએ—કોઇ પણ તર્ક પ્રતિષ્ઠિત જ નથી એમ તો ન કહી શકાય, વ્યવહારનો જ ઉચ્છેદ થઈ જાય, "ધર્મશાસ્ત્રાવિરોધી તર્કે આર્ષ ધર્મોપદેશનું જે અનુસન્ધાન કરે તે ધર્મ જાણે ઇતર નહિ" ઇત્યાદિ સ્મૃતિ પણ છે, તેથી સાવદ્ય તર્ક પરિહરીને નિર્દોષ તર્ક પ્રતિપત્તવ્ય છે—એમ પણ પૂર્વપક્ષીએ તર્કાપ્રતિષ્ઠાન દોષ ન પરિહરવો, કારણ કે અવિમોક્ષપ્રસઙ્ગ તો તથાપિ તદવસ્થ જ રહે છે, બ્રહ્મવાદીને નિર્દુષ્ટ તર્ક મળી આવે છે તથાપિ પ્રકૃતિવાદીના તર્કને તો અપ્રતિષ્ઠા દોષથી અવિમોક્ષપ્રસઙ્ગ જ છે.

૫. સાઙ્ખ્ય મત તો વૈદિકમતાસન્ન છે તેથી કોઇક શિષ્ટ તેનો આદર—પરિગ્રહ—પણ કરે છે, પરન્તુ અણુમાયાકારણવાદનો પરિગ્રહ તો સર્વથા શિષ્ટ કરતા નથી, તેથી તેમના તર્કનો તો પૂર્વોક્ત તર્કાપ્રતિષ્ઠાન દોષથી અત્યન્ત નિરાસ થયો જાણવો, આ કેવલ અતિદેશસૂત્ર છે, અધિકરણ નથી, કારણ કે વિષયાદિ સ્પષ્ટ નથી અને અમુક વિષયની મીમાંસા પણ અત્ર કરી નથી.

૬. दृश्यते સૂત્રથી વૈલક્ષણ્ય દોષનો પ્રતિષેધમાત્રત્વાત્ સૂત્રાંશથી અસત્કારણવાદાનુપપત્તિનો, दृष्टान्तसद्भावात् સૂત્રથી અસામઞ્જસ્યનો અને તર્કાપ્રતિષ્ઠાન સૂત્રથી અન્ય ઉત્પ્રેક્ષ્યમાણ કારણદોષનો પરિહાર કરીને કાર્યદોષપરિહારાર્થ આ સૂત્ર આરમ્ભે છે. सोऽकामयत ઇત્યાદિ શ્રુતિમાં ચેતનબ્રહ્મવિષયક ઉપક્રમ કરીને ચેતન બ્રહ્મમાંથી સૃષ્ટિ કહીને તન્નુન્યાયે તદનુપ્રવેશથી विज्ञानमविज्ञानं च શ્રુતિમાં કાર્યવિભાગ દર્શાવ્યો, પરન્તુ "अस्थूलमनणु" શ્રુતિથી બ્રહ્મ તો નિર્વિશેષ હોવાથી આ કાર્યવિભાગ ઉપપન્ન નથી, એમ ન કહેવું, अस्थूलमनणु શ્રુતિથી

ભોક્તા જીવ ભોગ્ય થઈ જશે આ પ્રકારે સંશય કરીને, જેમ લોકમાં કટકકુણ્ડલાદિનું કારણ સુવર્ણ જ છે અને તે કટકકુણ્ડલાદિ સુવર્ણથી અનન્ય પણ છે તથાપિ કટક કુણ્ડલ થઈ જતું નથી તેમ જ ભોગ્ય ભોક્તૃ થઈ જતું નથી આ પ્રકારે સમાધાન કર્યું છે, અર્થ ભાષ્યપ્રકાશમાં શ્રીપુરુષોત્તમજી લખે છે કે "અત્ર અધિકરણવિભાગ અવ્યવસ્થિત છે, કેટલાંક કોઈ સ્થલે અને અન્યોએ અન્યત્ર અધિકરણસમાપ્તિ કરી છે, શ્રીમદાચાર્યચરણ તો આ સૂત્રને અધિકરણ ન લેખતાં કેવલ સૂત્રમાત્ર જ સ્વીકારે છે, કારણ કે ક્વચિત્ પણ 'અધિકરણ' શબ્દ અત્ર ભાષ્યમાં નથી, "सूत्रत्रयमाह" એમ સૂત્રત્વે કરીને જ કથન છે, તથાપિ બોધસુગમતાર્થ વિષયની એકતા લઈને અસત્ સૂત્રથી આરમ્ભીને આ भोक्त्रापत्तेः સૂત્રપર્યન્ત એક અધિકરણ સ્વીકારવામાં દોષ નથી," મધ્યમાં અધિકરણવિભાગ તો વિવક્ષાભેદે જણાય છે ॥ ६॥

---

લૌકિકવિશેષરહિત બ્રહ્મ કારણ છે, લયદશામાં ભોક્તૃભોગ્યભાવકૃત પરસ્પર વિભાગ નિવૃત્ત થઈને કાર્ય કારણાત્મક થઈ જાય છે, કાર્ય સર્વથા કારણાત્મક થઈ જતાં કારણમાંથી પુનઃ ઉત્પત્તિ થતાં જેમ લોકમાં કટકકુણ્ડલભાવનો ઉપમર્દ થયાં પછી સુવર્ણરૂપતા પ્રાપ્ત થયે પુનઃ કારણદશામાં કટક કુણ્ડલ થાય છે અને કુણ્ડલ કટક થાય છે તેમ સ્થિતિદશામાં ચેતન ભોક્તા સ્રક્ચન્દનાદિરૂપ થઈ જશે અને અચેતન ભોગ્ય ચેતન ભોક્તા થઈ થવાથી આ ચેતનાચેતન કાર્યવિભાગ ઉપપન્ન નથી, એમ ન કહેવું. જેમ લોકમાં સુવર્ણકારણક કટકકુણ્ડક સુવર્ણાનન્ય છે, તથાપિ લોકમાં કટક કુણ્ડલ કહેવાતું નથી અને કુણ્ડલ કટક કહેવાતું નથી, તેમ લયદશામાં કાર્ય કારણાત્મક જ થઈ જાય છે તથાપિ સૃષ્ટિદશામાં ભોગ્ય ભોક્તા થતું નથી અને ભોક્તા ભોગ્ય થતો નથી. આ પણ વાદીના મતનો અભ્યુપગમ કરીને કહ્યું. વસ્તુતઃ બ્રહ્મવાદમાં તો बहु स्याम् प्रजायेय શ્રુત્યુક્ત ઇચ્છાથી જ બહુભવન અને પ્રકર્ષ સિદ્ધ છે તેથી પ્રથમથી જ ચેતનાચેતન વિભાગ કરીને તે તે રૂપે તે તે ભોક્તૃભોગ્યમાં પ્રવેશ કરે છે, તેથી બ્રહ્મવાદમાં તો દોષનો લેશ પણ નથી; આ પ્રકારે અત્ર યુક્તિથી विज्ञानञ्चाविज्ञानञ्च શ્રુતિમાં વિભાગાભાવરૂપ કાર્યદોષનો પરિહાર કર્યો. પ્રલયાવસ્થામાં તો વિભાગાભાવ જ છે તથાપિ દોષ નથી, કારણ કે આ વિજ્ઞાન અને આ અવિજ્ઞાન એમ વ્યવહાર જ તે અવસ્થામાં નથી, તેથી તે વ્યવહારના લઙ્ગની ભીતિ જ નથી. અત્ર અધિકરણવિભાગ અતીવ અવ્યવસ્થિત છે, કેટલાક સપ્તમ સૂત્રથી ત્રયોદશસૂત્રપર્યન્ત સપ્ત સૂત્રનું એક જ અધિકરણ ઇચ્છે છે, અને કેટલાક સપ્તથી એકાદશપર્યન્ત સૂત્રનું એક અધિકરણ દ્વાદશ એક જ સૂત્રનું દ્વિતીય અધિકરણ અને ત્રયોદશ એક જ સૂત્રનું તૃતીય અધિકરણ ઇચ્છે છે, "શ્રીમદાચાર્યચરણ તો 'અધિકરણ' ન લેખતાં કેવલ 'સૂત્ર' જ સ્વીકારેછે, કારણ કે ક્વચિત્ પણ 'અધિકરણ' શબ્દ અત્ર ભાષ્યમાં નથી, 'सूत्रत्रयमाह' એમ 'સૂત્રત્વે' કરીને જ કથન છે, તથાપિ બોધસુગમતાર્થે વિષયની એકતા લઈને 'અસત્ સૂત્રથી આરમ્ભીને भोक्त्रापत्तेः સૂત્રપર્યન્ત એક અધિકરણ સ્વીકારવામાં દોષ નથી" આ પ્રકારે શ્રીપુરુષોત્તમજીના શબ્દનો ઉપન્યાસ કરીને અધિકરણસઙ્ગ્રહકાર નિર્ભયરામભટ્ટજી 'મધ્યમાં અધિકરણવિભાગ તો વિવક્ષાભેદે જણાય છે' એમ અનુમાન કરે છે, પરન્તુ વિવરણકાર શ્રીગિરિધરજી અત્ર શ્રીપુરુષોત્તમજીના શબ્દનો ઉપન્યાસ કરીને આજ્ઞા કરે છે કે "અત્ર અધિકરણવિભાગ ભાષ્યાનુરોધી નથી પરન્તુ ઐચ્છિક છે, અને તેથી નિર્ભયરામની ઉક્તિનો નિરાસ થયો જાણવો."

# ૩૮ મુદ્રામાં સામ્પ્રદાયિક પુસ્તકાલય !

શ્રીમદ્વૈષ્ણવપરિષદ્ અને પુષ્ટિભક્તિસુધા આ ઉભય પ્રયત્નનું એક સર્વદશ્ય પરિણામ આ છે કે સામ્પ્રદાયિક વાચનમાં પણ વૈષ્ણવોની અભિરુચિ પ્રતિદિન વૃદ્ધિ પામે છે. પુણ્યપત્તનમાં પુષ્ટિમાર્ગીય બે મન્દિરો છે ૧. શ્રીનાથદ્વારસ્થ શ્રીગોપેશ્વરલાલજીનું અને ૨. સુરતિસ્થ શ્રીવ્રજરત્નલાલજીનું, પ્રથમ મન્દિરમાં શ્રીવિઠ્ઠલનાથજીનું અને દ્વિતીયમાં શ્રીબાલકૃષ્ણલાલજીનું સ્વરૂપ વિરાજે છે, તેથી તે મન્દિરો શ્રીવિઠ્ઠલનાથજીના અને શ્રીબાલકૃષ્ણલાલજીના નામથી પ્રસિદ્ધ છે. શ્રીબાલકૃષ્ણલાલજીના મન્દિરમાં મુખ્યાજી પ્રહ્લાદજીભાઈ વેણીરામ એક અનુકરણીય બ્રાહ્મણ વૈષ્ણવ છે. આ મન્દિરમાં સેવા કીર્તન અને સમાધાન એમ ત્રિવિધ પરિચર્યા ઉક્ત પ્રહ્લાદજીભાઈ કરે છે, એટલું જ નહિ પરન્તુ રાત્રિએ પણ ઉપસ્થિત વૈષ્ણવવૃન્દની સમક્ષ સામ્પ્રદાયિક ગ્રન્થો સુન્દર ભાવપ્રધાન રીતિએ વાચે છે. પુણ્યપત્તનમાં યત્કિઞ્ચિત્ પણ જાગૃતિ દશ્યમાન થાય તો તે સુરતિસ્થ ગોસ્વામી શ્રીમગનલાલજીની અને તદધીન શ્રીબાલકૃષ્ણલાલજીના પ્રહ્લાદજીભાઈ પ્રતિ કૃપાવિશેષનું જ ફલ છે. સહસ્રાવધિ વૈષ્ણવો આ ભાવુક અને સમાધાનનિપુણ મુખ્યાજીના સમાગમની આકાઙ્ક્ષા રાખે છે. વૈષ્ણવો અત્ર પ્રાયઃ મઙ્ગલાનાં દર્શન કર્યા પછી જ ભગવદ્દત્ત નિજ વ્યાંવૃત્તિમાં કાલનિર્ગમન કરે છે, પ્રાતઃકાલે ષોડશ ગ્રન્થાદિનું અને રાત્રિએ શ્રીસુબોધિનીજીનું યથાવકાશ શ્રવણ કરે છે. અત્રત્ય ભાવુક વૈષ્ણવોની આ રમણીય અભિરુચિના પોષણાર્થે એક સામ્પ્રદાયિક પુસ્તકાલયની યોજના કરવાની વાર્તા થતાવાર જ પ્રહ્લાદજીભાઈ તે સેવા પ્રતિ પણ બદ્ધપરિકર થયા, અને વૈષ્ણવો પ્રતિ તેમની અપ્રતિમ પ્રતિભાથી જ દશેક દિવસમાં જ શતદ્વય મુદ્રાનો સઞ્ચય પણ થઈ ગયો.

સામ્પ્રદાયિક પુસ્તકાલયના ત્રણ વર્ગ છે. તૃતીય વર્ગનાં પુસ્તકાલયોમાં સામ્પ્રદાયિક સર્વ મુદ્રિત સુવાચ્ય ભાષાગ્રન્થોનાં દર્શન થાય છે. દ્વિતીય વર્ગનાં પુસ્તકાલયોમાં તન્મૂલ-સંસ્કૃત ગ્રન્થોનાં પણ દર્શન થાય છે, અને પ્રથમ વર્ગનાં ઉત્તમોત્તમ પુસ્તકાલયમાં તો યાવત્પ્રાપ્ય મુદ્રિત જ નહિ પરન્તુ હસ્તલિખિત ગ્રન્થોથી પણ નેત્ર શીતલ થાય છે. શત મુદ્રામાં તૃતીય વર્ગનું પુસ્તકાલય સુખે સિદ્ધ થઈ જાય છે. દ્વિતીય વર્ગના પુસ્તકાલયમાં સહસ્ર મુદ્રા પર્યાપ્ત છે, અને પ્રથમ વર્ગના પુસ્તકાલયમાં તો જેટલી મુદ્રા સઞ્ચિત થાય તે સર્વનો સદ્વિનિયોગ સુશક્ય જ છે. શ્રીમદ્વૈષ્ણવપરિષત્પ્રભૃતિ સંસ્થાનું પુસ્તકાલય પ્રથમ વર્ગનું હોવું જોઈએ, અને સ્વલ્પ પણ ગ્રામમાં જ્યાં પુષ્ટિમાર્ગીય સૃષ્ટિ હોય ત્યાં તૃતીય વર્ગનું તો પુસ્તકાલય આવશ્યક જ છે. પુણ્યપત્તનમાં આ મન્દિર મહારાજ લાયબેલ કેસના શૂરવીર શ્રીમદ્ગોસ્વામી શ્રીયદુનાથજીએ નિજ લાલજી શ્રીઘનશ્યામલાલજીને સામ્પ્રદાયિક ગ્રન્થોમાં સુનિપુણતા પ્રાપ્ત કરાવવાના ઉદ્દેશથી જ સ્થાપ્યું છે, અત્ર મુખ્યાજી જેવા સમર્થ નેતા છે, અને નેય વૈષ્ણવો પણ અસમૃદ્ધ નથી, તેથી દ્વિતીય વર્ગનું પુસ્તકાલય સુયુક્ત છે.

આ પુસ્તકાલયનું અગ્રિમ વૃત્તાન્ત વાંચવાથી જણાશે કે સઞ્ચિત ૨૪૪) મુદ્રામાંથી અર્ધ ૧૨૨) તો અદ્યાપિ શેષ છે, અર્થાત્ અર્ધ ૧૨૨) મુદ્રાનો જ વ્યય થયો છે, તેમાં

પણ ૮૩ાાા ન્ના તો સંસ્થાસ્થાપનનો જ વ્યય છે. **પુસ્તકાલયમાં પુસ્તકોનો જ વ્યય વિશેષ થવો જોઇએ અને તે અત્ર માત્ર ૩૮) ાાા જ છે.** કાશીથી અને મુંબાઇથી જે ગ્રંથો વિક્રીત લીધા તે વિનાના **સર્વ જ ગ્રન્થ ભેટ મળ્યા છે.** શ્રીમદ્‌ગોસ્વામી **શ્રીજીવનલાલજીએ** એકાદશ ગ્રન્થો પુસ્તકાલયને ભેટ આપ્યા છે, અને શ્રીમદ્‌ગોસ્વામી ચિ. **શ્રીવ્રજરત્નલાલજીએ** નિજ મન્દિરમાં આ પુસ્તકાલય **સ્થાપવાની** આજ્ઞા આપી છે એટલું જ નહિ પરન્તુ આ મન્દિરમાં **શ્રીઘનશ્યામલાલજીને** અર્થે જે ગ્રન્થસગ્ર્ચય કરેલો તે પણ **આ પુસ્તકાલયમાં અર્પવાની સદિચ્છા** જણાવી છે, તેથી આ ઉભયે ગોસ્વામી બાલકોના આપણે **સર્વ ઋણી** છીએ.

આ પુસ્તકાલય પ્રતિ ઉક્ત બાલકોની આવી કૃપા છે તેથી **વડોદરાવાલા શેઠ ઝવેરચન્દ લક્ષ્મીચન્દ્રવાલા ચીમનલાલભાઈએ ૧૦૧ મુદ્રાના મૂલ્યનાં અષ્ટાદશ પુરાણ આ પુસ્તકાલયને** ભેટ કર્યાં છે, તેથી તેમનો ઉપકાર અવિસ્મરણીય છે. આ વૃત્તાન્ત હું લખું છું ત્યારે સુરતિસ્થ શ્રીમદ્‌ગોસ્વામી **શ્રીગિરિધરલાલબાવાના** પરમકૃપાપાત્ર અને મુમ્બાપુરીમાં કન્દવાટિકામાં નિવાસ કરતા લાટજ્ઞાતીય એક **વૈષ્ણવાગ્રણી પેટલાદના શ્રૉફ** આ **ગ્રન્થાલયાર્થ ૧૮ ગ્રન્થ અને શત મુદ્રા મારા હસ્તમાં અર્પીને આત્યન્તિક દાસ્યની** જ **સ્પૃહાથી નિજ નામ પ્રકટ કરવાનો મને નિષેધ કરે છે,** તેથી એમનો આપણા પ્રતિ નિષ્કામ ઉપકાર અધિક પ્રકાશે છે. આ ઉભયે સદ્વૈષ્ણવો આ ગ્રન્થાલય પ્રતિ **સદાસર્વદા** એવો જ ભાવ રાખો અને ઇતર પણ આવી સંસ્થાઓને સહાય કરવાનું **પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય અર્પો.**

જે જે વૈષ્ણવોએ જે જે સામ્પ્રદાયિક ગ્રન્થો પ્રસિદ્ધ કર્યા છે તેમને **એક** જ પત્ર લખવાથી તેઓએ કૃપા કરીને તે તે ગ્રન્થો અત્ર ભેટ મોકલ્યા છે. આ સર્વ વૈષ્ણવોની કૃપા વિના વાસ્તવિક ૩૮ જ **મુદ્રાના વ્યયથી** આપણે આવું પુસ્તકાલય સ્થાપવાને ભાગ્યવાન થયા ન હોત. રા. વાડીલાલભાઈએ **પુષ્ટિભક્તિસુધાના** પ્રાપ્ય સંગ્રહની ભેટ કરીને, નડીઆદવાલા ત્રિભુવનદાસે **૨૧** ગ્રન્થો ભેટ કરીને, **રાજનગરસ્થ હરિદાસ ઝવેરદાસે ૧૮** ગ્રન્થો ભેટ કરીને, રા. રા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે ૯ ગ્રન્થો ભેટ કરીને, દિવાન સાહેબ **પટવારીએ** ૬ ગ્રન્થો ભેટ કરીને, રા. **દામોદરદાસ** રેવાદાસે ૪ ગ્રન્થો ભેટ કરીને, મગનલાલશાસ્ત્રીએ ૯ રૂપીઆ અને ૩ ગ્રન્થો ભેટ કરીને, રા. રા. નાનુભાઈ નારાયણદાસે ૨ ગ્રન્થો ભેટ કરીને, બોરસદવાલા **ચીમનલાલ શાસ્ત્રીએ** મુંબાઇની કેસરીઆ મંડલીએ અને મુંબાઇના રા. રા. મૂલજીભાઈ નાયજીએ એકૈક ગ્રન્થ ભેટ કરીને આપણને સદાસર્વદા ઉપકૃત કર્યા છે. આ સર્વ સદ્વૈષ્ણવો પ્રતિ એ જ વિનતિ છે કે જે સદ્‌ભાવ આપે આ પુસ્તકાલય પ્રતિ દર્શાવ્યો છે તેનો નિર્વાહ કરશો; અને આપના સન્મિત્રોને પણ અમારા પ્રતિ એવો જ ભાવ દર્શાવવા પ્રેરશો.

હવે આપણું ભવ્ય કર્તવ્ય આ રહે છે કે (૧) આ ગ્રન્થોનું રક્ષણ અને **પરિશીલન** કરવું, (૨) દ્વિતીય વર્ગનું **અનુકરણીય** આપણું પુસ્તકાલય થાય એમ પ્રયત્ન કરવો, અને (૩) આપણાં બાલકોને અવકાશે આ મન્દિરના **શિક્ષણગૃહમાં મોકલવાં,** જેથી બાલ્યાવસ્થામાં જ તેમના હૃદયપર આપણા ઉત્તમોત્તમ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોની મુદ્રા સુદૃઢ રહે. **શ્રીબાલકૃષ્ણલાલજી આપણા આ મનોરથ પરિપૂર્ણ કરો.**

---

## श्रीबालकृष्ण पुस्तकालयमां विराजमान ग्रन्थोनी नामावलि.

૧૬. શ્રીમદ્‍ગોસ્વામી ૧૦૮ શ્રીજીવનલાલજી સુદામપુરીનિવાસી તરફથી ભેટ.
- ૧ શ્રીમદ્‍ભગવદ્‍ગીતા.
- ૧ ઉપદેશમીમાંસા.
- ૧ શંકરજયંતીવ્યાખ્યાનમાલાનું અવલોકન
- ૧ વૈષ્ણવદિનાહ્નિક, વ્રજભાષા.
- ૧ „ „ , ગુર્જર ભાષા.
- ૧ „ સંક્ષિપ્ત આહ્નિક.
- ૧ મૂર્તિપૂજા.
- ૧ અવતારમીમાંસા.
- ૧ શારદામઠધર્મપ્રકરણ્યાપનીહારભાસ્કર.
- ૧ શુદ્ધ વિચારની રક્ષા.
- ૧ વૈદિકાવૈદિકત્વવિચાર.

૪. શ્રીબાલકૃષ્ણલાલજીના મન્દિર તરફથી ભેટ.
- ૧ શ્રીકૃષ્ણજન્મખણ્ડ, ભાષામાં.
- ૧ ભક્તિજ્ઞાનતરંગિણી.
- ૧ વિદ્વજ્જનગોષ્ઠી.
- ૧ ભક્તિસુબોધગદ્યપદ્યમાલા.

૧૯. વડોદરાવાલા શેઠ ઝવેરચંદ્ર લક્ષ્મીચંદ્ર તરફથી ભેટ આવેલાં અષ્ટાદશ મહાપુરાણ.
- ૧ વિષ્ણુપુરાણ.
- ૧ વિષ્ણુધર્મોત્તરપુરાણ.
- ૧ વામનપુરાણ.
- ૧ વરાહપુરાણ
- ૧ કૂર્મપુરાણ.
- ૧ મત્સ્યપુરાણ.
- ૧ વાયુપુરાણ.
- ૧ પદ્મપુરાણ.
- ૧ નારદપુરાણ.
- ૧ ગરુડપુરાણ.
- ૧ બ્રહ્માણ્ડપુરાણ.
- ૧ બ્રહ્મપુરાણ.
- ૧ બ્રહ્મવૈવર્તપુરાણ.
- ૧ અગ્નિપુરાણ.
- ૧ ભવિષ્યપુરાણ.
- ૧ શિવપુરાણ.
- ૧ લિંગપુરાણ.
- ૧ માર્કણ્ડેયપુરાણ.
- ૧ સ્કન્દપુરાણ.

૧૮. શેઠ રણછોડદાસ વરજીવનદાસ પેટલાદી તરફથી ભેટ.
- ૨ શ્રીનાથજીની પ્રતિમાસંબંધી ચર્ચા.
- ૨ ભક્તિપોષણ.
- ૨ શ્રીસર્વોત્તમજી.
- ૨ વિવેકધૈર્યાશ્રય તથા ભક્તિવર્ધિનીની ટીકા, ધંધુકાના તુલસીદાસ લલ્લુભાઇ કૃત.
- ૧ નવરત્ન.
- ૧ બ્રહ્મસંબંધકાવ્ય,
- ૧ શ્રીવલ્લભાચાર્યનું જીવનચરિત્ર તત્ત્વબોધ ઇત્યાદિક વાર્તિક.
- ૧ શ્રીમદ્‍વલ્લભાચાર્યનું જીવનચરિત્ર, ઈંગ્રેજી.
- ૧ શ્રીવલ્લભાચાર્યજીની ફિલસુફિ અને ટીચિંગ, ઈંગ્રેજી.
- ૩ નિત્યપાઠ તથા સુખપાઠ ધોલ ઇત્યાદિ.
- ૧ શ્રીમદાચાર્યચરણનું સંક્ષિપ્ત જીવનચરિત્ર તત્ત્વજ્ઞાન ઉપદેશ વીગેરે.
- ૧ નિરોધલક્ષણ.

૧. રા. રા. વાડીલાલ નગીનદાસ શાહ તરફથી ભેટ.
- ૧ પુષ્ટિભક્તિસુધાના સર્વે પ્રાપ્ય અંકો.

૨૧. શેઠ ત્રિભુવનદાસ પીતાંબરદાસ નડીયાદવાલા તરફથી ભેટ.
- ૧ મનુષ્યકર્તવ્ય.
- ૨ ગોપીગીત, સમશ્લોકિ.
- ૧ ગોપીગીતટીકા.
- ૧ શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય.

૧ વલ્લભાખ્યાન અને મૂલપુરૂષ.
૧ ભક્તિહંસ.
૧ જલભેદ અને પંચ પદ્યાનિ.
૧ પુષ્ટિપ્રવાહમર્યાદા ભેદ.
૧ દુઃસંગવિજ્ઞાનનિરૂપણ.
૧ ભક્તિવર્ધિની.
૧ સિદ્ધાન્તમુક્તાવલિ.
૧ શ્રીયમુનાષ્ટક.
૧ બાલબોધ.
૧ અંતઃકરણપ્રબોધ.
૧ સિદ્ધાન્તરહસ્ય.
૧ વિવેકધૈર્યાશ્રય.
૧ નવરત્ન.
૧ માધવતીર્થને ઉત્તર.
૧ સંન્યાસનિર્ણય.
૧ ઉપદેશશંકાનિરાસવાદ.

૧૮. શેઠ હરિદાસ ઝવેરદાસ અમદાવાદવાલા તરફથી ભેટ.
૧ શ્રીસુબોધિનીજી, ફલપ્રકરણ.
૧ રસિકપોલપદસંગ્રહ.
૧ અષ્ટાક્ષરનિરૂપણ
૧ શ્રીયમુનાસ્તોત્રરત્નાકર.
૧ વલ્લભાખ્યાન.
૧ શ્રીસર્વોત્તમસ્તોત્ર.
૧ શ્રીગોકુલનાથજીકૃત વચનામૃત.
૧ સ્વધર્મબોધક.
૯ સ્વધર્મવર્ધક અને સંશયછેદકના અંક, ૧ થી ૧૬ નાં પુસ્તક ૯.
૧ સ્વધર્મવર્ધક અને સંશયછેદકના અંક, ૧૫ અને ૧૬ મું પુસ્તક એકાવધાનનું.

૮. રા. રા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ નડીઆદવાલા તરફથી ભેટ.
૧ નિબંધ, શાસ્ત્રાર્થપ્રકરણ.
૧ શ્રીકૃષ્ણલીલામૃત ભાગ ૧
૧ „ „ „ ૨
૧ કામાખ્યદોષનિરૂપણ.
૧ બ્રહ્મવાદ.
૧ શાસ્ત્રીય વિચાર.
૧ શ્રીવલ્લભચરિત્ર, બ્રહ્મવાદ સાથે.
૧ પુષ્ટિમાર્ગ, અંગ્રેજી.

૬. દિવાનસાહેબ રણછોડભાઈ વૃન્દાવનદાસ પટવારી તરફથી ભેટ.
૧ રાધાકૃષ્ણતત્ત્વ.
૧ ભાગવતશંકાનિરાસવાદ.
૧ બ્રહ્મવાદ.
૧ ભેદાભેદસ્વરૂપનિર્ણય.
૧ પત્રાવલમ્બન.
૧ પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત.

૪. દામોદરદાસ સેવાદાસ.
૧ કીર્તન રત્નાકર.
૩ વૈષ્ણવધર્મપ્રકાશના અંક ૩.

૩. શાસ્ત્રી મગનલાલ ગણપતિરામ તરફથી ભેટ.
૧ ગાયત્રીભાષ્ય, તૃતીયાવૃત્તિ.
૧ અધિકરણસંગ્રહ.
૧ પ્રસ્થાનરત્નાકર.

૨. નાનુભાઇ નારાયણદાસ તરફથી ભેટ.
૧ વિદ્વન્મણ્ડન.
૧ ભક્તિપ્રકરણ.

૨. કેસરીઆ મંડળી તરફથી ભેટ.
૧ વિજ્ઞપ્તિ.

૧. ચીમનલાલ હરિશંકર શાસ્ત્રી બોરસદવાલા તરફથી ભેટ.
૧ ષોડશ ગ્રંથ.

૧. શેઠ મૂળજીભાઈ નાથજી મુંબાઇવાલા તરફથી ભેટ.
૧ ભક્તિમાર્ગનું રહસ્ય.

## विक्रीत ग्रन्थोनी नामावलि.

२१)ना। काशीथी पुस्तको विक्रीत थयां ते पुस्तकोनी नामावलि.

१५) अणुभाष्य अंक १५
३) श्री सुबोधिनीजी अंक त्रण
५) निबंध अंक ५
२। विद्वन्मण्डनं एक १
२) ब्रह्मसूत्रमरीचिका अंक २
२) प्रस्थानरत्नाकर अंक २
२) भक्तिमार्तण्ड अंक १
१) शुद्धाद्वैतमार्तण्ड अने प्रमेयरत्नार्णव अंक १
१) भावप्रकाशिका अंक १
०= ब्रह्मवाद अंक १
०। श्री वल्लभाष्टक अने चतुःश्लोकी भाषामां

---

७३।।=

---

१२।।= रूपीए ७ आना कमिशन बाद.

बाकी रु. २१)=।।

कुल खरच ३८ ०।।।

१६।।= मुंबाइथी विक्रीत थया ते पुस्तकोनी नामावलि.

१।। वालखिल्यपुराण १
१) षोडशग्रन्थनी टीका
०। पुष्टिसुधाकर
४) चोराशी वैष्णवनी वार्ता
१)= नारदपंचरात्र
०।। आशौचनिर्णय
०)=।। बालबोध
४।। सूरसागर
०।०।। नित्यनियमना पाठ तथा धोलनां पुस्तको नंग २ रा. रा. लल्लुभाई छगनवाला.
२। नित्यनियमना पाठ नंग ६, ८१ ग्रंथ वाला पुस्तको.
०।।।= नित्यनियमना पाठना काचा पुठाना पुस्तको नंग ७

---

१६।।

०)= शर्कपुण्डमार्तण्ड
०)= नित्यनियमना पाठनुं पाका पुंठानुं १

---

१६।।।=

પુના રવિવાર પેંઠમાં શ્રીબાલકૃષ્ણુલાલજીના મન્દિર નંબર ૭૯૦ માં સ્થાપિત શ્રીબાલકૃષ્ણ પુસ્તકાલયનો વિક્રમ સંવત્ ૧૯૭૧ માઘ કૃષ્ણસપ્તમી ૭ થી વિક્રમ સંવત્ ૧૯૭૪ માર્ગશીર્ષ કૃષ્ણ નવમી સુધીનો આયવ્યય.

૪ | ૩.

૨૫) શેઠ ભૂખણદાસ નારાયણદાસ રવિવાર પેંઠ
૧૯) શેઠ ચુનીલાલ મોતીરામ ભવાની પેંઠ
૧૫) દુકાનના ૨) પ્રહ્લાદજીભાઈ
૨) મંગુભાઈ
૧૫) શેઠ હરગોવિન્દદાસ ઉગરચંદ વેતાલ પેંઠ
૧૫) શેઠ પુરુષોત્તમદાસ અમીચંદ રવિવાર પેંઠ
૧૧) શેઠ કેવલદાસ વસ્તારામ ,,
૧૦) શેઠ ગણુપતદાસ દલછારામ વેતાલ પેંઠ
૧૦) શેઠ મગનલાલ સાંકલચન્દ રવિવાર પેંઠ
૧૦) શા. ધનજી અમથાલાલ ,,
૧૦) શા. નગીનદાસ બાલુભાઇ ભવાની પેંઠ
૬) શા. સાંકલચંન્દ કસળચન્દ રવિવાર પેંઠ
૫) શા. પ્રભુદાસ પાનાચન્દ ,,
૫) શા. સેવકરામ ભાઇચન્દ વેતાલ પેંઠ
૫) શા. વાડીલાલ નરોત્તમદાસ વેતાલ પેંઠ
૫) શા. મોતીલાલ ગિરિધર રવિવાર પેંઠ
૫) શા. ઉગરચન્દ દલીચન્દ વેતાલ પેંઠ
૫) શા. વિઠ્ઠલદાસ જેઠીસનદાસ ,,
૫) પરીખ ઘેલાભાઈ વખતરામ ,,
૫) શા. માનચન્દ વહાલચન્દ સાંગલી
૩) શા. ગોવિંદરામ શોભારામ ,,
૩) શા. સાંકલચન્દ છગનલાલ રવિવાર પેંઠ
૩) શા. મણિલાલ રેવાદાસ ,,
૩) સોની મોહનલાલ વીરચન્દ પ્રભુદાસ વસાઇ
૩) સોની દામોદરદાસ તુલસીદાસ વેતાલ પેંઠ
૩) શા. ગણુપતરામ દ્વારકાદાસ રવિવાર પેંઠ
૩) મુખ્યાજી પ્રહ્લાદજી વેણીરામ
શ્રી બાલકૃષ્ણુલાલજીના મન્દિરમાં ,,
૩) શા. કનૈયાલાલ પુરુષોત્તમ બુધવાર પેંઠ
૨) શા. જમનાદાસ તિલકચન્દ મુંબાઈ
૨) શા. ગોવર્ધનદાસ લલ્લુભાઈ વેતાલ પેંઠ

૩૮)ાાા કાશીથી અને મુંબાઇથી પુસ્તકો વિક્રીત લીધાં તેના.
૮૩ાાા પરચુરણ ખરચ.
ાા- રેલ્વે પી અમદાવાદથી હરિદાસ ઝવેરદાસે તરફથી પુસ્તકો ભેટ આવ્યાં તેની પાર્સલ પી.
૧ાા- કાશીથી પુસ્તકો વેચાતાં આવ્યાં તેની પાર્સલ પી.
ા હિસાબ માટે ચોપડી નં. ૧
ા પોસ્ટની ટિકિટો.
૨૨ાાા કબાટ નંગ ૧.
૧૩) કબાટ નંગ ૨.
૩૦) બેસવાના બાંકડા નંગ ૫.
ાાા કાગલો તથા નોટપેપર
૩) પુસ્તકાલયના નામની ચીઠીઓ ૧૦૦૦) છપાવી તેના.
૨) પુસ્તકાલયનો સ્ટેમ્પ.
૬) પુસ્તકો નંગ ૧૪ નાં પુઠાં બંધાવ્યાં તેના.
ાા- સુરતથી તાર કરી ગયનું પુસ્તક મંગાવ્યું અને પાછું મોકલ્યું તેના.
૧ા- ગાડીભાડાના.
ાાાા+ાાા
૧ા વડોદરાવાલા શેઠ ઝવેરચંદ લક્ષ્મીચંદ તરફથી અષ્ટાદશ પુરાણ ભેટ આવ્યાં તેના રેલ ખરચના.
ાાા સુરસાગરની પાર્સલ પી.

૮૩ાાા

૨) શા. બલાખીદાસ પાનાચન્દ રવિવાર પેંઠ
૨) શા. ચીમનલાલ ચુનીલાલ વેતાલ પેંઠ
૨) શા. ગણુપતદાસ ઘેલાભાઈ રવિવાર પેંઠ
૨) શા. મણિલાલ દલપતરામ વેતાલ પેંઠ
૨) શા. ગંગાદાસ દેવચન્દ બરાનપુર
૨) શા. લલ્લુભાઈ નહાલચન્દ વેતાલ પેંઠ
૨) શા. દગડુદાસ કસ્તુરચન્દ નાનાની પેંઠ
૨) શા. નારાયણદાસ ગોપાલદાસ રવિવાર પેંઠ
૨) શા. મોહનલાલ છોટાલાલ વેતાલ પેંઠ
૧) શા. કેવલદાસ નથુભાઈ રવિવાર પેંઠ
૧) શા. શિરોમણિદાસ ચુનીલાલ „
૧) શા. વ્રજલાલ છોટાલાલ વેતાલ પેંઠ
૧) રાજેશ્રી ગોપાલરાવ માધવરાવ
દાક્ષિણાત્ય શુક્રવાર પેંઠ
૧) પટેલ અંબાલાલ હેમજી રવિવાર પેંઠ

૨૨૨)

૧૦)
૯) શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામ
પાસેથી ૫+૧+૨+૧)=૯
૧) શા. ધનજી અમથાલાલ

૧૦)

૨૩૨)

૧૨) વ્યાજના, રૂ. ૧૦૦) ની રકમ વર્ષ એ વ્યાજે રહી તેના.

૧૨૨) શ્રી શીલક.
૧૦૦) રોકડા વ્યાજે જમા.
૨) વૈષ્ણવ પાસેથી આવવાના બાકી.
૨૦) રોકડા સિલિક.

૧૨૨)

૨૪૪)

# આપણા સમ્પ્રદાયનું અવલોકન.[1]

હવે વૈષ્ણવ સમ્પ્રદાયની જનસમાજ પર શી અસર થાય છે તે તપાસીએ. રામાનુજ વીગેરે સંપ્રદાયના લોકો ગુજરાતમાં ક્વચિત જોવામાં આવે છે પણ અંહીં તો જ્યાં જોઇએ ત્યાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સ્થાપેલા પુષ્ટિમાર્ગના લોકો માલુમ પડે છે. વિજયનગરના પંડિત રાજા કૃષ્ણદેવના દરબારમાં જ્યારે પંડિતોની સભા વચ્ચે શુદ્ધ–પ્રેમ–ભક્તિ કોને કહે છે એ બરાબર સમજાવ્યું અને સાત્વિક રાજસ ને તામસ ગુણ રહિત એટલે નિર્ગુણ ભક્તિથી જ માણસજાતનું શ્રેય થાય છે એમ બતલાવી આપ્યું તે વખતે ત્યાં એકઠા થયેલા પંડિત લોકો ચકિત થઈ ગયા ને તેમને આચાર્યપદ આપ્યું. જેમ હિમાલયમાંથી નીકળેલી પવિત્ર ગંગા અનેક ડુંગરો ને કોતરો ભેદી વગર અટકે સમુદ્ર તરફ પ્રયાણ કરી તેમાં ભળી જાય છે, તેમ જો આ દુર્ઘટ સંસાર રૂપી કોતરો ને ડુંગરો ભેદી આપણા મનરૂપી પવિત્ર ગંગા દયાસિંધુ ઈશ્વર જેમને એ શ્રીકૃષ્ણ ઉપનામે ભજે છે તેમના તરફ વળે અને નિરંકુશ પ્રયાણ કરે ત્યારે આપણે આ દુનીઆમાંથી તરી જઈ મોક્ષ પામીએ એમ તેમને સમજાવ્યું. જે શુદ્ધ પ્રેમથી સુમાતા પોતાના પુત્રને ચહાય છે—પછી પુત્ર ગમે તેવો હો, ને જે શુદ્ધ પ્રેમથી સુપત્ની પોતાના પતિને ચહાય છે—પછી પતિ ગમે તેવો હો તે બે પ્રકારના મિશ્ર પ્રેમથી પણ તેથી અધિક સ્વાર્થરહિત ગાઢ ને નિર્મળ પ્રેમથી શ્રીકૃષ્ણ પરમાત્માને ચહાવા, તેમના નામનું રટણ કરવું, તેમના ગુણોનું ગાન કરવું, ને જ્યાં જોઇએ ત્યાં તે જ રાધેશ્યામ, સદા મંગળકારી, મોહક્ચાર મૂર્તિ છે એવો ભાવ આણીને ફરવું ને મગ્ન રહેવું એ તેમણે ચલાવેલા માર્ગનો ટુંકમાં સાર છે. પ્રાણી માત્રમાં શ્રીકૃષ્ણ બિરાજેલા છે તેથી તેમને એ માયાળુ પ્રભુના પવિત્ર મંદિર ગણી તેમના તરફ દરેક શુદ્ધ વૈષ્ણવે માયા ને મમતા દેખાડવાની છે. આવો માર્ગ કેમ સર્વમાન્ય ન થઈ પડે ? પ્રાણી માત્ર તરફ તે એવો પ્રેમ દર્શાવતા કે હિંદુ મુસલમાન સઘળા તેમના તરફ આકર્ષાતા ને તેમનો સદ્ ઉપદેશ સાંભળતા. ધીરજ, સંતોષ, ક્ષમા વગેરેથી તે ભરપૂર હતા. સર્વને સુમાર્ગે દોરવવા પગે ફરી ઠેર ઠેર તેમને ઉપદેશ કર્યો. તેમના પ્રયાસથી ગામે ગામ ને ઠામે ઠામ તે સદાય મનોહર મૂર્તિ શ્રીકૃષ્ણ પરમાત્માનાં ગુણગાન થવા માંડ્યાં અને રાધેકૃષ્ણના નામનું રટણ કરી તરી જવાની ઇચ્છા રાખનારાઓની સંખ્યા વધી. તે અમુક ન્યાતી કે જાતિધર્મ નહોતો—ને સર્વમાન્ય ધર્મ થઈ પડ્યો.

પણ પાછળથી શું થયું તે તપાસો. આચાર્યપદ તેમના વંશમાં જ ઉતરતું ચાલ્યું. વિદ્યા–ગુણ–રહિત પણ કેવળ વલ્લભકુળમાં અવતરેલા સર્વ મહારાજો થઈ પડ્યા. થોડાક સમય સુધી તો જે જે બાળકો આચાર્ય કહેવાયા તે તે આવા પૂજ્ય સ્થાપકનું અનુકરણ કરી ચાલતા પણ પાછળથી બધું પડી ગયું. આવા પવિત્ર પંથમાં દર્શનની ધમાલ દાખલ થઈ, આચાર્યોએ ધર્મનું શિક્ષણ આપવું છોડી દીધું ને લોકોને જેમ ફાવે તેમ પ્રવાહમાં તણાવા દીધા. પૈસાવાળા અનેક લોકો તેમના ભક્ત થયા ને પોતાના પૈસાનો કંઇક ભાગ તેવા મહારાજોને આપી તેમને પણ લક્ષ્મીના ઉપાસક બનાવી દીધા. સડાની આ શરૂઆત

---

૧. સંવત્ ૧૯૭૨ ના જ્યેષ્ઠના 'વસન્ત' માંથી સુરતનિવાસી શ્રીનગીનલાલજીના શિષ્ય રા. હરિપ્રસાદના 'ગુજરાતી હિંદુઓના આત્મઘાત' માંથી ઉપન્યાસ.

થઇ. મહારાજોમાંથી જ્ઞાન ઘટયું ને આડંબરે ને મોજ-શોખ વધ્યા. કૃષ્ણપૂજામાંથી કૃષ્ણ-લીલા દાખલ થઇ ને મુરખ માણસો પતંગીઆની માફક દીવામાં ઝંપલાવા. ગુહ્ય બાબતોનું રહસ્ય સમજાવી શકનાર માણસો ગયા, ને મહારાજો પોતે જ શ્રીકૃષ્ણ ગણનાર છે એમ મનાવવા લાગ્યા ને અવર જન ગોપિકાઓ છે તેમ પણ સમજાવનારો કોઇક વીરલા થયા. હવે સડાના બીને ફણગા ફુટવા માંડ્યા ને ધીમે ધીમે તે ફાલી ફુલી ઝાડ થયું. શુદ્ધ ગંગાના પવિત્ર સુખદાયક પ્રવાહમાં જીવલેણ ઝેર ભેળાયું. શ્રી મહાપ્રભુજી નેમ ઘર લાવવામાં સાધનભૂત થનાર આ મહારાજો કર્તવ્યપરાયણ ન રહ્યા, ને પાછળથી દાખલ થયેલી મનને આકર્ષણ કરે તેવી પણ ઘણી જ ઉંચી ક્રિયાઓનું રહસ્ય સમજી સમજાવનાર ગયાં એટલે સાપ ગયા ને લીસોટા રહ્યા. શુદ્ધ ભાવથી ધર્મને સમજી સમજાવનાર ભક્તજનોની સંખ્યા ઘટી. આ ધર્મનૌકા, એવા પ્રેમવહાણવટીઓ તથા બાહ્યશૃંગારની પુંઠે રહેલા ગુહ્યાર્થને સમજાવી ધર્મ તરફ હંકારી શકે એવા નીતિમાન ને લોભરહિત મહારાજોને અભાવે ભરદરીયે ઝોકા ખાવા લાગી. હાલમાં કેટલાક મોટરો ને ગાડીઓમાં શોખ કરતા નજરે પડે છે, તેલ ફુલેલમાં રચ્યા પચ્યા રહે છે, ગાન તાનમાં ગુલતાન રહે છે, પણ પોતાનું ખરૂં કર્તવ્ય કરવામાં પછાત રહે છે. ખરો ધર્મ શું છે તે કદાચ તેઓ જાણતા હશે પણ બીજાને જણાવવાની તે તસ્દી લેતા નથી અને અજ્ઞાન અને અર્ધદગ્ધ માણસો વિચાર કર્યા સિવાય અનર્થ ગ્રહણ કરીને આડે રસ્તે જાય તો તેમને અટકાવવા તેઓ પ્રયત્ન કરતા નથી. તેઓમાં ખાલી અભિમાન રહ્યું છે પણ ખરૂં ધર્માભિમાન જતું રહ્યું છે. જે ધર્મ મનુષ્યના જીવનને ઉચ્ચ સ્થિતિમાં આણી શકે એમ છે તે જ ધર્મ અપવિત્ર અસર કરે, નીતિભ્રષ્ટ ન કરે તો પણ મનને વિહ્વળ કરી અનીતિને કાંઠે લાવી મૂકે અને મનને નબળું બનાવી તેમાં ઉત્પન્ન થતા હલકા વિચારોથી તનને ક્ષીણ કરી નાંખે, એ જોવાનો આજે દુઃખદાયક સમય આવ્યો છે. ઉછરતા જુવાનીઆઓ આવી વાતો સાંભળી આવા ઉમદા ધર્મમાંથી છટકી જાય છે, સુધરેલા લોકો તેના તરફ તિરસ્કાર વૃત્તિથી જુએ છે અને એવાં અનેક માઠાં પરિણામ માટે કોણ જવાબદાર છે ?

કેટલીક વખતે કોઇક કોઇક મહારાજ આ ધર્મમાં નવીન બળ દાખલ કરવા પ્રયત્ન કરે છે ને કેટલેક અંશે ફાવે છે પણ ખરા. વળી ક્ષિતિજમાં કેટલાક મહારાજો એવા દેખાય છે કે પાછળથી તેઓ પોતાના પૂજ્ય વડીલને પગલે ચાલી આ ચગડોળે ચઢેલા ધર્મને પાછો શુદ્ધ ને સતેજ કરી તેની અસલ સ્થિતિએ આણશે એવી આશા રાખવામાં આવે છે. તેઓ સુધરી વૈષ્ણવોને ધર્મજ્ઞાન આપે તો ભાવિક લોકો જે પૈસા તેમને છુટથી આપે છે તેનો તેઓ બદલે બદલો આપી શકશે.

પણ જ્યાં સુધી તેઓ પોતે સદાચારી રહી બીજાને ધડો લેવા લાયક ન બને, પોતે ભગવાન છે અને બીજાઓ ગોપીસ્વરૂપ છે તે તેમની સાથે વરેલા છે એમ માની તેમની સાથે ક્રીડા કરી પાવન થવાની ઇચ્છા રાખનારાં કોઈ ક્ષુદ્ર પ્રાણીઓ નજરે પડતાં તેઓની ભૂલ ન સુધારે, કે તેમને સારે રસ્તે દોરવા પ્રયત્ન ન કરે તથા શુદ્ધ ધર્મનો ઉપદેશ ન કરે ત્યાં સુધી એ ધર્મની દશા બીલકુલ સુધરવાની નથી.

પણ આ બધામાં પ્રજાજનને શું ? મહારાજોના કર્મો ઉપર પ્રજાના સુધરવાની આશા રહેલી છે છતાં તેઓ પોતાની ફર્જ અદા ન કરે ને પ્રજા ન સુધરે તેમાં તે બિચારા શું.

કરે એવો ખ્યાલ આણનારાઓએ ખુબ સમજવું જોઇએ કે માણસ એ અક્કલવાળું પ્રાણી છે ને જે અક્કલ તેને ઈશ્વરે બક્ષેલી છે તેનો તેણે સદ્ઉપયોગ કરવો જોઇએ. જો તેઓ બકરાં ઘેટાં માફક જેમ હાંકે તેમ હંકાય ને જ્યાં દોરે ત્યાં દોરવાય ને તેથી જો તેમનાં તન મન ક્ષીણ થઈ તેમની અધોગતિ થાય તો શું તેઓએ પોતાની અક્કલનો બરાબર ઉપયોગ કર્યો એમ કદી કહી શકાશે? અશુદ્ધ વિચારો ને આચરણોથી માણસોની શારીરિક ને માનસિક શક્તિનો લય થાય છે એટલું જ નહિ પણ જે રસ્તે તેમના આત્માની સદ્ગતિ કરવા ઇચ્છા રાખે છે તે જ રસ્તે તેમના આત્મા નરક તરફ પ્રયાણ કરે છે એટલું પણ તેઓ શું સમજી શકતા નથી?

આ ધર્મ મૃતધર્મ નથી, તે ચૈતન્યમય છે. તેને લાગેલો રોગ અસાધ્ય નથી. મહારાજોમાં જનસમાજને સુધારવાની શક્તિ છે. તેઓ હજુ વૈષ્ણવોના મનના રાજા છે અને સહેજમાં હિંદુ સમાજને લાભ કરી શકે એમ છે. તેઓ પાસે પૈસા છે તથા તેમને માગ્યાં મુક્તાફળ મળે છે. જો તેઓ આ આધુનિક જમાનાને રૂચે એવી છોકરા છોકરીઓ બન્નેને માટે પ્રાથમિક તથા બીજી શાળાઓ ને પાઠશાળાઓ સ્થાપે સ્થપાવે ને તેમાં ધાર્મિક ને નૈતિક શિક્ષણ આપવાનો બંદોબસ્ત કરે તો પોતે કીર્તિ સંપાદન કરી શકશે ને પોતાના અનુયાયીઓને પણ ઘણો લાભ આપી શકશે. પણ જો તેઓ પ્રબળ પ્રવાહમય જમાનાને સમજી જઈ પોતાની નૌકા તેની અર્ધફકીએ પણ નહિ ચલાવે તો બેશક તે ઉંધી વળશે યા લાંદી જશે અને તેનો આશરો લઈ બેઠેલા પુરુષો પૈકીના સમજુ જનો બીજી કોઇ હોડીઓનો આશ્રય લઈ ગમે તે કાંઠે ઉતરશે. આવું અનિષ્ટ પરિણામ ન આવે માટે તે ધર્મ પાળનારા પૈકીના આગેવાનોએ મળી મહારાજોને પોતાની ફરજ અદા કરવા સૂચના કરવી જોઇએ. તે મહારાજોએ જેમ ખ્રિસ્તી પાદરીઓ ફરી પોતાના ધર્મનો ઉપદેશ કરે છે તેમ કરવું જોઇએ ને તેમણે ખાલી આડંબર છોડી સાદું ને સરળ જીવન ગાળવું જોઇએ.

મહારાજોએ ખાસ યાદ રાખવું જોઇએ કે પોતાની મોટાઇનો આધાર તેમને પૈસા આપનાર તેમના માનનારાઓના ઉપર છે અને જો તેમને માનનારાઓ તેમનાથી કંટાળી દૂર ખસી જશે, યા ભૂલમાં ભરમાઈ પોતે નબળા મનના ને તનના થઈ પોતાની પ્રજાને પોતાથી અધિક નબળી બનાવી દઈ વહેલી કાળના મુખમાં ઝંપલાવી દેશે એટલે પોતાનો વેલો વહેલો કરમાવી દેશે તો તેમની મોટાઈ શા ઉપર ટકી રહેશે? જ્યારે દરેક પળે હિંદુઓ પૈકી ઘણા પરધર્મમાં જવા વિચાર કરે છે, યા ધર્મ તજી નાસ્તિક થતા જાય છે ત્યારે આ ધર્મધુરંધર કહેવડાવવાનો દાવો કરનાર ધર્મગુરુઓ પોતાની ફરજ શું છે તે સમજી તે અદા કરવામાં પ્રમાદ કરે છે એ શું ઓછું શોચનીય છે? તેઓએ શું શુદ્ધ ધર્મનું શિક્ષણ આપવાનું નથી? વળી પોતે સુપંથે વળી બીજાને તેમ દોરવવાના નથી? તેમની સાથે તેમને માનનારા પૈકીના આગેવાનોની શું એ ફરજ નથી કે જો તેઓ સીધે માર્ગે જતા ન હોય તો તેમને અટકાવી સીધે માર્ગે જવાનો આગ્રહ કરવો જોઇએ? તેઓએ પ્રયત્ન કરીને જે ઝેર જનસમાજની રગોમાં પ્રસરવા માંડ્યું છે તેનું મારણ ખોળી કહાડી—આપણી પ્રજાના અસ્તિત્વનો અંત આવતો અટકાવવો જોઇએ? સમજુ આગેવાનો ને અન્ય વૈષ્ણવો મળી પોતાની સમાજ તુટે છે, નાબુદ થવાના રસ્તાપર છે એ જોઈ જાણી ચાલે છે તેમ જ ચાલવા દે ને છેવટે અનિષ્ટ પરિણામ આવે તો તેઓ આત્મ ઘાત કરે છે.

જ્ઞાની કરતાં કોઇ પણ રીતે ઉતરતો નથી એટલુંજ નહિ પરન્તુ તેથી ઉત્કૃષ્ટ છે–એવું પણ ગૂઢ સૂચન પોતે કરી આપ્યું છે! એવા શુદ્ધ જન્મવાળા પરીક્ષિતની ભાગવતશ્રવણ દ્વારા મુક્તિ થવામાં પ્રતિબન્ધ ન થાય તેથી પરીક્ષિતની ત્રણ પેઢીના પૂર્વજોની મુક્તિ પ્રથમ થઇ એમ હવે (૧૩-૧૪-૧૫) ત્રણ અધ્યાય વડે નિરૂપિત કરે છે. "પિતૃઓ પ્રથમ મુક્ત ન થાય તો પુત્ર પણ મુક્ત ન થાય" એ શાસ્ત્રવચનાનુસાર પરીક્ષિતના પ્રપિતામહ થયલા એવા ધૃતરાષ્ટ્રની મુક્તિનું નિરૂપણ ૧૩મા અધ્યાયમાં કર્યું છે, કે જેથી અત્રે પરીક્ષિતની મુક્તિમાં પ્રતિબન્ધ આવે નહિ "કુલમાં એક પરમ વૈષ્ણવ ભાગવત વંશ્ય ઉત્પન્ન થાય તો તે પોતે તરે છે અને સર્વ પિતૃઓને તારે છે"–એ શાસ્ત્રવચન પણ, આ પરમ વૈષ્ણવ પરીક્ષિતના સમ્બન્ધથી થયલી અન્યાયી ધૃતરાષ્ટ્રની પણ મુક્તિથી સચોટ હૃદયંગત થાય છે. ત્યાર પછી ૧૪ મા અધ્યાયમાં પાણ્ડવોની મુક્તિમાં હેતુરૂપી વૈરાગ્ય ઉત્પન્ન કરનારા ભગવદ્‌ગમનનું નિરૂપણ છે, ૧૫ મા અધ્યાયમાં પરીક્ષિતના પિતામહ થયલા એવા પાણ્ડવોની સર્વત્યાગપૂર્વક મુક્તિ થવાનું નિરૂપણ છે. પરીક્ષિતના પિતા અભિમન્યુ તો દેવી, ચન્દ્રના અંશ હતા, કૃષ્ણ બાન્ધવ હતા, તથા યુદ્ધમાં જ વીર થઇ મૃત્યુવશ થયા હતા એટલે એમની મુક્તિ તો સિદ્ધ જ થઇ હતી. આ રીતે (૧૩-૧૪-૧૫) એમ ત્રણ અધ્યાય વડે ભગવાનના શ્રોતા પરીક્ષિતના પૂર્વજોની મુક્તિનું નિરૂપણ થયું. ત્યાર પછી ૧૬ મા અધ્યાયમાં ભાગવતશ્રોતા પરીક્ષિતને રાજ્યાધિકારથી પ્રાપ્ત થતા લૌકિક બન્ધની નિવૃત્તિનું, તથા ૧૭ મા અધ્યાયમાં કલિકાલથી થતા બન્ધની નિવૃત્તિનું નિરૂપણ છે. એ રીતે (૧૩-૧૭) એમ પંચ અધ્યાય વડે ભાગવતશ્રોતા પરીક્ષિતને સર્વત્યાગ-સિદ્ધિ પણ ફલિત થાય છે ત્યાર પછી ૧૮-૧૯ એમ બે અધ્યાય વડે ભાગવતશ્રોતા પરીક્ષિતને શમીકઋષિ તથા શુક જેવા સત્પુરુષોનો સઙ્ગ થયો. ૧૮ મા અધ્યાયમાં ઋષિનો સઙ્ગ થયો અને શાપ પ્રાપ્ત થયો તે પણ ભગવત્કૃપારૂપ હતો, કારણકે એ શાપ થયો તો રાજ્યાદિ લૌકિક વિષે પરીક્ષિત જેવા ભાગવતશ્રોતાને અનુકૂલ એવો દૃઢ વૈરાગ્ય સિદ્ધ થયો અને પોતાને શ્રીમદ્‌ભાગવત શાસ્ત્રનું શ્રવણ કરવાનો પ્રસઙ્ગ પ્રાપ્ત થયો! તેના પર શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રની અમૃતવૃષ્ટિ થઇ અને શાપ દ્વારા એવા ભાગવતશ્રોતાનો દાહ પણ અલૌકિક રીતે જ થયો. ભગવાનના નિજ વંશ્યો એવા યાદવોને જ્યારે બ્રાહ્મણનો શાપ થયો ત્યારે તેઓ મોહ પામ્યા હતા, તેમ નિજ **ભક્તવંશ્ય** મહા ભાગવત પરીક્ષિતને તો થયું નહિ! જે બ્રહ્મશાપથી ભગવાનના **નિજ યદુકુલના યાદવો** મોહ પામી, મદિરાપાન કરી, યાદવાસ્થળી કરી અન્તે વિપરીત રીતે નષ્ટ પામ્યા, તેજ બ્રહ્મશાપથી પોતાના પ્રિય પરમ ભાગવત **ભક્ત પરીક્ષિતને** તો ભગવાને શ્રીશુક જેવા વિરલ, ઠર લક્ષણસમ્પન્ન, તથા દૃઢ વૈરાગ્યવાળા પરમગુરુનો સમાગમ પ્રાપ્ત કરાવી શ્રીમદ્‌ભાગવતરૂપી અપૂર્વ અમૃતવૃષ્ટિનું શ્રવણદ્વારા પાન કરાવ્યું! અને પરમફલની પ્રાપ્તિ કરાવી! **એ રીતે ભગવાને પોતે સ્વકીય યાદવો કરતાં પણ પરકીય છતાં નિજ ભક્તના વંશ્ય થયલા તથા પરમ ભગવદ્ભક્ત થયલા એવા પરીક્ષિતનો ઉત્કર્ષ સિદ્ધ કરાવ્યો છે! પોતાના યદુકુલના વંશ્યો કરતાં ભગવદ્ભક્ત પર ભગવાનની કેવી અધિક કૃપા હોય છે, કેવો પક્ષપાત હોય છે તથા ભગવાન્ વેદાન્તના બ્રહ્મજ્ઞાની કરતાં પણ ભાગવત શ્રોતાનો અધિકાર ઉત્તમ છે એમ પોતે કેવી રીતે સિદ્ધ કરે** છે–ને સર્વ આ પરીક્ષિતના ઉત્તમ અધિકારના નિરૂપણથી સ્પષ્ટ થશે. આવું શાસ્ત્રીય તથા વૈજ્ઞાનિક સ્પષ્ટીકરણ શ્રીધરાદિ કોઇપણ ટીકાકારો કરતા નથી. પ્રથમ સ્કન્ધના ત્રણ પ્રકરણથી એટલું

તો સિદ્ધ થશે જ કે પરીક્ષિત્ યદ્યપિ ક્ષત્રિય રાજા છે, છતાં તે ભગવદ્ભક્ત છે, ભગવત્કૃપાપાત્ર છે, સર્વપ્રકારે શુદ્ધજન્મવાળા છે, સર્વ ત્યાગવાળા છે, દૃઢ વૈરાગ્યવાળા છે, શ્રીશુક જેવા વિરલ જ્ઞાનીકે ભક્તના સત્સઙ્ગવાળા છે, તથા ભગવાનને વિષે તેમજ ગુરુમુખે કહેવાતા ભાગવતશાસ્ત્રને વિષે અત્યન્ત શ્રદ્ધાવાળા છે, આદરવાળા છે અને નિરપેક્ષ છે! તેથી શ્રીમદ્ભાગવતશાસ્ત્રના શ્રોતા તરીકે એમનો અધિકાર અતિ ઉત્તમ છે; જ્યારે બ્રહ્મકુલના પરમજ્ઞાનવૃદ્ધ શૌનકાદિ ઋષિઓ જે અન્યાસક્ત છે, જેમને વક્તા સૂત પ્રતિ યથાર્થ આદર નથી, જેમને પોતાના બ્રહ્મકુલનું, અને શ્રોત્રિય વૈદિક કર્મનું તથા બ્રહ્મજ્ઞાનનું અભિમાન છે—તેમનો અધિકાર પરીક્ષિત્ કરતાં હીન છે; તેમ જ વ્યાસજી જેવા પરમ જ્ઞાનાવતારે ભગવદ્ગુણગાન કર્યાં નથી, તેમ જ પોતે સાક્ષાત્ ભગવાન વિના અન્ય યોગાદિ સાધનોમાં આસક્ત છે, ફલવિષયક ચિન્તાથી ગ્રસ્ત છે, અને દૃઢ વૈરાગ્યવાલા નથી, તેથી તેમનો અધિકાર મધ્યમ કહ્યો છે। એવી જ રીતે યદ્યપિ શ્રીશુકદેવજી, ઉપનયનરહિત છે, દિગમ્બર છે, ષોડશવર્ષના બાલયુવક છે, વ્યાસનન્દન છે, છતાં પોતે સર્વોત્કૃષ્ટ દૃઢ વૈરાગ્યવાળા છે, ૩૨ લક્ષણ સમ્પન્ન છે, ભગવદ્ગુણગાન કરવામાં કોઇપણ પ્રકારની લજ્જારહિત છે, અને નિષ્કામ, નિરપેક્ષ, તથા પરમાર્થી છે, તેમ જ એમને પરપ્રાપ્તિ થવામાં કેવલ ભગવત્કથા જ પ્રતિબન્ધક છે, તેથી એમનો જ શ્રીમદ્ભાગવતના વક્તા તરીકેનો અધિકાર, ત્યાં પધારેલા વ્યાસ–પરશુરામ, મૈત્રેય ઇત્યાદિ જ્ઞાન, કર્મ ભક્તિનું પ્રતિપાદન કરનારા સર્વે ઋષિ–મુનિઓ કરતાં ઉત્તમ છે, અને એમને જ પરમગુરુનું ઉચ્ચ આસન પ્રાપ્ત થયું છે. દ્વિતીય મધ્યમ પ્રકરણના વક્તા નારદજીને જીવોને જ્ઞાન આપવાની સત્તા–અધિકાર બાધક છે, તેમજ એમને શુકસમાન દૃઢ વૈરાગ્ય નથી તેથી એમનો અધિકાર શ્રીશુક કરતાં મધ્યમ છે. તેમજ પ્રથમ હીન પ્રકરણના વક્તા સૂત પૌરાણિક પુરાણાદિનો નામવિક્રય કરે છે તેથી તેમનો અધિકાર વક્તા તરીકે શ્રીશુકની અપેક્ષાએ અતિહીન છે છતાં પણ એ પોતે ઉગ્રશ્રવા રોમહર્ષણના પુત્ર હોઇ ભક્તસુહૃદવાળા છે તેમજ એમણે શ્રીશુકમુખે ભાગવતનું શ્રવણ કર્યું છે. તેથી જો કે પોતે હીનજાતિના છે—વૈદિક જ્ઞાનના અનધિકારી છે, તોપણ તેમને બ્રહ્મકુલના જ્ઞાનવૃદ્ધ પરમઋષિ શૌનકાદિની સભામાં વક્તા તરીકે ઉચ્ચ બ્રહ્મસ્થાન પ્રાપ્ત થયું છે.

આ પરીક્ષિત્ કરતાં પણ વિદુર જેવા શૂદ્ર દાસીપુત્રનો અધિકાર ભાગવતશ્રવણને માટે ઉત્તમ છે, કારણ કે વિદુરજી પોતે સર્વથા લોકમાં વિરક્ત હતા, ભાગવતના કથનમાં અસમ્ભાવના–વિપરીતભાવનાથી રહિત હતા, અને તીર્થાદિ કરી શુદ્ધ અન્તઃકરણવાલા ભગવદ્ભક્ત છે; તેથી એમને ભગવાનની એક જ લીલાનું એક જ વાર શ્રવણ થવાથી તે સત્વર ભગવત્પદને પ્રાપ્ત થયા એમ તૃતીય સ્કન્ધમાં નિરૂપણ થશે. પણ ઉત્તમ અધિકાર, પરમભાગવત ઉદ્ધવજીનો છે, કે જે જ્ઞાની ભક્ત હતા, ભગવાનની સમીપમાં સ્થિતિ કરતા અને એવા તો ભગવત્કૃપાના પાત્ર હતા કે ભગવાને પોતાના તિરોધાન સમયે તેમને પોતાની સમીપમાં રાખી તેમની સર્વશઙ્કાનો નિરાસ કરી તેમને સર્વ પ્રકારનું સાંખ્યયોગાદિનું જ્ઞાન આપ્યું. તેમ જ તેમને અન્તે આશ્વાસન આપી ભૂતલ પર સ્થિતિ કરતા વર્તમાન તથા ભાવિભક્તોનું પરમ શ્રેય કરે એવા અતુલ ભાગવત જ્ઞાનનો વારસો સોંપ્યો હતો, જે ભાગવત જ્ઞાનનો પ્રચાર તેમણે ભગવદાજ્ઞાથી વિદુરમૈત્રેયાદિ ભગવદ્ભક્તોમાં ભગવાનની તિરોધાનદશામાં ભૂતલપરના જીવોના કલ્યાણ અર્થે કર્યો। ભગવાન તથા એમના ભક્તો પોતે ભગવાનની તિરોધાનદશામાં સંસાર તરવાને શ્રીમદ્ભાગવતના જ્ઞાનરૂપી ઉડુપ (હોડકું) મૂકતા ગયા છે, જેનો આશ્રય જો કલિકાલના જીવોએ એક અનન્ય, સુકર, તથા નિર્ભય ઉપાય સમજી અવશ્ય લેવો જોઇએ.

આવા ઉદ્ધવજી કરતાં પણ ભાગવતને વિષે અત્યુત્કૃષ્ટ અધિકાર અહિર સ્ત્રીજાતિના વ્રજસીમન્તિની શ્રીગોપીજનોનો છે કે જેમણે પોતાના સમાજમાં ભગવાનના પરમ વિપ્રયોગરસમાં નિમગ્ન થઇ, તાપક્લેશ નિવૃત્ત કરવા ;ભગવલ્લીલાનું તથા ભગવદ્ગુણાનુવાદનું વારંવાર કથન કર્યું! ભગવાનને વશ કર્યા! અને ભગવાન્ શ્રીકૃષ્ણને વિષે અમર્યાદ, તથા સ્વતંત્ર પ્રેમભક્તિ પ્રકટ કરી પુષ્ટિમાર્ગીય ગૂઢ સ્ત્રીભાવાત્મક તત્ત્વનું દિગ્દર્શન કરાવ્યું!

આ પ્રકારનું ભાગવતનું ભાગવતત્વ છે કે જેમાં જેમ જેમ જીવોને જાતિથી, જન્મથી, કુલથી, જ્ઞાનથી, સંસ્કારથી, તપથી, અર્થાત્ કોઇ પણ પ્રકારના અધિકારની દૃષ્ટિથી હીનત્વનું ભાન થાય, તેમ તેમ શ્રીમદ્ભાગવતમાર્ગને માટે તે જીવોની ઉત્તમ યોગ્યતા સિદ્ધ થાય છે. એ ભાગવતની એવી તો સર્વોદ્ધારક ઉદાર વૃત્તિ છે કે સ્ત્રી, શૂદ્ર, તથા તેથી પણ અધમ એવા ચાણ્ડાલ, અસુર, પશુ, પક્ષી, તથા વૃક્ષ ઇત્યાદિ કોઇ પણ યોનિના જીવનો—સંક્ષેપમાં પ્રાણિમાત્રનો ઉદ્ધાર એ માર્ગમાં થઇ શકે છે! શ્રીમદ્ભાગવતના આવા સર્વોદ્ધારક સામર્થ્યનું પ્રાકટ્ય, શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ નિર્ભયતાથી, પ્રામાણિકપણે, પરિશ્રમ લઇને કર્યું છે। જે સ્ત્રીશૂદ્રાદિનો વૈદિક માર્ગમાં, સ્વતંત્ર અધિકાર ન હતો, અને જેમને પોતાના ઉદ્ધાર અર્થે કેવલ ત્રૈવર્ણિકોની જ સેવાને અધીન રહેવું પડતું હતું, તેવા નિઃસાધન સ્ત્રીશૂદ્રાદિ જીવોને પણ શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ પરમકૃપાલુ થઇ ભાગવતમાર્ગ, ભગવત્સેવામાર્ગ, તથા ભગવત્પ્રપત્તિમાર્ગ પ્રકટ કર્યો અને એક અપૂર્વ આચાર્ય થઇ પોતાનું મહોદાર ચરિત્ર પ્રકટ કર્યું!

## રસ તથા રસાભાસ.

શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ જ અપૂર્વ રીતે ભગવદ્રસ તથા રસાભાસનું તારતમ્ય વિદ્વજ્જનોને તથા સંસારના ભ્રાન્ત જીવોને જેવું સમજાવ્યું છે. એવું કોઇએ સમજાવ્યું નથી! એમના શ્રીમદ્ભાગવતના શ્રીસુબોધિની દશમ સ્કંધના રાસપંચાધ્યાયી તથા અન્ય નિબન્ધાદિ ગ્રંથોનો અભ્યાસ કરવાથી એમ સ્પષ્ટ પ્રતીત થશે કે રસ નામનો પદાર્થ ભગવાન્ શ્રી કૃષ્ણને વિષે છે અને તેના ભોક્તા પણ ભગવાન્ શ્રીકૃષ્ણ જ છે, લૌકિક જીવો નાયકનાયિકાભાવે કદાપિ રસભોગ કરી શકતા નથી. ઉલટા તેઓ રસાભાસમાં લપટાઇ દુઃખાત્મક સંસારમાં ફસાય છે। લોકોને વિષયાત્મક રસાભાસથી નિવૃત્ત કરવા શ્રીમાન્ વલ્લભાચાર્યજી, સાક્ષાત્ મદનના પણ મન્મથ એવા, તથા કોટિકન્દર્પલાવણ્યમય ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરવાનો સર્વ જીવોને ઉપદેશ કરે છે. સ્ત્રીઓને તો પતિના પણ પતિ એવા અલૌકિક ભગવાન્ શ્રીકૃષ્ણની સેવામાં અગ્રસ્થાન આપે છે. નિઃસાધન સ્ત્રીઓ તરફ તથા અન્ય હીન જીવો પ્રતિ આવી ઉદાર વૃત્તિ તથા માન્યબુદ્ધિ, શ્રીમાન્ વલ્લભાચાર્યજી વિના કોઇ પણ આચાર્યે દર્શાવી નથી. આધુનિક વાતાવરણના પ્રશ્નો પર પ્રકાશ કરે તથા તેમનો ઉકેલ કરે એવા અનેક ગર્ભિત સૂચનો આચાર્યશ્રી પોતાના શ્રીસુબોધિન્યાદિ ગ્રન્થોમાં કરે છે. જેમકે 'સ્વારાજ્ય' કોને કહેવું? બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, ઇત્યાદિ જાતિ છે કે દેવતા છે? હિમાલય પ્રતિ જ શામાટે દેહત્યાગ કરવા જવું? ઇત્યાદિ. 'સ્વારાજ્ય પ્રાપ્ત કરવું' એટલે સ્વ–અર્થાત્ પરબ્રહ્મ એવા ભગવદ્વિષયક આન્તર રાજ્યમાં નિમગ્ન રહેવું. એટલે કે પરબ્રહ્મ એવા ભગવાન્ શ્રીકૃષ્ણને વિષે સમાધિ કરી ચિત્તનું તેમને વિષે ભીતર પરોવણ કરવું. આ પ્રકારનું સ્વારાજ્ય જીવોને અને વિશેષતઃ બ્રાહ્મણોને મુખ્ય હોવું જોઇએ. એ સ્વારાજ્યમાં જીવો નિજ સ્વરૂપવડે આન્તર ભગવત્સેવામાં નિમગ્ન થઇ આનન્દી થાય છે. એ આન્તર સ્વારાજ્ય પ્રધાન હોવું જોઇએ અને તેના અઙ્ગરૂપે તેને અનુકૂલ થાય એવું દેહ–પુત્ર–સ્ત્રી, તથા વિત્ત

ઇત્યાદિ વિષયનું તથા તેમની રક્ષા કરનારા નૃપતિનું બહીરાજ્ય હોવું જોઇએ આ બહીરાજ્ય, એ આન્તરના સ્વારાજ્યને પ્રતિકૂલ તો સર્વથા ન જ હોવું જોઇએ. આ પ્રકારે શ્રીમાન્ વલ્લભાચાર્યજી જીવોનો ઉદ્ધાર કરે એવા સ્વારાજ્ય વિષે વિવેચન કરી રહ્યા છે. (૧)

'બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ-ઇત્યાદિ નામની કોઇક દેવતા છે અને તે ઉપનયનાદિ સંસ્કારથી તે તે દેહમાં આવે છે. પરન્તુ તે તે બ્રહ્મત્વ, રક્ષિતૃત્વ ઇત્યાદિગુણોનું યથાર્થ પાલન કરવામાં આવે તો જ તે દેવતાઃ પ્રસન્ન થઇ, તે તે દેહમાં સ્થિતિ કરે છે. નહિ તો એ દેવતા તિરોભૂત થાય છે. ઉપનયનાદિ સંસ્કારના નામમાત્રથી એ દેવતા સ્થિતિ કરતી નથી. બ્રાહ્મણત્વ-ક્ષત્રિયત્વ ઇત્યાદિ જાતિ નથી. અર્થાત્ તે તે જાતિના જીવોએ પોતાની દેવતા પ્રસન્ન થાય એવા તે તે ધર્મોનું પાલન કરવું જોઇએ. એમ ન થાય તો કેવલ ક્ષત્રબન્ધુ, બ્રાહ્મણબન્ધુ, વૈશ્યબંધુ એમ બ્રાહ્મણાદિ નામનો આભાસ માત્ર રહે છે. " (૨)

" હિમાલયની ભૂમિ કૃમિસમ્બન્ધથી રહિત છે, અને સત્વર દેહત્યાગ કરાવે એવી સામગ્રીવાળી છે તેથી એ ભૂમિમાં દેહત્યાગ કરવાથી જીવહિંસાનો દોષ પ્રાપ્ત થતો નથી; જ્યારે અન્ય ભૂમિમાં કૃમિનો સમ્બન્ધ થવાથી હિંસા થાય છે. જેમ વીરરસથી આવિષ્ટ થયલા જીવો યુદ્ધમાં શૂરવીર થઇ મૃત્યુને ઇચ્છે છે, તેમ વૈરાગ્યરસથી આવિષ્ટ થયલા જીવો હિમાલયના સ્થાનમાં નિવાસ કરી સત્વર મૃત્યુ લેવાની હિમ્મત કરે છે. " (૩)

આચાર્યશ્રી આવી રમ્ય જિજ્ઞાસા ઉત્પન્ન કરી તેને યથાર્થ રીતે શાન્ત કરે છે. શ્રીમદ્ભાગવતશાસ્ત્ર પર આ પ્રકારે અત્યુત્તમ ભાષ્ય, નિબન્ધ તથા ટીકાઓ લખી એક અપૂર્વ શ્રીમદ્ભાગવતને કેવલ સામાન્ય પુરાણની કક્ષામાંથી દૂર કરી વેદસમ્મિત, સર્વોદ્ધારક તથા પરમફલદાયક શાસ્ત્રની કોટિમાં સ્થાન આપવાનું અનુપમ માન અદ્યાપિપર્યન્ત કેવલ આપણા શ્રીમાન્ વલ્લભાચાર્યજીને જ છે! આપણે સામ્પ્રદાયિકોએ તો અવશ્ય એમણે અતિ પરિશ્રમ લઇ આવા પ્રકટ કરેલા ગ્રન્થોનું સેવન કરી કૃતાર્થ થવું જોઇએ!

भरुच निवासी

# जगजीवनभाईकृत पद.

॥ राग भैरव ॥

१.

मोहनवर गोकुलपति गोकुलेश कहीए ॥
एसे प्रभु पाय अव ओर कहा चहीए ॥ टेक ॥
भक्ति, आनंद ज्ञान, देत सदा इनका दान,
मनमें तु निश्चेकर एहि काज लहीए ॥ १ ॥

पुष्ट पुष्ट पुष्ट लीला, गोकुल ओर जमुनात्रट, भक्तनके जुथसंग,
सोई ध्यान ग्रहीए ॥
जगजीवन, वल्लभदासके प्रभु, दान मोही चरण कमल,
ताते सब पाइऐ ॥ २ ॥

॥ राग भैरव ॥

२

श्रीगोकुलेशजीके, चरणकमलको, मोहि भरोसो हे निशदीन ॥
महदभक्तकी कान विचारो, संग मिलायके होव प्रसन्न ॥१॥
भगवदी गोकुलभाइजुको, भ्रगुपुरवासी जे हे धन्य ॥
स्वरूप रसात्मिक इनते में मान्या, इनका लाली हे अवछिन्न ॥२॥
लौकिक संबंधतें अलौकिक पायो, तामे कहत कछु नाहिन न्यून ॥
हृदयकमलमें रह्यो आय वसी, ताको साखी मेरो हि मन ॥३॥
याहि सुखमें रहुं निरंतर, एहि सेवा ओर एहि भजन ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु, साधन विन फल भयो हे संपन्न ॥४॥

३

॥ राग भैरव त्रिताल ॥

श्रीगोकुलेश यह नाम, रसना तुं आठो जाम, अंतरमें रहरे ॥
पटतर नहि आन कोउ, जान कोन क्रपाहुते आयो तर वटरे ॥१॥
एहि ध्यान एहि ज्ञान, नख सिखरसरूपजान राजत श्रीगोकुलमें
जमुनाके त्रटरे ॥ २ ॥
पातिव्रत धर्मटेक, वाको तुं कर विवेक, श्रीमुखतें वचन कह्यो
तामें मन ठठरे ॥ ३ ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु, पुरेगे मनोरथ सव सुधो राख घटरे ॥४

४

॥ राग टोडी ॥

तेरोई सुमरण, तुंई जीवनफल, तेरे गुन गाईए।
तेरोई आनु ध्यान, तुंइ प्राणपोषण, तेरोई कहाई अब, कोनको कहाईए ॥ १ ॥
तुहि मन्त्रव्रत जान, तुहि सब विधि सुजान, तुहिहे रसिक खाण भक्तन सुखदाईए ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु, तुमबिन अब मोहिकु ओरन सोहाईए ॥ २ ॥

५

॥ राग बिलावल ॥

प्रीत करीए श्रीवल्लभप्रियसों ॥ महदभक्त मेरे माथे राजे, दृढचित स्थिर इंद्रियसों ॥ १ ॥
चरणकमल तोय दीने कृपा करी याको जतन करीए जीयसों ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु सदा सर्वदा भक्त स्वकीयनसों ॥२॥

६

॥ राग आशावरी ॥

झूलत पालने विठ्ठलनंद ॥ श्रीवल्लभप्रिय प्रकटे पूरनचंद ॥
भक्तरसिक मिली झोटा देतहे किलकत कोटी आनंद ॥ १ ॥
श्रीमुख निरखी मन हरखे फेलि रह्यो मकरंद ॥ २ ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु अकल कला रस छंद ॥ २ ॥

७

॥ राग जेतश्री ॥

सब मिलि भक्त नाचे मनमें राचे ॥ प्रेम मगन कछु कहत न वाचे ॥
रानी रुकमनि ढोटा जायो, मोहनभाई यों कहिके गायो, आनंदसो ऊर अंतर साचे ॥ १ ॥

श्री विठ्ठलग्रह वजत वंधायो, नरनारि मिले मोद बढायो, देत
अपनपों नेक न खांचे ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु, संगस्वरूपमई व्हे रस मांचे ॥२॥

८

॥ पद ॥

दादा नारायणजीको घर सगरी सृष्टिमें कीयो सिरमोर ॥
परम अनन्य जे भरूची कहीए इन समान कोउ नाहिन ओर ॥१॥
श्रीमुखसो कह्यो अपनो लगतोईहे मोहनभाईकी दिखाई गेर ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु, करी पाए जेसे मोहोर ॥ २ ॥

९

॥ राग सारंग ॥

श्री वल्लभप्रिय रत्नसिंघासन वेठेहें देखो चित्तविचार ॥
कोन स्वरूप कोन लीला एहे रे मन समज ए रूपनिरधार ॥ १ ॥
भक्त रसिकके जुथ अपरमित ताको कहांलगी कहुं विस्तार ॥
कृपाहेत, इच्छा समजे, मनोरथ पूरे तिनके निरधार ॥ २ ॥
भवसागरमें पुष्टमारगकी स्वकीय हित वांधी हे पार ॥
वरनभेद बुद्धि, करे प्रभु जिनकी वाकों सुझत हे तिहिंवार ॥ ३ ॥
महदभक्तको दान होयतो प्रीत स्नेह रंग वढे अपार ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु कारनरसजुत प्रकटे सभार ॥ ४ ॥

१०

॥ राग खभायची ॥

श्रीवल्लभप्रिय वेठे तवकडी अंतरंग संग फरत विनोद ॥
सामग्री नानाविधि करिके परोसत वहुजी प्रेम प्रमोद ॥ १ ॥
मेवा मिठाई दूध मलाई फेली रह्यो रसको आमोद ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु देत प्रसाद भकन भरी गोद ॥२॥

॥ ११ ॥

॥ राग कान्हरो ॥

श्रीवल्लभलाल तवकड़ी वेठे आरोगन नौतन विधि भोग ॥
मोहनवर गोकुलपति संगे भक रतनकी सव संजोग ॥ १ ॥
सीरापुरी ओर कचोरी तातो पय सुरनको संजोग ॥
मेवा मिश्री ओर वासोंधी शाक संधाना करि उपयोग ॥ २ ॥
यह सेवामें तत्पर वहुजी मनव्रत जाणी करे विनियोग ॥
लेत लेवावत अतिसुख पावत यह सुख निरखत व्रजजन लोग ॥३॥
करो जलपान आरोगो राज वीडा दीयो दरस टाल्यो विप्रयोग ॥
कहे जगजीवन वल्लभदासके प्रभु पायो प्रसाद गयो सव रोग ॥४॥

## સંવત્સરોત્સવનિર્ણય.

સંવત્ ૧૯૪૫ માં ચૈત્ર અધિક માસ હતો ત્યારે સંવત્સરોત્સવ સંબંધે ચર્ચા થઈ હતી. પંચાંગોમાં નિર્ણયસિન્ધુમાં લખ્યા પ્રમાણે અધિક ચૈત્ર સુદિ ૧ નો સંવત્સરોત્સવ લખાય છે તે કોઈ વિદ્યાર્થીએ ભા. મા. પં. ગટ્ટુલાલજી પાસે વાંચ્યો હશે. તેના ખ્યાલ ઉપરથી પંડિતજીએ પોતાની ઉત્સવની ટીપમાં અધિક માસમાં સંવત્સરોત્સવ લખી નાખ્યો અને ટિપણીના છેવટના ભાગમાં વ્રજભાષામાં એનાજ સમર્થનમાં થોડું લખ્યું. તે સમય તેનો પ્રત્યુત્તર ગો. શ્રીનૃસિંહલાલજી મહારાજ તરફથી પ્રકટ થતી તે સાલની ટિપણીમાં આપવામાં આવ્યો હતો. તદુપરાંત કોટાવાલા ગોસ્વામિ શ્રી કન્હૈયાલાલજી મહારાજ જેઓ તે સમયમાં સંપ્રદાયમાં અદ્વિતીય વિદ્વાન્ હતા તેમણે સપ્રમાણ સંસ્કૃતમાં તત્સંબંધે લેખ લખી ગોસ્વામિશ્રીનૃસિંહલાલજી મહારાજ ઉપર મોકલ્યો હતો. તેમજ કોટાના રાજાના ગાનિતા મથુરાવાલા જ્યોતિર્વિદ્ કેશવદેવજી પાસે પણ તત્સંબંધે એક લેખ લખાવીને મજકુર મહારાજશ્રીએ ગોસ્વામિશ્રીનૃસિંહલાલજી ઉપર મોકલાવ્યો હતો. તે બન્ને લેખો તે સમયે તો પ્રકટ ન કર્યા પણ સંવત્ ૧૯૬૪ માં પાછો તેવો પ્રસંગ આવ્યો ત્યારે નૃસિંહલાલજી મહારાજની ટિપણીમાં એ બંને લેખોનો ઉલ્લેખ કરેલો છે. એ લેખ કાલે કરી તિરોધાન થશે એવો ભય થવાથી આ લેખના અંતમાં તેમનો એક લેખ ( ગો. શ્રીકન્હૈયાલાલજીનો ) પ્રકટ કર્યો છે. તેની મૂલ પ્રત અમારી પાસે છે જેનો ઉપર ટપાલની છાપ તે સમયની મોજુદ છે. આજે તો કોટાની ને મહારાજની ગાદી ઉપર બીજા ગોસ્વામિબાલકને દત્તક લેવામાં આવ્યા છે. પરંપરા, શિષ્ટાચાર તથા સાંપ્રદાયિક સિદ્ધાંતનું કાલબલથી પરિવર્તન થવા લાગ્યું છે. તેથી મનને આશ્ચર્ય સાથે ક્ષોભ થાય છે. હાલમાં કોટામાંથી એક ટિપણી પ્રકટ થવા લાગી છે. તેમાં અધિક ચૈત્ર સુદિ ૧ નો સંવત્સરોત્સવ લખ્યો છે. તે શ્રીકન્હૈયાલાલજીના મન્તવ્ય તથા શિષ્ટ પરંપરાથી વિરુદ્ધ છે. કારણ કે તેમના ઘરમાંજ તે ઉત્સવ શુદ્ધ માસમાં ૧૯૪૫ માં થયેલ તેનો દાખલો

કચેરીને ચોપડેથી જોયો હોત તો મલી શકત, કારણ કે શ્રીપાસે પંચાંગ વંચાય તેની દક્ષિણા બ્રાહ્મણ વાંચનારને મળે તે ચોપડે લખેલી હશે. તેમજ શ્રીરણછોડલાલજીના સમયમાં ૧૯૬૪માં પણ પંચાંગની દક્ષિણા ચોપડે ઉધારી હશે. તે પોતાના ઘરમાં પરંપરાના સાધનો છતાં તે ન જોતાં, તેનો વિચાર પણ ન કરતાં, નિરંકુશ સ્વસત્તાના બલે પ્રાચીન શિષ્ટ સંપ્રદાયનો બાધ કરે તે જોઇ કયો વૈષ્ણવ દિલગીર થયા વિનાનો રહે ? એ પ્રમાણે મુંબઇ મોટામંદિરમાં વિદ્વાનોની સભા બોલાવી. તેમાં બ્રાહ્મણોએ દક્ષિણા સ્વીકારી અધિક ચૈત્ર સુ. ૧ નો સંવત્સરોત્સવ કરવાની સંમતિ આપી એ પણ વૃથા ચેષ્ટા જેવું ગણાય. શાસ્ત્રીય બાબતમાં તો પ્રમાણથીજ કામ લેવું જોઇયે. ઝાઝા બ્રાહ્મણો વગર પ્રમાણનું બોલે તે મનાય નહિ. સપ્રમાણ લેખ એક જણનો હોય તોપણ તે માન્ય ગણાય છે. તેથી જ મહાનિબન્ધકાર હેમાદ્રિ જેવાનું ખંડન નિર્ણયસિંધુકાર કરે છે. તેમ જ મયૂખમાં સંક્રાન્તિના નિર્ણયમાં નીલકંઠ પોતાના પિતાના લેખને માન્ય ન કરતાં યોગ્ય વ્યવસ્થા નિષ્પક્ષરીતિથી કરી ગયા છે. એ પ્રમાણે સનાતનધર્મનિર્ણયો સદા કાલ થતા આવ્યા છે. આજકાલ તો ગુરુજીનો પક્ષ અથવા સાળા બનેવીનો પક્ષ લઇ શાસ્ત્રીય સિદ્ધાન્તને બાજુ મૂકવાનો રીવાજ પડી ગયો છે. તે તો સનાતન ધર્મમાં રહીને સનાતન ધર્મને સમૂલોન્મૂલન કરવાનો પ્રયત્ન થયો કહેવાય. તા. ૧૫મી માર્ચના હિંદિ બંગવાસીમાં પંજાબ સનાતનધર્મવિદ્વત્પરિષદ્ તરફથી માધવાચાર્યજી નવાવર્ષનો આરંભ શુદ્ધ ચૈત્ર સુ. ૧ નો કરવાનું લખે છે, તથા તા. ૧૪ મી માર્ચના ગુજરાતીમાં ડેકન કૉલેજના સંસ્કૃત પ્રોફેસર અને પુષ્ટિમાર્ગના અદ્વિતીય પંડિત રા. રા. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી એમ. એ. એમણે પણ સ્પષ્ટ લખેલ કે શુદ્ધ ચૈત્ર સુદિ ૧ ને દિવસે જ સંવત્સરોત્સવ તથા વર્ષારંભ થશે. આ બધા લેખો સ્પષ્ટ છે તેમજ શિષ્ટાચારપરિશુદ્ધિમાં સં. ૧૯૬૪ની ઉત્સવની ટિપણીમાં શ્રીનાથજીના અસલ મુખ્યાજી સાચોરા મુરલીધરજીના ભત્રિજા ગોપીનાથજીનો લેખ છપાઈ ગયો છે. આ સાલની ટિપણીમાં શ્રીરાધાકૃષ્ણજીનો લેખ પ્રકટ થયો છે. તેમાં નાથદ્વારીય ટિપણીના લેખનો તથા નિર્ણયસિન્ધુના મર્મને ખોલેલ છે. આ લેખનો કોઇ ઉત્તર આપનાર ઉભા થશે તો અધિક ચૈત્ર સંબંધી સ્વતંત્ર નિર્ણયરૂપ નિબંધ પ્રકટ કરવામાં આવશે. તેમાં પ્રાચીન તથા અર્વાચીન નિબન્ધોની મીમાંસા પ્રકટ કરવામાં આવશે.

લેખકઃ—પંડિત પન્નાલાલ શર્મા.

---

कोटास्थप्रथमपीठाध्यक्षविद्वदग्रगण्यश्रीमदाचार्यवंशावतंसगोस्वामि-
श्रीविट्ठलनाथजी (श्रीकन्हयालालजी) महाराजकृत–

# चैत्राधिमासविषयकलेख:।

श्रीकृष्णाय नमः ।

अथ संवत्सरोत्सवनिर्णयः।

श्रौतस्मार्तक्रियाः सर्वा द्वादशे मासि कीर्तिताः। त्रयोदशे तु ताः सर्वा निष्फला इति कीर्त्तिताः॥ तस्मात्त्रयोदशे मासि कुर्यात्ता न कथञ्चन॥ मलिम्लुचस्तु यो मासः सर्वकर्मविगर्हितः। वर्जितः पितृदेवाभ्यां सर्वकर्मसु तं त्यजेत्॥ षष्ट्या तु दिवसैर्मासः कथितो बादरायणैः पूर्वमर्द्धं परित्यज्य कर्त्तव्या चोत्तरे क्रिया॥ सवितृमण्डलमेति यदा शशी तदनुसङ्क्रमणं कुरुते रविः। मखमहोत्सवनाशकरस्तदा मुनिवरैः कथितोधिकमासकः॥ इति ब्रह्मसिद्धान्ते। मरीचिः 'गृहप्रवेशगोदानस्थानाश्रममहोत्सवान्। न कुर्यान्मलमासे तु' । इत्यादिप्रमाणशतकेन संवत्सरोत्सवः शुद्धचैत्र एव कार्य इति राद्धान्तः। न च शुक्रास्तादाविव मलमास एव कार्य इतिवाच्यम्। मलेनन्यगतिं कुर्यान्नित्यां नैमित्तिकीं क्रियामिति वाक्येनानन्यगतिकस्यैव मले विधानात् शुद्धप्रतिपदन्तरस्य सत्त्वेन सगतिकत्वान्नास्य विधानं युक्तम्।

अत्र मासानां मलं मलमास इति राजदन्तादित्वात्समासः। तथा 'चैत्रे मासि जगद्ब्रह्मा ससर्ज प्रथमेहनि' इतिवाक्येन प्रथमेहनि जगत् ससर्ज तदान्येषां मासानामभावात् तेषां मलासंभवेन शुद्धे मास एव ससर्ज। अतः शुद्ध एव वत्सरारम्भः कार्यः। एवमेव

'वत्सरादौ वसन्तादौ वलिराज्ये तथैव च। तैलाभ्यङ्गमकुर्वाणो नरकं प्रतिपद्यते' इति वाक्ये वत्सरादौ तैलाभ्यङ्गस्योक्तत्वात् यस्मिन् दिने वत्सरारम्भस्तदैव तैलाभ्यङ्गः तस्मिन्नेव दिने यो वारः स वर्षेशः चैत्रेसितेतिवाक्यात्। नापि 'प्रतिपत्प्रथमा भवे'दिति वाक्येन प्रथमा या मलमासस्य प्रतिपत्तामादातुं क्षमः। शुद्धमासे सिते पक्षे प्रतिपद्द्वये जाते प्रथमायाः विधानेन चारितार्थ्यात्। यत्त्वधिमासे नित्यनैमित्तिककृत्यस्य निषिद्धत्वात् कथं वत्सरारम्भः कार्य इति शङ्कोत्थाने तिथ्यादिसम्बन्धिनित्यनैमित्तिककार्यस्य निषेधाभावान्मलमासे तत्करणे न कोऽपि दोष इत्युक्तं तत्र जावालिसम्मतिरप्युक्ता। 'नित्यं नैमित्तिकं कुर्यात् श्राद्धं कुर्यान्मलिम्लुचे। तिथिनक्षत्रवारोक्तं काम्यं नैव कदाचन' इति तत्र ब्रूमः। इतरमासवत्सकलकार्यजातस्य प्रसक्तौ केषां कर्त्तव्यत्वं केषामकर्त्तव्यत्वमिति सन्देहे नित्यं नियमेन कर्त्तव्यतयावगतमग्निहोत्रादिकं सन्ध्यादिकं च कुर्यात्। नैमित्तिकमग्नये पथिकृते पुरोडाशमष्टाकपालं निर्वपेदिति दर्शपूर्णमासातिपत्तिनिमित्तकपथिकृदिष्ट्यादिवद्यत्कर्म तत्कुर्यादित्यर्थः। यद्येते नित्यनैमित्तिकपदे न विशिष्येते तर्हि सन्ध्यावन्दनादीनां तिथ्याद्युक्तत्वाभावादकरणापत्तिः स्यात्। तस्मान्न तिथ्याद्युक्तपदेन तयोर्विशेषणं क्रियते। तथा श्राद्धस्यापि नित्यनैमित्तिकत्वेन प्राप्तौ पृथगुपादानं गोवलीवर्दन्यायेन तद्दार्ढ्यार्थं नित्यनैमित्तिकत्वावच्छेदकावच्छिन्नत्वेन तिथिनक्षत्रवारोक्तनित्यनैमित्तिकयोर्नियतत्वेन तिथिनक्षत्रवारोक्तपदस्य वैयर्थ्यमायाति व्यर्थीभूय कुर्यादिति पदेनान्वितं तन्नैव कदाचन इति निषेधेन्वेति। यदि तिथिनक्षत्रवारोक्तपदस्य नियमविधिप्रविष्टत्वं तर्हि श्राद्धं कुर्यादितिवत् तिथिनक्षत्रवारोक्तं

कुर्यादित्युपात्तं स्यात्। तच्च न दृश्यते। अतः पूर्वोक्तप्रमाणानुरोधेन निषेधकोटिप्रविष्टत्वमावश्यकमन्यथा मखमहोत्सवनाशकर इत्यादीनि प्रमाणानि अपि भ्रातृव्यतां जुषेरन् । तस्मात्संवत्सरारंभः पूर्वमासे न भवितुमर्हतीति शुद्धचैत्रशुक्लप्रतिपद्येव कार्य इत्येव राद्धान्तः सम्प्रदायसिद्धोऽक्षुण्ण इति ।

किञ्च । ज्योतिःसिद्धान्तकरणग्रन्थोक्तरीत्याप्यधिमासो मीनार्कान्तःपाती पूर्ववर्ष एवापततीति न तस्य वर्षारम्भकत्वम् । तन्निर्णयश्च मथुरावास्तव्यदैवज्ञकेशवदेवलिखितलेखे द्रष्टव्यः । 'सोन्तर्भवति चोत्तरे' इति तु नार्षं वचः इति निर्णये अस्य वचनतयोल्लेखोऽन्याय्य एव। माधवीयकालनिर्णये ग्रन्थार्थसङ्ग्रहकारिकासु माधवकृतासु 'चान्द्रोऽधिमासोऽसङ्क्रान्तः सोन्तर्भवति चोत्तरे' इति पाठोपलब्धेः सोधिमास उत्तरमासेन्तर्भवति उत्तरमासनाम्ना व्यवह्रियते इत्यर्थः इति तद्व्याख्योपलब्धेश्च । अत्र अन्तर्भावोपि माससंज्ञागत एवाभिप्रेतो न तु मासगतः। तत्त्वे तु पूर्णिमोत्तरं तत्प्रवृत्तेर्वाच्यत्वात् 'षष्ट्या तु दिवसैर्मासः कथितो बादरायणैः पूर्वमर्द्धं परित्यज्य कर्त्तव्या चोत्तरे क्रिया' इति वचनेपि मासशब्दस्य माससंज्ञापरत्वमेव । अत एव 'मीनादिस्थो रविर्येषामारंभः प्रथमक्षणे । भवेत्ते द्वे चान्द्रमासाश्चैत्राद्या द्वादश स्मृताः॥'इति व्यासवचनेपि द्वादशपदं संगच्छते। एतावतापि न चैत्राधिमासस्य वर्षारंभकत्वं वक्तुं शक्यते।नहि नामसादृश्ये तदधिकाराः सर्वे तं समाश्रयन्तीति नियमः। चैत्रत्वमप्येतत्पाक्षिकमेव । वचने तुबादरायणपदाभ्यां पक्षान्तरे तस्य फाल्गुनत्वमव्याहतमेवेति द्योत्यते। तेन शुद्धचैत्रप्रतिपद्येव वर्षारम्भः तत्प्रयुक्तं सर्वकार्यजातं च कार्यमिति निरर्गलो राद्धान्त इति शम्॥

કોટામાં બિરાજતા પ્રથમપીઠાધીશ વિદ્વાનમાં અગ્રેસર શ્રીવલ્લભાચાર્યજીના વંશમાં ભૂષણરૂપ ગોસ્વામિશ્રીવિઠ્ઠલનાથ(શ્રીકન્હૈયાલાલ)જી મહારાજનો અધિકચૈત્રમાસવિષયક લેખ સંસ્કૃતમાં છે તેનો ગુજરાતી અનુવાદ.

श्रीमथुरेशो जयति ।

અથ સંવત્સરનો નિર્ણય શ્રીકન્હૈયાલાલજી મહારાજ કોટાવાળા આ પ્રમાણે કરે છે.

श्रौतस्मार्त्तक्रिया सर्वा द्वादशे मासि कीर्तिताः ।
त्रयोदशे तु ताः सर्वा निष्फला इति कीर्तिताः ॥ १ ॥
तस्मात्त्रयोदशे मासि कुर्यात्ता न कथञ्चन ।
मलिम्लुचस्तु यो मासः सर्वकर्मविगर्हितः ॥ २ ॥
वर्जितः पितृदेवाभ्यां सर्वकर्मसु तं त्यजेत् ।
षष्ट्या तु दिवसैर्मासः कथितो बादरायणैः ॥ ३ ॥
पूर्वमर्धं परित्यज्य कर्तव्या चोत्तरे क्रिया ।

શ્રૌત અને સ્માર્ત્ત એ સર્વ કર્મો બારે માસમાં કરવાનું વિધાન છે પણ તેરમો મલમાસ આવે તેમાં તે કર્મો કરે તો તે નિષ્ફલ એટલે તેનું ફલ ન મળે એમ કહ્યું છે (૧); માટે તેરમો જે મલમાસ તેમાં કોઇ પણ શ્રૌત સ્માર્ત્ત કર્મ ન કરવાં કારણ કે તે માસને સર્વ કર્મમાં નિંદ્ય ગણ્યો છે (૨). તે કારણથીજ પિતૃ તથા દેવોએ તે માસને સર્વ કર્મમાં વર્જિત ગણ્યો હોઇને તેને સર્વ કર્મમાં વર્જવો. વ્યાસના મતને અનુસરનારાઓએ સાઠ દિવસનો એ માસ ગણ્યો છે. તેમાં પ્રથમના ત્રિશ દિવસથી એ પૂર્વાર્દ્ધ એટલે મલમાં તેને છોડી દઇ ઉત્તરાર્દ્ધના ત્રિશ દિવસથી જે શુદ્ધમાસ કહેવાય તેમાં સર્વ વિહિત કર્મો કરવાં.

सवितृमण्डलमेति यदा शशी
तदनुसङ्क्रमणं कुरुते रविः ।
मखमहोत्सवनाशकरस्तदा
मुनिवरैः कथितोधिकमासकः ॥

જ્યારે ચંદ્રમા સૂર્યમંડલ પ્રત્યે આવે છે ત્યારબાદ સૂર્ય સંક્રમણ કરે છે. તે સમયે અધિક માસ થાય છે. તે યજ્ઞ અને મહોત્સવનો નાશ કરે એ મુનિવરોએ કહ્યું છે. એમ બ્રહ્મસિદ્ધાન્તમાં લખ્યું છે.

गृहप्रवेशगोदानस्थानाश्रममहोत्सवान् ।
न कुर्यान्मलमासे तु संसर्पाहस्पतौ तथा ॥

ગૃહપ્રવેશ, ગોદાનસ્થાન તથા આશ્રમસંબંધી મોટા ઉત્સવો તે પણ મલમાસમાં ન કરવા એમ મરીચિમુનિ કહે છે.

એવાં હજારો પ્રમાણ મલતાં હોવાથી સંવત્સરોત્સવ શુદ્ધ ચૈત્રમાંજ કરવો એ સિદ્ધાન્ત થયો. ત્યાં શંકા થાય કે જેમ શુક્રાસ્ત વિગેરેમાં જેમ થાય છે તેમ મલમાસમાં, સંવત્સરોત્સવ કરે તો શું બાધ છે તો તેના ઉત્તરમાં કહેવાનું કે—

**मलेऽनन्यगतिं कुर्यान्नित्यनैमित्तिकीं क्रियाम्।**

જે કર્યા વગર ચાલે જ નહિ એવી જેટલી ક્રિયા હોય કે જેને માટે બીજો સમય ન હોઇ શકે તે અનન્ય ગતિ કહેવાય. એવી નિત્ય અને નૈમિત્તિકી ક્રિયા મલમાસમાં કરવી. આ વાક્યથી એમ સ્પષ્ટ જણાય છે કે જેને માટે બીજો કાલ ન મલી શકે તેવાં કાર્યો કરવાનું વિધાન અધિક માસમાં છે. તો પ્રકૃતમાં તો શુદ્ધ ચૈત્રમાં સંવત્સરોત્સવ કરવાનો કાલ મલી શકતો હોવાથી તે અનન્યગતિક નથી, તેથી તે ઉત્સવ મલમાસમાં ન કરવો જોઇયે. મલમાસ એટલે બધા માસનો મલ તેનું નામ મલમાસ છે. જેમકે દાંતનો રાજા તે રાજદંત કહેવાય છે તેમ અહિં પણ સમાસ સમજવો.

**चैत्रे मासि जगद्ब्रह्मा ससर्ज प्रथमेहनि ।**

ચૈત્ર માસના પહેલા દિવસે બ્રહ્માએ જગત્ ઉત્પન્ન કર્યું એમ કહ્યું છે. તે સમયે પ્રથમ માસ અને તેનો પ્રથમ દિવસ કહ્યો છે તે વખતે બીજો માસ ન હતો, તેમ અધિક માસનો પણ તે વખતે સંભવ ન હતો. તેથી બ્રહ્માએ જગત્ કર્યું તે શુદ્ધ ચૈત્રમાં જ કર્યું છે અને તત્સબધી ઉત્સવ આપણે કરશે તે પણ શુદ્ધ માસમાં જ કરવો. એવી જ રીતે

**वत्सरादौ वसन्तादौ बलिराज्ये तथैव च ।**
**तैलाभ्यङ्गमकुर्वाणो नरकं प्रतिपद्यते ॥**

વર્ષારંભમાં, વસન્તાદિકમાં, બલિરાજ્યમાં તૈલાભ્યંગ ન કરે તો નરકને પામે છે એવું વાક્ય છે. તેથી જે દિવસે વર્ષ બેસે તે દિવસે જ તૈલાભ્યંગ કરવો જોઇયે; તે દિવસે જે વાર હોય તે વર્ષેશ ગણાય છે; કારણ કે ચૈત્રસિત ઇત્યાદિ વાક્ય છે તેથી.

અહિં શંકા કરે છે કે प्रतिपत् प्रथमा भवेत् એવું વાક્ય છે તેનો અર્થ અમે એમ કરશું કે અધિક અને શુદ્ધ તેની પ્રતિપત તેમાં પ્રથમા કહિ છે તેથી અધિક માસની પ્રતિપત્ લેવાય તો તેમાં સંવત્સરોત્સવ થઇ શકે એવી શંકા ન કરવી કારણકે તે વાક્ય તો શુદ્ધ માસમાં બે પડવા હોય તો પ્રથમ પડવામાં સંવત્સરોત્સવ કરવો એવો એ વાક્યનો અર્થ છે. વળી મલમાસમાં નિત્યનૈમિત્તિક કર્મ કરવાનો નિષેધ છે તેથી વત્સરારંભ ન કરવાનું તમે કહો છો પણ તિથિ સંબંધિ નિત્ય નૈમિત્તિક કરવાનું તો વિધાન છે તે સંબંધે જાબાલિની સંમતિ આ પ્રમાણે છે:-

**नित्यनैमित्तिकं कुर्याच्छ्राद्धं कुर्यान्मलिम्लुचे ।**
**तिथिनक्षत्रवारोक्तं काम्यं नैव कदाचन ॥**

શ્રાદ્ધ પણ મલમાસમાં કરવું અને તિથિ, નક્ષત્ર તથા વારમાં કરવાનું નિત્ય નૈમિત્તિક કાર્ય પણ કરવું; પણ કામ્ય કર્મ કોઇ પણ, કયારે પણ, ન કરવું. તેથી અહિં તો તિથિકર્ત્તવ્ય અને તે પણ પ્રતિવર્ષ કરવાનું હોવાથી નૈમિત્તિક ગણાય, તેથી અધિકમાસની

પ્રતિપત્માં સંવત્સરોત્સવ થયાનું કોઇ ઉપરના વાકયથી કહે તો તેના ઉત્તરમાં કહેવાનું કે જેમ બીજાં કર્તવ્યો કરવાનાં ઘણાં છે તેમાં કયું કરવું અને કયું ન કરવું એમ પ્રશ્ન થાય ત્યાં નિત્ય એટલે નિયમપૂર્વક જે કરવાનું તે નિત્ય કહેવાય; જેવાં કે અગ્નિહોત્ર, સંધ્યાવંદનાદિ. તે અધિકમાં પણ કરાય. વળી નિમિત્તને લઇને જે કરવાનું તે નૈમિત્તિક કહેવાય. આઠ કપાલથી સંસ્કૃત થયેલ પુરોડાશ દર્શ અને પૂર્ણમાસ ઇષ્ટિમાં અગ્નિમાં હોમવાનું તે નૈમિત્તિક તે પણ કર્તવ્ય છે. જો નિત્યનૈમિત્તિક પદથી આનું ગ્રહણું ન થાય તો અથવા નિત્ય અને નૈમિત્તિક એવાં કર્મને વિશેષણ ન લાગે તો સંધ્યાવંદનાદિક પણ અધિકમાસમાં ન થઇ શકે, તેથી નિત્યનૈમિત્તિક એ કર્મનાં વિશેષણ છે, વારનક્ષત્રાદિનાં વિશેષણ નથી એમ સમજવું. ત્યારે નિત્યનૈમિત્તિકમાં શ્રાદ્ધ પણ આવી જશે તો તેનો ઉલ્લેખ તો અહિં ગોબલીવર્દન્યાયથી દૃઢતાને માટે છે એમ સમજવું. તેથી તિથિ, નક્ષત્ર, વારમાં કહેલ નિત્ય અને નૈમિત્તિક નિયત કર્તવ્ય અને તિથિવારનક્ષત્રોક્ત કામ્યકર્મ નિયત અકર્તવ્ય એમ આનું તાત્પર્ય છે. જો તિથિ નક્ષત્ર વારથી કહેલ પદનો અન્વય નિયમ વિધિમાં થાય તો જેમ શ્રાદ્ધ કરવું એમ કહ્યું છે તેમ તિથિનક્ષત્રવારોક્ત પણ કરવું એમ કહેવું જોઇતું હતું. પણ તે તો કહ્યું નથી. તેથી પહેલાં પ્રમાણે તેનો અન્વય નિષેધ કોટિમાં થાય છે. એમ જો ન થાય તો **मखमहोत्सवनाशकर** ઇત્યાદિ પ્રમાણો પણ વિરુદ્ધ પડે. માટેજ સંવત્સરનો આરંભ અધિક માસ જે પ્રથમ આવે તેમાં ન થવો જોઇયે પણ શુદ્ધ ચૈત્ર સુદિ પ્રતિપદાએ થવો ઉચિત છે; એ સિદ્ધાન્ત સંપ્રદાયસિદ્ધ પ્રાચીનપરંપરાસિદ્ધ છે.

જ્યોતિષના સિદ્ધાન્તકરણ ગ્રંથોમાં કહેલી રીતિથી અધિક માસ મીનના સૂર્ય હોય ત્યારે આવે છે. તે પૂર્વ વર્ષમાંજ ગણાય. તેથી તે નવા વર્ષનો આરંભક ન થઇ શકે એ નિર્ણય મથુરાના રહેનાર કેશવદેવ દૈવજ્ઞના લેખમાં જોવાથી જણાશે. **सोन्तर्भवति चोत्तरे** એ વાકય કોઇ ઋષિનું નથી. તેનો નિર્ણયસિન્ધુમાં ઉલ્લેખ કર્યો છે તે અયોગ્ય કર્યો કહેવાય. માધવના કાલનિર્ણયમાં ગ્રંથાર્થસંગ્રહકારિકા માધવે કરેલી છે, તેમાં **चान्द्रोधिमासोऽसंक्रान्तः सोन्तर्भवति चोत्तरे** એવો પાઠ જણાય છે. તેનો અર્થ એ કે તે અધિક માસનો તેની ઉત્તરના માસમાં અંતર્ભાવે થાય છે. એટલે તે ઉત્તર માસનું જે નામ તે નામથી અધિક માસનો વ્યવહાર થાય છે. માસના નામની સાથે અંતર્ભાવ છે, માસ સાથે અંતર્ભાવ નથી એવો અભિપ્રાય હોવાથી તે માસ નામમાત્રથી ચૈત્ર કહેવાય. જો એમ ન માનીએ તો ફાગણ સુદિ ૧૫ થી તેનો પ્રવેશ થવો જોઇયે વળી **षष्ट्या तु दिवसैर्मासः** એ શ્લોકમાં માસ કહ્યો છે તે માસ શબ્દ સંજ્ઞાપર લેવો માટે જ

**मीनादिस्थो रविर्येषामारम्भः प्रथमक्षणे ।**
**भवेत्ते द्वे चान्द्रमासाश्चैत्राद्या द्वादश स्मृताः ॥**

એવું વ્યાસનું વચન છે તેમાં દ્વાદશપદ છે તે પણ ઉપર પ્રમાણે સંજ્ઞાપરત્વેજ ઘટી શકે છે. એ ઉપરથી પણ ચૈત્ર માસને વર્ષારંભપણું ઘટી શકતું નથી. નામમાત્રના સામ્યથી તેને સમાન નામવાળાના બધા અધિકારો મળી શકતા નથી તેથી તે અધિક માસને ચૈત્રપણું તો પાક્ષિક છે તેથી તે વચનમાં તુ અને 'બાદરાયણ' પદથી ફાગણપણું પણ તેમાં છે જ તેથી શુદ્ધ ચૈત્રમાસની શુકલ પ્રતિપદાને દિવસે વર્ષનો આરંભ અને સંવત્સરોત્સવ વિગેરે જે તે દિવસનું કર્તવ્ય છે તે ત્યારેજ કરવું. એવો નિરર્ગલ સિદ્ધાન્ત છે.

श्रीकृष्णाय नमः

श्रीगोपीजनवल्लभाय नमः

શ્રીમદ્વલ્લભાચાર્યજીવિરચિત

# શ્રીભાગવતાર્થનિબન્ધનો સંક્ષિપ્ત ભાવાર્થ.

પરમ આનન્દરૂપ સર્ગવિસર્ગાદિક દશ લીલાથી યુક્ત, સદા સર્વ ભક્તના ઉદ્ધાર નિમિત્ત પ્રકાશમાન અને સર્વથી પર એવા કૃષ્ણને નમન કરીએ છીએ. (૧) શ્રીમદ્‌ભાગવતરૂપ સમસ્ત શાસ્ત્રમાં, સ્કન્ધમાં, પ્રકરણમાં, અધ્યાયમાં, વાક્યમાં, પદમાં, અને અક્ષરમાં વિરોધ ન આવે તેમ [1]સાત રીતે એક અર્થને જાણનારો પુરુષ સંસારથી મુક્ત થાય છે. (૨) [2]આનંદરૂપ [3]હરિની લીલા એ સમગ્ર શ્રીભાગવતનો અર્થ છે. તે લીલા દશ પ્રકારની છે, તે શ્રીમદ્‌ભાગવતના દ્વિતીય સ્કંધના દશમા અધ્યાયના પ્રથમ શ્લોકમાં લખેલ છે.

अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः ।
मन्वंतरेशानुकथा निरोधो मुक्तिराश्रयः ॥

અર્થ—આ શ્રીમદ્‌ભાગવતમાં સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વંતર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય એ દશ પ્રકારની લીલા તૃતીયસ્કંધથી દ્વાદશસ્કંધ સુધી અનુક્રમે એક એક સ્કન્ધમાં નિરૂપણ કરેલી છે, અને પ્રથમ સ્કંધમાં અધિકારીનું તથા દ્વિતીયસ્કંધમાં સાધનોનું નિરૂપણ છે. ( ૩, ૪. ) એ પ્રમાણે બાર સ્કન્ધોથી બારલીલાનું નિરૂપણ છે. તેમાં તૃતીયસ્કંધથી દ્વાદશ સ્કન્ધ સુધી દશ સ્કંધમાં દશ પ્રકારની લીલા નિરૂપણ કરી છે. ( ૫ ) પ્રથમ સ્કંન્ધમાં શ્રોતા અને વક્તાનાં લક્ષણો બતાવેલાં છે, અને દ્વિતીયસ્કન્ધમાં શ્રવણના અઙ્ગનું નિરૂપણ છે. તેથી અધિકારી અને સાધનરૂપ જે બે લીલા છે તે ઉપરની દશ લીલાના અઙ્ગની છે. એટલે મંગલાચરણમાં "દશલીલાયુક્ત" એવું જે વિશેષણ આપેલું છે તેમાં બાધ આવતો નથી. એ પ્રમાણે દ્વાદશસ્કંધનું આ પુરાણ ભગવાનનું જ સ્વરૂપ છે. (૬) વેદમાં દ્વાદશાત્મા પુરુષ કહ્યો છે. કેમકે પુરુષમાં બાર અંગ રહેલા છે. તેની ગણના આ પ્રમાણે છેઃ-કટીના પાછલા બે ભાગ, બે હસ્તનાં મૂલ, મસ્તક, હૃદય, હાથના બે અગ્ર ભાગ, બે ચરણ, અને બે સ્તન એ પ્રમાણે બારઅંગની ગણના છે. (૭) શ્રીમદ્‌ભાગવતના દ્વાદશસ્કંધ પ્રભુના દ્વાદશ અંગરૂપ છે. તેની ગણના આ પ્રમાણે છેઃ—

---

૧. શાસ્ત્રાર્થ, સ્કંધાર્થ, પ્રકરણાર્થ અને અધ્યાયાર્થ એમ ચાર પ્રકારના અર્થ આ નિબંધમાં છે. અને વાક્યાર્થ, પદાર્થ અને અક્ષરાર્થ શ્રીસુબોધિનીજીમાં આવશે. ૨ આનંદરૂપની લીલા પણ આનંદરૂપ છે. તેથી સુખરૂપ છે. ૩ દુઃખને મટાડનાર હરિની લીલા છે. તેથી દુઃખ નિવૃત્ત છે. એટલે સ્વતંત્ર પુરુષાર્થરૂપ છે.

પ્રથમસ્કંધ અને દ્વિતીયસ્કંધ એ બે ચરણ[1]; તૃતીયસ્કંધ અને ચતુર્થસ્કંધ બાહુમૂલ, પંચમસ્કંધ અને ષષ્ઠસ્કંધ કટિના પાછલા બે ભાગ, સપ્તમસ્કંધ દક્ષિણહસ્ત અને વામહસ્ત દ્વાદશસ્કંધ છે. જેમ કોઇ પુરુષ બીજાને બોલાવતી વખતે ઊંચો હાથ કરે છે, તેવી રીતે શ્રીગોવર્દ્ધનનાથજી ભગવાન્ શ્રીકૃષ્ણ હસ્ત ઊંચો કરી ભક્તોને પોતાના શરણે આવવા માટે બોલાવે છે. તેથી તે શ્રીહસ્ત દ્વાદશ સ્કન્ધરૂપ માનેલો છે. (૮) અષ્ટમ ને નવમ બે સ્તનરૂપ છે. દશમસ્કંધ હૃદયરૂપ છે, અને એકાદશસ્કંધ મસ્તકરૂપ છે. એવી રીતે બાર અંગ પ્રભુનાં છે. બીજા કેટલાએક[2] આ પ્રમાણે અંગોની ગણના કરે છે કે:—પ્રથમ ને દ્વિતીયસ્કંધ ચરણ, તૃતીય ને ચતુર્થસ્કંધ કટિપશ્ચાત્‌ભાગ, પંચમસ્કંધ કટી, ષષ્ઠસ્કંધ ગુહ્ય, સપ્તમસ્કંધ ઉદર, અષ્ટમસ્કંધ હૃદય, નવમસ્કંધ બે હસ્તના અગ્રભાગ, દશમસ્કંધ મુખ, એકાદશસ્કંધ લલાટ અને દ્વાદશસ્કંધ મસ્તક. (૯, ૧૦.) આ શ્રીભાગવતને પાઠરૂપે ધારણ કરવાથી શ્રીકૃષ્ણનું ધારણ થાય છે. 'અને તેનો અર્થ યથાર્થ જાણવાથી ભગવાન્ શ્રીકૃષ્ણના[3] સ્વરૂપનું જ્ઞાન થાય છે.' એટલે ભગવાન ભક્તિનું દાન કરે છે. જેના તેજનું માપ ન થાય એવા વ્યાસજીની સમાધિભાષા[4] 'આ શ્રીમદ્‌ભાગવત છે. (૧૧.) લૌકિકી[5] અને પરમત[6] એ બે ભાષા સમાધિભાષાનું પોષણ કરનારી છે તેથી તે બે ભાષા સમાધિભાષાને અનુસરીને પ્રમાણરૂપ છે; પણ તે ઉભયે ભાષા સમાધિભાષાની સમાન સ્વતંત્ર પ્રમાણરૂપ નથી. (૧૨.) તેથી તેનો વિરોધ આવે તો તે દોષરૂપ ગણાતો નથી. તેનું વિશેષ વિવેચન જ્યાં જ્યાં લૌકિકી અને પરમત ભાષા આવશે ત્યાં ત્યાં બતાવવામાં આવશે પ્રથમસ્કંધમાં હીન, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ પ્રકારનાં પ્રકરણ છે.[7] (૧૩) તેવા લક્ષણનો અધિકારી કથા કહેવા તથા સાંભળવાને યોગ્ય છે. તેમાં હીનપ્રકરણમાં ત્રણ, મધ્યમમાં ત્રણ, અને ઉત્તમમાં તેર અધ્યાય છે. (૧૪) એમ ઓગણીશ અધ્યાયે પ્રથમસ્કંધ કહ્યો છે. શુકદેવજી પરીક્ષિત્ રાજાને જે સર્વ કથા કહેશે, અને તેમાં જે પ્રશ્નો તથા ઉત્તરો થશે તેનું શ્રવણ કરીને સૂતપૌરાણિક શૌનકાદિક ઋષિઓને પ્રશ્નપૂર્વક કહેશે. તે બધી ભવિષ્યવાર્ત્તા, શ્રીભગવાને વ્યાસરૂપે અવતરી સમાધિથી હૃદયમાં જાણી મંગલાચરણથી લઇને પ્રસઙ્ગપૂર્વક શ્લોકરૂપે કહી છે. "બ્રહ્મ સાકાર અને શુદ્ધ છે. તેની ઉત્તમ શક્તિ માયા છે. (૧૬, ૧૭; ૧૮) તે માયા વડે સર્વ ઠેકાણે મોહ થાય છે તેમાંથી મુક્ત કરાવનારી સાક્ષાત્ ભક્તિ છે." આ અભિપ્રાય ભગવાને બ્રહ્માને કહ્યો, અને બ્રહ્માએ નારદજીને કહ્યો છે. (૧–૭–૪–૫–૬) શ્રીકૃષ્ણે ધર્મ જાણનાર વ્યાસજીને મોહ ઉત્પન્ન કરીને બીજાં સાધનોથી તે મોહ નિવૃત્ત ન થયો એમ બતાવી નારદદ્વારા તે અભિપ્રાય જણાવ્યો.જેનું વાક્ય[8] 'સર્વ સ્થલે પ્રમાણરૂપ ગણાય છે. (૨૦) વ્યાસજીએ અનેક સાધનો જાણવાપણાના અભિમાનને લીધે નારદનું કહેલું બરાબર માનવામાં નહિ આવવાથી સમાધિ કરી. તેમાં તેજ અભિપ્રાયનાં વ્યાસજીને સાક્ષાત્ દર્શન થયાં (જુઓ ભાગ. ૧. ૭ ૫–૬.). ત્યાર પછી તરતજ તેમણે સર્વ શાસ્ત્ર તથા પુરાણોથી વિલક્ષણપણું જાણીને પછી આ શ્રીભાગવત કહ્યું છે, આવી રીતે કહેવાથી અધિકાર માનેલો છે.

---

૧ અધિકાર અને સાધનથી ઉત્તમ ગતિએ જવાય છે. તેથી તે બે લીલાના પ્રતિપાદક સ્કંધ ચરણરૂપ માનેલા છે. ૨ બીજા વિદ્વાનો પણ શ્રીભાગવતના દ્વાદશ સ્કંધ પ્રભુના અંગરૂપ માને છે. તે બતાવવા સારૂ તે મત પણ લખેલો છે. ૩ બારસ્કંધ બારઅંગરૂપ સમજીને પાઠ કરે એટલે પ્રભુના સ્વરૂપનું અનુસંધાન રહેવાથી તે સ્વરૂપ હૃદયમાં સ્થિર રહે. ૪ સમાધિમાં અનુભવ કરી લખેલ છે માટે. ૫ લોકની રીતે જે લખેલ છે તે (જેમ દશમસ્કંધમાં લખ્યું છે કે:–શ્રીકૃષ્ણની સ્ત્રીઓ સવારે બોલતા કુકડાને શાપ દેતી.) ૬ જે શુકદેવજીએ કહ્યું છે કે બીજા આમ કહે છે. અથવા બીજા પાસેથી સાંભળેલ કહું છું તે. ૭ આવી રીતે પ્રકરણનો વિભાગ બીજાના નિબંધમાં પણ લખેલો છે. ૮ વ્યાસજીનું.

પ્રથમ પ્રકરણમાં શ્રીભાગવતનો પ્રસઙ્ગ, દ્વિતીય પ્રકરણમાં સાધન અને તૃતીય પ્રકરણમાં ફલનું કથન કર્યું છે.

પ્રથમ પ્રકરણના ત્રણ અધ્યાય છે. કથા કહેનારમાં વિશ્વાસ અને માન્યબુદ્ધિ—એ શ્રોતાનાં ઉત્તમ અધિકારનું લક્ષણ છે. તેમાં જેટલે અંશે તારતમ્ય હોય તેટલે અંશે અધિકારમાં હીનપણું છે. આ પ્રકરણ પ્રસઙ્ગ સમજવા માટે છે. **શ્રીભાગવતનો પ્રસઙ્ગ જ્યાં ત્યાં ગમે તેમ ન કરવો. અતિ શુદ્ધ અને તીર્થમાં પ્રીતિવાળા મહાપુરુષો પ્રાર્થના કરે ત્યારેજ કરવો.** 'તીર્થનું સેવન કરનારા, યજ્ઞાદિકથી પવિત્ર થયેલા શ્રોતા કૃપા અને સત્સઙ્ગ વડે યત્નથી શ્રીકૃષ્ણવિષયક પ્રશ્ન કરે ત્યારે સંક્ષેપમાં તેનો ઉત્તર આપી વક્તાએ તેની જિજ્ઞાસા નિવૃત્ત કરવી. ત્યાર પછી શ્રોતાને વિશેષ ઉત્કણ્ઠા થાય તો અગ્રે વિશેષ કથન કરવું—એવી સદા રીતિ છે. આ પ્રથમ પ્રકરણના વક્તા સૂત તથા શ્રોતા શૌનકાદિ છે આ હીન પ્રકરણ કહેવાય છે, કારણ કે વક્તા તથા શ્રોતા ઉભયે હીન છે. જો કે વક્તા સૂત સર્વજ્ઞ છે. એણે સમ્પ્રદાય વડે શ્રીશુક જેવા પુરુષના મુખે શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ કરેલું છે. ભક્ત છે, તોપણ વૈરાગ્યરહિત છે. વળી સૂતપૌરાણિકને પુરાણ વાંચવાની આજીવિકા હોવાથી યદ્યપિ તેણે શ્રીશુકદેવજી પાસેથી શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ કર્યું તો પણ તેને તેવું ઉત્તમ ફલ પ્રાપ્ત થયું નહિ. યદ્યપિ તેમણે શ્રીમદ્‌ભાગવત વાંચી આજીવિકા ચલાવી નથી તોપણ અન્ય પુરાણો વાંચી નિર્વાહ કરેલો છે તેથી એમણે નામવિક્રય કર્યો છે, એટલે એવા વિક્રય કરનારને વિક્રયથી સિદ્ધ થતા દ્રવ્યાદિ વિના બીજું અધિક ફલ પ્રાપ્ત થયું નહિ! એ રીતે દ્વિતીય પ્રકરણના વક્તા નારદ તથા તૃતીય—ઉત્તમ—પ્રકરણના વક્તા શ્રીશુક કરતાં આ પ્રકરણમાં કહેલા વક્તા સૂત હીન અધિકારવાળા છે. વળી આ પ્રથમ પ્રકરણના શ્રોતા શૌનકાદિક ઋષિઓ પણ હીન અધિકારવાળા છે, કારણ કે તેમને યજ્ઞાદિક કરવામાં આસક્તિ છે, તેમજ અમે બહુ શિષ્યો એકત્રિત કર્યા છે, તથા વક્તા સૂત હીન જાતિના છે, પુરાણાદિથી આજીવિકા ચલાવે છે! સૂતને અમે યજ્ઞના અનવસરમાં હરિગાથા કરવા બોલાવી એને બ્રહ્માસન આપીએ છીએ ત્યારે એ કથા કરી શકે છે "—એ રીતનું શ્રોતાઓને ગુપ્ત અભિમાન છે તેથી એવા શૌનકાદિ શ્રોતાઓને પણ સમગ્ર ફલ થયું નહિ. પણ શ્રીભાગવતના શ્રવણવડે દૃઢ જ્ઞાન થવાથી ભક્તિયુક્ત કર્મ કરી તેઓ ભગવત્કૃપાથી મુક્ત થશે. આમ તેમનો અધિકાર, દ્વિતીય પ્રકરણના શ્રોતા વ્યાસ, તથા તૃતીય પ્રકરણના શ્રોતા પરીક્ષિત્ કરતાં હીન છે.

દ્વિતીય પ્રકરણ ૪–૫–૬ ત્રણ અધ્યાયનું છે. તેમાં વક્તા નારદ તથા શ્રોતા વ્યાસના દૃષ્ટાન્તથી મધ્યમ અધિકારવાળા વક્તા તથા શ્રોતાનાં લક્ષણો પ્રતિપાદિત કર્યાં છે. નારદજીએ બ્રહ્માજી પાસેથી શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ કર્યું છે, તોપણ નારદજી ભગવાનના અધિકારી હોવાથી એમને જીવોને જ્ઞાનદાન કરવાના પોતાને સોંપેલા અધિકારના કાર્યમાં આવેશ વિશેષ રહે છે, જેથી સર્વને દૃઢ વૈરાગ્ય એમને સિદ્ધ થયો નથી, તેથી એમનો અધિકાર મધ્યમ છે. શ્રીમદ્‌ભાગવતનું વક્તા સૂતને શબ્દતઃ જ્ઞાન થયું છે, તેથી વક્તા તરીકે એમનો હીન અધિકાર છે, વક્તા નારદને અર્થતઃ જ્ઞાન થયું છે તેથી એમનો મધ્યમ અધિકાર છે, અને વક્તા શ્રીશુકને વૈરાગ્યયુક્ત જ્ઞાન થયું છે, તેથી એમનો અધિકાર ઉત્તમ છે. શ્રીમદ્‌ભાગવતના શ્રવણકથનાદિમાં ઉત્તમ અધિકાર પ્રાપ્ત કરવા વૈરાગ્યની અપેક્ષા છે, કારણ કે વૈરાગ્ય સિદ્ધ થાય ત્યારે ભગવાનનો આવેશ અન્તઃકરણમાં થાય છે. નહિ તો ચિત્તમાં જ્ઞાનથી વિક્ષેપ ઉત્પન્ન થાય છે. પ્રમાણ કરતાં પ્રમેયબલ અધિક છે, તેથી નારદને ભગવદિચ્છાથી વૈરાગ્ય ઉત્પન્ન થયો નહિ. શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ, વૈરાગ્ય સમ્પાદિત કરી કરવું. વૈરાગ્ય આવે તો જ ઉત્તમ અધિકાર સિદ્ધ થાય છે. એ વૈરાગ્યસિદ્ધિને

અર્થેજ: તૃતીય પ્રકરણમાં ૧૨ અધ્યાયથી વૈરાગ્યનું નિરૂપણ કર્યું છે, અને ત્યારે જ પરીક્ષિતને શ્રીમદ્‌ભાગવતના શ્રવણને અર્થે ઉત્તમ વૈરાગ્યવાળો અધિકાર સિદ્ધ થયો. શ્રીસૂતનો નામવિક્રયદોષ તેમજ નારદનો સત્તા, અધિકારરૂપ પ્રતિબન્ધ—આ ઉભયે દોષ શ્રીશુકદેવજીમાં ન હતા તેથી એમને દૃઢ વૈરાગ્ય હોવાથી શ્રીશુકનો શ્રીમદ્‌ભાગવતને વિષે ઉત્તમ અધિકાર હતો. તેને લીધે એમની ભક્તિ દૃઢ થઈ હતી અને એમનો ભગવાનને વિષે પ્રવેશ થવારૂપી લય પણ સત્વર સિદ્ધ જ હતો, ફક્ત એમને પરીક્ષિત જેવા ભક્તને ભગવત્‌કથાનું શ્રવણ કરાવવાનું હતું તેથી જ એમને સત્વર ભગવત્પ્રવેશ થવામાં વિલમ્બ થયો હતો.

ભક્તોના મરણ સમયે ભગવત્‌કથાનો પ્રતિબન્ધ થાય એ યુક્ત છે. એ રીતે એમ ફલિત થાય છે કે નામવિક્રયરૂપી દોષ તથા સત્તા–અધિકારનો લોભ દૂર કરવાથી અને શ્રીમદ્‌ભાગવતના શ્રવણની આવૃત્તિ કરવાથી દૃઢ વૈરાગ્ય સિદ્ધ થાય છે.

આ પ્રકરણમાં વક્તા નારદજીના શ્રોતા વ્યાસજી પોતે તર્કથી સર્વ જ્ઞાન પ્રાપ્ત કરી શકે એમ છે, ભગવાનના જ્ઞાનાવતાર છે, છતાં પણ એમને પરપ્રાપ્તિમાં ભગવાન્ વિના નાના પ્રકારના અન્ય સર્વ સાધનોનું વિશેષ જ્ઞાન છે અને તેમાં અત્યન્ત આસક્તિ છે. એમનો અધિકાર મધ્યમ છે; વળી નારદનો ઉપદેશ વ્યાસજી તત્ક્ષણેજ પ્રમાણરૂપ ગણતા નથી, પણ પોતાને સમાધિમાં જ્યારે નારદનો ઉપદેશ યથાર્થ અનુભવાય છે ત્યારે તેમણે નારદનો ઉપદેશ પ્રમાણ ગણ્યો છે, ત્યાં સુધી પોતે એ ઉપદેશને દુર્બલ સમજતા હતા. તેથી પણ વ્યાસજી મધ્યમ અધિકારવાળા છે, જ્યારે શ્રોતા પરીક્ષિતને ગુરુ શ્રીશુકદેવજીના કથનમાત્રથીજ સર્વ સન્દેહની નિવૃત્તિ થઇ હતી. તેમનો વૈરાગ્ય ઉત્તમ હતો! અને અન્તે મહાફલ પણ થયું હતું! તેથી પરીક્ષિતનો શ્રીમદ્‌ભાગવતના શ્રોતા તરીકેનો અધિકાર શૌનકાદિ ઋષિઓ તથા વ્યાસજી કરતાં ઉત્તમ છે એમ સમજવું. સૂત પૌરાણિકે શ્રીમદ્‌ભાગવતની ઉત્પત્તિ તથા પ્રવૃત્તિ જે હેતુપૂર્વક કહી છે તે પોતાનાં અધિકારથી કહી નથી, પણ શ્રીમદ્‌ભાગવતની કથાના પ્રસઙ્ગરૂપે કહી છે, તેથી પ્રથમ પ્રકરણના (૧–૩) ત્રણ અધ્યાયમાં પ્રસઙ્ગ કહ્યો છે; દ્વિતીય પ્રકરણના (૪–૫–૬) ત્રણ અધ્યાયમાં શ્રીમદ્‌ભાગવત થવાનો હેતુ કહ્યો છે; અને તૃતીય પ્રકરણમાં (૭–૧૯) તેર અધ્યાયમાં શ્રીમદ્‌ભાગવતની ઉત્પત્તિ તથા પ્રવૃત્તિનું કથન છે. એ રીતે પ્રથમ પ્રકરણ હીન, દ્વિતીય પ્રકરણ મધ્યમ, તથા તૃતીય પ્રકરણ ઉત્તમ કહેવાય છે. હીન-પ્રકરણમાં ષટ્પ્રશ્ન કરી પ્રસઙ્ગ કહ્યો ત્યાર પછી મધ્યમ પ્રકરણમાં નારદજી વ્યાસજીને શ્રીમદ્‌ભાગવત કરવાનું કહે છે. તે ઉપરથી વ્યાસજી શ્રીમદ્‌ભાગવત કહે છે, એટલે કથાનો પ્રારમ્ભ થાય છે, તે ઉત્તમ પ્રકરણમાં આવે છે.

દ્વિતીય મધ્યમ પ્રકરણમાં તેમજ પ્રથમ હીન પ્રકરણમાં ત્રણ ત્રણ અધ્યાય છે, અને પ્રત્યેકમાં એક અધ્યાયમાં પ્રશ્નોનું નિરૂપણ છે. તથા બીજા બે અધ્યાયવડે તે પ્રશ્નના ઉત્તરનું નિરૂપણ છે. વળી નારદજી કરતાં વ્યાસ ઉત્તમ છે તેથી નારદજી વ્યાસની પાસે શ્રીમદ્‌ભાગવતની કથા કરવા આવ્યા નથી, પરન્તુ ખેદનિવૃત્ત કરી સન્તોષ પામવા શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર કરવાનું સૂચન કરે છે, તેથી પણ એમનો અધિકાર મધ્યમ છે.

ઉત્તમ પ્રકરણમાં શ્રોતા પરીક્ષિતનો અધિકાર વૈરાગ્યથી સિદ્ધ થયો છે. એટલે તેમણે "જીવે મરણ સમયે શું કરવું? અને સર્વદા શું કરવું?" એવો શ્રીશુકદેવજીને પ્રશ્ન કર્યો છે. એટલો અધિકાર જ પ્રથમ સ્કન્ધમાં નિરૂપિત કર્યો છે. તેનો ઉત્તર દ્વિતીય સ્કન્ધમાં આપ્યો છે.

શ્રીશુકદેવજીનો વૈરાગ્યયુક્ત ઉત્તમ અધિકાર સ્પષ્ટ જ છે, એટલે તેનું વિશેષ કથન કર્યું નથી. શ્રીશુકદેવજીએ શ્રીભાગવતના શ્રવણનું સામાન્ય અઙ્ગ એક દ્વિતીય સ્કન્ધથીજ કહ્યું છે, તેમાં પ્રથમ શ્રોતાનું ઉત્તમપણું સિદ્ધ થવા માટે સામાન્ય તથા વિશેષ એમ બે પ્રકારના પ્રશ્નો શ્રોતાએ કર્યા છે. તેમના ઉત્તરનું વચન શ્રીશુકદેવજીએ ફક્ત બે અધ્યાયથી કર્યું છે, બાકી સર્વ પ્રશ્નનો વિશેષ ઉત્તર તો સમ્પૂર્ણ શ્રીમદ્‌ભાગવતથી જ થશે. તેથી સમસ્ત ભાગવતનો પ્રશ્નાધ્યાય પ્રથમ સ્કન્ધનો પ્રથમાધ્યાય છે, કારણ કે એમાં પૂછેલા પ્રશ્નના વિશેષ ઉત્તરરૂપે શ્રીમદ્‌ભાગવત પ્રવૃત્ત થયું છે. એ ષટ્‌પ્રશ્ન શ્રીકૃષ્ણવિષયક છે. તેથી શ્રીમદ્‌ભાગવતમાં ભગવાનનું પ્રતિપાદન છે. ભગ શબ્દથી ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન, તથા વૈરાગ્ય એ ષટ્ ગુણોનો બોધ થાય છે, અને આ ષટ્ ધર્મથી વિશિષ્ટ થયેલા ધર્મી ભગવાન્ શ્રીકૃષ્ણ છે. ષટ્ પ્રશ્નો ભગવાનના પ્રત્યેક ષટ્ ગુણનું પ્રતિપાદન કરે છે. (જુઓ પ્રથમાધ્યાયના સારાંશ તથા પૃથક્કરણ) તેથી શ્રીમદ્‌ભાગવતના પ્રત્યેક બે સ્કન્ધથી ભગવાનના એક એક ગુણનું નિરૂપણ થાય છે. જેમકે પ્રથમ બે સ્કન્ધ વડે ભગવાનના જ્ઞાનધર્મનું, તૃતીયચતુર્થસ્કન્ધ વડે સર્ગવિસર્ગલીલાથી ભગવાનના વૈરાગ્યધર્મનું, પઞ્ચમ તથા ષષ્ઠ સ્કન્ધના સ્થાન તથા પુષ્ટિલીલા વડે દ્વિવિધ ( વીર્યાદિ ) ધર્મનું, સપ્તમ અષ્ટમ સ્કન્ધ વડે ભગવાનના ઐશ્વર્યધર્મનું, નવમ દશમ સ્કન્ધવડે ભગવાનના યશધર્મનું, તથા એકાદશ દ્વાદશ સ્કન્ધવડે ભગવાનના શ્રીધર્મનું નિરૂપણ થાય છે. એ રીતે શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર ભગવાન્ શ્રીકૃષ્ણનું નિરૂપણ કરે છે.

---

## પ્રથમાધ્યાય.

આ અધ્યાયના વાક્યના અર્થનો સંગ્રહ થાય ત્યારે સમગ્ર અધ્યાયનો સમૂહરૂપ અર્થ નિશ્ચિત થઇ શકે. તેથી પ્રથમ શ્લોકનો અર્થ આપે છે. પ્રથમ શ્લોકનો અર્થ મઙ્ગલ છે. દ્વિતીય તથા તૃતીય શ્લોક પ્રકૃત એવા શ્રીમદ્‌ભાગવતને વિષે નિગમકલ્પતરુનું ફલરૂપત્વ તથા કેવલ-રસાત્મકત્વ અને પાનયોગ્યત્વ પ્રતિપાદિત કરી શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રનો ઉત્કર્ષ સિદ્ધ કરે છે. ચતુર્થ તથા પઞ્ચમ શ્લોકવડે શ્રીમદ્‌ભાગવતનો પ્રસઙ્ગ ચર્ચે છે. નૈમિષારણ્યને વિષે શ્રીશૌનકાદિક ઋષિઓ સહસ્રસંવત્સરના અન્તે સિદ્ધ થાય એવો દીર્ઘસત્ર પ્રારમ્ભીને અવકાશના સમયમાં હરિગાથાનું ગાન કરવાને બેઠા હતા અને ત્યાં શ્રીસૂતપૌરાણિક આવ્યા. તેમને ભગવત્કથાનું ગાન-વ્યાખ્યાન કરતાં આવડે છે અને તેઓના સર્વ પ્રશ્નનું સમાધાન શ્રીસૂત કરી શકશે એમ નિશ્ચય તેમને થયો હતો, તેથી તેમણે એ શ્રીસૂત જેમને વેદવ્યતિરિક્ત સર્વજ્ઞાન હતું તેવાને પણ પોતાની સભામાં તેમના બહુશ્રુતત્વને લીધે બ્રહ્માસન આપ્યું, અને ભગવાન્ શ્રીકૃષ્ણવિષયક ષટ્ પ્રશ્ન કર્યા. ષષ્ઠથી અષ્ટમ (૬-૭-૮) શ્લોક પર્યન્ત શ્રીસૂતની પ્રશંસા કરી છે એ રીતે પ્રથમ અષ્ટ શ્લોક વડે ઉપોદ્‌ઘાત થયો છે. નવમ શ્લોક વડે પ્રથમ પ્રશ્ન ફલ અર્થાત્ ધર્મપરત્વે કર્યો છે. દ્વિતીય પ્રશ્ન ૧૦-૧૨ાા એમ રાા શ્લોકવડે સાધન-જ્ઞાન પરત્વે કર્યો છે. ત્યાર પછી શ્રીકૃષ્ણને વિષે ચાર પ્રકારે પ્રશ્ન કર્યા છે. તેમાં પ્રથમ પ્રશ્ન શ્રીકૃષ્ણના અવતારસમ્બન્ધી છે અને તે ૧૨-૧૬ શ્લોકમાં કર્યો છે; દ્વિતીય પ્રશ્ન શ્રીકૃષ્ણના લીલા કર્મ-ક્રિયાસમ્બન્ધી છે અને તેનું નિરૂપણ ૧૭ મા શ્લોકમાં છે; તૃતીય પ્રશ્ન શ્રીકૃષ્ણના રૂપસમ્બન્ધી છે અને તેનું નિરૂપણ ૨૦ મા શ્લોકમાં

છે. અવાન્તર પ્રશ્ન શ્રીકૃષ્ણના શ્રવણના આદરસમ્બન્ધી છે, અને તેનું નિરૂપણ મધ્યમાં ૧૬ મા શ્લોકમાં છે. ૧૮ તથા ૧૯ શ્લોકમાં ભિન્ન ક્રમે અવતારકથાનો પ્રશ્ન છે; તથા અન્તિમ ચતુર્થ પ્રશ્ન શ્રીકૃષ્ણ સ્વધામને વિષે પધાર્યા તો પછી આ અનવતારદશામાં ધર્મ કોને શરણ ગયો છે, હવે શી રીતે ઉદ્ધાર થાય? એ પ્રશ્ન ૨૩ મા શ્લોકમાં છે. ૨૧ મા શ્લોકમાં પ્રથમનો શ્રોતા જિજ્ઞાસુ હોવો જોઈએ એમ શ્રોતાનો અધિકાર, તથા વક્તાએ શ્રીમદ્ભાગવતનું શ્રવણ ભક્તમુખે કર્યું હોવું જોઈએ એમ વક્તાનો અધિકાર ૨૩ મા શ્લોકમાં કર્યો છે. આ અધ્યાયને પ્રશ્નાધ્યાય કહ્યો છે; અર્થાત્ આ અધ્યાયમાં જે શ્રીકૃષ્ણવિષયક ષટ્ પ્રશ્ન કર્યા છે તેના ઉત્તરરૂપે સમસ્ત શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો વિસ્તાર કરવામાં આવ્યો છે. સર્વત્ર ભાગવતને વિષે શ્રી ભગવાન્નું જ પ્રતિપાદન છે. એ ભગવાનને વિષે ઐશ્વર્યધર્મ વીર્ય, શ્રી યશ, વૈરાગ્ય તથા જ્ઞાન એ ષડ્ ધર્મ ભગપદથી સિદ્ધ થાય છે. એ ભગવાનના ષડ્ધર્મનું જ્ઞાન તથા એમના ધર્મી ભગવાન્ શ્રીકૃષ્ણનું જ્ઞાન શ્રીમદ્ભાગવત કરાવે તોજ એ શાસ્ત્રની પ્રવૃત્તિ સાર્થક ગણાય, તેથી જ આ પ્રથમાધ્યાયમાં શૌનકાદિ ઋષિઓએ શ્રીકૃષ્ણવિષયક ષટ્ પ્રશ્ન કર્યા છે. શ્રોતાના એ ષટ્ પ્રશ્ન, શ્રીકૃષ્ણવિષયક હોવાથી વક્તા શ્રીસૂત શ્રોતાઓને અભિનન્દન આપે છે. (જુઓ ૧-૨-૫-**मुनयः साधुपृष्टोऽहं-यत्कृतः कृष्णसम्प्रश्नः**) સર્વ પ્રશ્ન વડે શ્રીકૃષ્ણ રૂપી જ પરમતત્ત્વ પૂછવામાં આવ્યું છે તે આપના સાધુ પ્રશ્ન છે. એ રીતે પ્રશ્નના ઉત્તરમાં પણ જેને વિષે પ્રશ્ન કરવામાં આવ્યો છે એવા એ લીલારૂપ શ્રીકૃષ્ણનું જ નિર્વચન કરવામાં આવે છે. એ રીતે આ શ્રીમદ્ભાગવતશાસ્ત્રની ભગવદ્વિષયક સંગતિ પણ સિદ્ધ થઈ જાય છે. શ્રીમદ્ભાગવતના પ્રત્યેક સ્કન્ધદ્વય ભગવાનના પ્રત્યેક ધર્મનું પ્રતિપાદન કરે છે. પ્રથમ અને દ્વિતીય સ્કન્ધ ભગવાનના જ્ઞાનધર્મનું, તૃતીય તથા ચતુર્થ સ્કન્ધ સર્ગ તથા વિસર્ગ લીલાનું પ્રતિપાદન કરી ભગવાનના વૈરાગ્યધર્મનું, પઞ્ચમ તથા ષષ્ઠ સ્કન્ધ ભગવાનની સ્થાન તથા પુષ્ટિલીલાનું નિરૂપણ કરી એમના દ્વિવિધ ધર્મનું (ધર્મ તથા વીર્યનું), સપ્તમ તથા અષ્ટમ સ્કન્ધ એમના ઐશ્વર્યનું, નવમ તથા દશમ સ્કન્ધ એમના યશનું, અને એકાદશ તથા દ્વાદશ એમના શ્રીધર્મનું પ્રતિપાદન કરે છે અને સમગ્ર શાસ્ત્ર એ ષડ્ધર્મયુક્ત લીલાસમ ધર્મી ભગવાન્ શ્રીકૃષ્ણનું નિરૂપણ કરે છે. અથવા ઐશ્વર્યાદિ ક્રમે પ્રત્યેક સ્કન્ધદ્વય વિષે સર્વધર્મની ઉપપત્તિ સમજવી. એ ષટ્ પ્રશ્નનો તથા તેમના ઉત્તરનો ક્રમ આ પ્રમાણે છે:—

(૧) સર્વ પ્રાણિમાત્રનું એકાન્તતઃ પરમશ્રેયનો સમાવેશ કરે એવું કોઈ પરમ ફલરૂપે તત્ત્વ સરલ રીતે સર્વશાસ્ત્રમાંથી સુનિશ્ચિત કર્યું હોય તો તે કહો. જુઓ (૧-૧-૯) તથા ટિપ્પણ. આ પ્રશ્ન ફલવિષયક છે. ધર્મ પરત્વે છે, અને એનો ઉત્તર સામાન્યતઃ દ્વિતીય અધ્યાયના પ્રારમ્ભમાં ૬-૧૦ એમ પાંચ શ્લોકમાં અધોક્ષજ ભગવાનને વિષે અહૈતુકી અપ્રતિહતા ભક્તિ એજ પુરુષોનો પરમ ધર્મ છે, કે જેથી ભગવાન્ પ્રસન્ન થાય છે" ઇત્યાદિ પાંચ શ્લોક વડે આપ્યો. આ ધર્મનિર્ણાયક ઉત્તરને વિષે પાંચ શ્લોક છે, તેથી વેદના પૂર્વકાણ્ડમાં કહેલા યજ્ઞાત્મક પઞ્ચવિધ ક્રિયાશક્તિવિશિષ્ટ પરબ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણરૂપી અર્થનું પ્રતિપાદન થયું છે એમ સમજવું.

(૨) સાધનવિષયક, દ્વિતીય સન્તોષ છે. એ પ્રશ્નનું નિરૂપણ ૧૦-૧૧-૧૨ એમ ૨॥ શ્લોકમાં કર્યું છે. જુઓ ૧૦ નું ટિપ્પણ. આ કલિકાલમાં જીવો અલ્પાયુષ્યવાળા છે, મન્દ છે, રોગાદિથી ઉપદ્રુત ... દોષ, જ્ઞાનેન્દ્રિયદોષ, કર્મેન્દ્રિયદોષ, સહજ દોષથી અશક્ત થાય છે! એમને કરવાનું, શ્રવણ કરવાનું, વિચારવાનું બહુ છે! એ જીવો પિશાચવત્ પરિભ્રમણ કર્યા કરે છે તેથી એમના પર કૃપા કરી ત્રિવિધ દુઃખ નિવૃત્ત કરી પરમ સુખ પ્રાપ્ત કરાવે એવું

કોઈ સર્વ શાસ્ત્રના સારરૂપ સર્વસાધારણ સરલ સાધન કહો! આ પ્રશ્નનો ઉત્તર જ્ઞાન પરત્વે છે અને તેનું નિરૂપણ સામાન્યતઃ દ્વિતીય અધ્યાયના ૧૧–૨૨ એમ દ્વાદશ શ્લોકમાં આવ્યું છે. તત્વને જાણનારા "બ્રહ્મ, પરમાત્મા, ભગવાન્" ઇત્યાદિવિષયક અદ્વૈત જ્ઞાનને તત્ત્વ કહે છે–એમ પ્રારમ્ભી દ્વાદશ શ્લોકથી જ્ઞાનનો વિચાર કર્યો છે. આ દ્વાદશ શ્લોકાવડે વેદના ઉત્તરકાણ્ડમાં કહેલા જ્ઞાનાત્મક દ્વાદશજ્ઞાનશકિતવિશિષ્ટ પુરુષોત્તમ પરબ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણરૂપી અર્થનું નિરૂપણ કર્યું છે એમ સમજવું. શ્રુતિ પણ કહે છે કે "પુરુષ દ્વાદશવિધ છે."

"**सप्तदशो वै प्रजापतिः**" એ શ્રુત્યનુસાર સમગ્ર વેદની ગતિ "સપ્તદશ" છે તેથી દ્વિતીય અધ્યાયના ૧૭ શ્લોક (૫–૨૨) રૂપ ઉત્તર વડે ઉભય કાણ્ડથી પ્રતિપાદિત યતા યજ્ઞાત્મક ધર્મરૂપ ક્રિયાશકિત તથા જ્ઞાનાત્મક તત્ત્વરૂપ જ્ઞાનશકિત–એ ઉભય શકિતથી વિશિષ્ટ પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણરૂપી અર્થનું પ્રતિપાદન થાય છે. એ ભગવાન્‌નું શ્રવણ, કીર્ત્તન, ધ્યાન તથા સેવન કરવું. પ્રભુ પ્રસન્ન થાય એવી ભકિત કરવી એમ અન્તમાં નિશ્ચય કર્યો.

(૩) તૃતીય પ્રશ્ન ભગવદવતારપ્રયોજનવિષયક છે. ભગવાન્ શું અસાધારણ પ્રયોજનથી મનુષ્યલોકમાં દેવકીજી જેવી પરાધીન વસુદેવની ભાર્યાને વિષે, કારાગૃહમાં મધ્યરાત્રિએ પ્રકટ થયા? ભગવાને કંસાદિનો વધ શા માટે અન્ય કોઇ દેવદેવાન્તર પાસે ન કરાવ્યો? શા માટે ભગવાને વૈકુણ્ઠનો ત્યાગ કર્યો, સનકાદિ મુકત મુનિવત્ શા માટે બ્રહ્માજીના મનમાંથી વા દેહમાંથી પ્રકટ થયા નહિ? આ પ્રશ્નની ચર્ચા (૧૨–૧૬) શ્લોકમાં કરી છે. પ્રભુ શ્રીકૃષ્ણના જન્મકારણ–અવતાર પ્રયોજનનો સામાન્યતઃ ઉત્તર દ્વિતીય અધ્યાયના ૨૩–૨૯ એમ સાત શ્લોકમાં આપ્યો છે. તેમાં પાંચ (૨૩–૨૭) શ્લોક વડે ભગવદવતારમાં અપેક્ષિત એવા શુદ્ધ સત્વનો નિર્દાર કર્યો, અને ભગવાન્‌નું જે ગુણાતીત સ્વરૂપ છે તેનો નિશ્ચય (૨૮-૨૯) બે શ્લોકથી કર્યો. આ ભગવદવતારના પ્રયોજનનો વિચાર ભકતાધિકાર પ્રતિપાદિત કરી વિશેષ ભકિત સિદ્ધ કરાવવા સામાન્ય કર્યો છે. શૌનકાદિક શ્રોતાઓની કૃષ્ણસ્વરૂપવિષયક શ્રદ્ધા કેવી છે–આ સામાન્ય અવતારોનો ઉત્તર આપવાથી એમને વિશેષ જિજ્ઞાસા થાય છે કે કેમ–એ યથાર્થ પરીક્ષા કર્યા પછી શ્રીસૂત એ મૂલકૃષ્ણાવતાર-પ્રયોજનવિષયક વિસ્તૃત વિવેચન અગ્રે કુન્તીસ્તુતિમાં (૧–૮–૩૧–૪૨) શ્લોકમાં કરશે. શ્રીકૃષ્ણ-વિષયક જન્મપ્રયોજન તથા ફલરૂપી વાક્ય, સ્વરૂપજ્ઞાનરહિત હોય એવા શ્રોતાઓને સત્વર કહેવાય નહિ તેથી પ્રથમ તો સામાન્ય અવતારનું પ્રયોજન સામાન્યતઃ પણ સમજાયું છે કે કેમ અને એમને મૂલસ્વરૂપ શ્રીકૃષ્ણભગવાનને વિષે અતિશય શ્રદ્ધા તથા જિજ્ઞાસા થઇ છે કે કેમ એની પરીક્ષા કરવા સામાન્યાવતારનું પ્રયોજન કહ્યું છે.

(૪) ચતુર્થ પ્રશ્ન ભગવલ્લીલાના ઉદાર ચરિત્રવિષયક છે. એ ભગવાનના કર્મ વા ક્રિયા વિષયનો આ પ્રશ્ન ૧૭ મા શ્લોકમાં કર્યો છે. એ પ્રશ્નનો ઉત્તર દ્વિતીય અધ્યાયના (૩૦–૩૪) પાંચ શ્લોક વડે સામાન્ય રીતે શ્રોતાઓને વિશેષ ભકિત સિદ્ધ કરવા આપ્યો છે. અવતારની પૂર્વ-દશામાં સ્વરૂપસ્થિતિ, ભગવાનની ઉત્પત્તિ કરવાની સૃષ્ટિલીલા, જગતને વિષે સર્વાન્તર્યામિરૂપે પ્રવેશ કરવાની લીલા, જગતમાં વિચિત્ર નાનાવિધ રૂપે પ્રકટ થવાની લીલા, ભોગલીલા તથા જગતની રક્ષાલીલા એમ પાંચ પ્રકારની લીલાનું નિરૂપણ કર્યું છે. અવતારદશાની અનેકવિધ લીલા ચરિત્રનું કથન તૃતીય અધ્યાયમાં થશે.

(૫) ૫૦ચમ પ્રશ્ન ભગવાન્ શ્રીકૃષ્ણભગવાનના રૂપસમ્બન્ધી છે; અને તેનું નિરૂપણ પ્રથમ અધ્યાયના ૨૦ મા શ્લોકમાં કર્યું છે. એનો ઉત્તર તૃતીય અધ્યાયમાં (૧-૫) પાંચ શ્લોક વડે પુરુષોત્તમ ભગવાનના રૂપનું તથા (૨૧-૫-૨૭) શ્લોકવડે અંશાવતારના રૂપોનું નિરૂપણ કરી આપે છે, અને અન્તે સિદ્ધ કરે છે કે હરિ ભગવાનના અવતાર અસંખ્યેય છે. એ અવતારો તથા ઋષિ, મનુ, દેવ, મનુપુત્ર, પ્રજાપતિ એ સર્વ પુરુષ ભગવાનના અંશ કલા છે, જ્યારે શ્રીકૃષ્ણ પોતેજ સાક્ષાત્ ભગવાન્ છે, અને એ શ્રીકૃષ્ણભગવાન્ જ યુગે યુગે દૈત્યથી પીડા પામતા જગતને આનન્દ-સુખનું દાન કરે છે.

(૬) આ કલિયુગમાં અનવતારદશામા ધર્મ કોને શરણે ગયો છે? એ ૫૪ પ્રશ્ન આ અધ્યાયના અન્તિમ ૨૩ મા શ્લોકમાં કર્યો છે. એનો ઉત્તર તૃતીય અધ્યાયમાં ૪૩ મા શ્લોકમાં આપ્યો છે. ત્યાં સ્પષ્ટ ઉત્તર આપ્યો છે કે કૃષ્ણપ્રભુ સ્વધામને વિષે પધાર્યા તેમની સાથે જ ધર્મ પણ ચાલ્યો ગયો છે. કલિકાલમાં ધર્મ સ્થિતિ કરતો હોય તો કોને શરણ થયો છે એમ ચિન્તા કરવી યોગ્ય છે. કલિયુગ અન્ધકાર સમાન છે. તેથી લોકોના જ્ઞાનચક્ષુ બન્ધ થઇ ગયાં છે. તેઓ અન્ધ છે એમ નહિ પરન્તુ અન્ધ જેવા જ છે. એથી પુનઃ ધર્મનું સ્થાપન કરવાને અર્થે આ પુરાણભાસ્કર શ્રીમદ્ભાગવતનું પ્રાકટ્ય ભગવાન્ શ્રીકૃષ્ણે કરાવ્યું છે. એ શ્રીમદ્ભાગવત શ્રીકૃષ્ણ ભગવાનનું નામાત્મક સ્વરૂપ છે તેથી એનો આશ્રય કરવાથી કલિકાલના જીવોને ધર્મ પણ સિદ્ધ થશે!

આ ૫૬ પ્રશ્નમાંથી પ્રથમ ચાર પ્રશ્નનો ઉત્તર સૂતે દ્વિતીય અધ્યાયમાં અને છેલ્લા બે પ્રશ્નનો ઉત્તર તૃતીય અધ્યાયમાં આપ્યો છે.

આ ૫૬ પ્રશ્નના વિશેષ ઉત્તર સાથે શ્રીશુકમુખે જે શ્રીમદ્ભાગવત પોતે શ્રવણ કર્યું છે તેનું શ્રવણ સૂત કરાવશે અને સમગ્ર ગ્રન્થનું વિસ્તારપૂર્વક વિવેચન કરશે. ચતુર્મૂર્તિ ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે જ સમગ્ર વેદના પૂર્વ-કર્મકાણ્ડના તથા ઉત્તર-કાણ્ડના અર્થરૂપ થયા છે. તેથી પ્રથમ પ્રશ્નદ્વય પૂર્વકાણ્ડના વેદાર્થભૂત પરબ્રહ્મ ભગવાનને વિષે છે, અને અવશિષ્ટ પ્રશ્નચતુષ્ટય ચતુર્મૂર્તિ ભગવાન્ શ્રીકૃષ્ણનું નિરૂપણ કરે છે. અર્થાત્ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર વેદમાં સિદ્ધ કરેલી પરબ્રહ્મની ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિ—એ ઉભયશક્તિવિશિષ્ટ તથા તે ઉપરાન્ત અન્ય સર્વ શક્તિથી વિશિષ્ટ થયલા પરબ્રહ્મ સાકાર પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાનનું વિસ્તારપૂર્વક નિરૂપણ કરે છે. અર્થાત્ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર વેદના અર્થનું ઉપબૃંહણ કરે છે. આ ૫૬ પ્રશ્નના ઉત્તરો તથા વિશેષ વ્યાખ્યાન હૃદયને વિષે પરમાર્થતઃ તત્ત્વરૂપે સ્થિર થાય તો ભગવાનના સર્વ ધર્મનું તથા સર્વ પદાર્થનું જ્ઞાન થાય.

છેલ્લા ચાર પ્રકારના પ્રશ્નમાં પણ અવતારદશા તથા અનવતારદશામાં મુક્ત થવા વિષયક બે વિભાગ છે. એક વિભાગમાં ૩-૪-૫ પ્રશ્નનો તથા બીજા વિભાગમાં ૫૪ પ્રશ્નનો સમાવેશ કરવો. આ રીતે શ્રીકૃષ્ણજન્મપ્રયોજનનો પ્રશ્ન, શ્રીકૃષ્ણની લીલા ક્રિયાનો પ્રશ્ન તથા શ્રીકૃષ્ણના અનેકરૂપસમ્બન્ધી પ્રશ્ન-આ ત્રણે પ્રશ્નનો એકત્ર સમાવેશ કરવાનો હેતુ છે. તે એ છે કે ભગવાન્ અવતાર ધારણ કરી પ્રથમ તો નિજ ભક્તોને મુક્તિ આપે છે, કારણ કે એમને અર્થે પોતે પ્રકટ થયા છે. એ રીતે ભગવદવતારના પ્રયોજનસમ્બન્ધી પ્રશ્ન યથાર્થ રીતે ઉત્પન્ન છે. ભગવાન્ સૃષ્ટ્યાદિક્રિયા લીલા કરી જ્ઞાની જીવોને પોતાનું અલૌકિક માહાત્મ્યજ્ઞાન કરાવી મુક્તિ આપે છે. એ રીતે ભગવાનના સૃષ્ટ્યાદિ લીલાકર્મવિષયકપ્રશ્ન પણ યથોચિત છે. વળી ભગવાન્ યોગિજનોને ધ્યાન કરવા યોગ્ય સુન્દરરૂપ ધારણ કરી તેમને મોક્ષ આપે છે-એ

રીતે રૂપવિષયક પ્રશ્ન પણ યથાયોગ્ય છે. "પુણ્યશ્લોક કીર્તનિકારોથી સેવાતા ભગવાનનો યશ કોણ શ્રવણ ન કરે–" એ પ્રકારનો શ્રવણ પ્રતિ આદર સિદ્ધ કરનાર મધ્યમ ૧૬ મા શ્લોકના પ્રશ્ન વડે એમ સૂચિત થાય છે. ભગવદ્યશનું શ્રવણ આદરપૂર્વક કરતા હોય એવા અવહિત ભક્તને પણ ભગવાન્ મુક્તિ આપે છે–એ રીતે મધ્યમાં શ્રવણાદરવિષયક પ્રશ્ન પણ સાર્થક છે. બીજા વિભાગમાં પડતો અન્તિમ પ્રશ્ન અનવતારદશામાં આધુનિક કલિકાલ સમયમાં ધર્મ કોને શરણ ગયો? અર્થાત્ ક્યાં ધર્મિને શરણ જવાથી કલિકાલમાં ઉદ્ધાર થાય–મુક્તિરૂપી શ્રેય થાય એ પ્રશ્ન પણ પ્રથમ વિભાગના પ્રશ્નના જેટલોજ સમાન બલવાલો છે. કારણકે એ પ્રશ્ન પણ ૩–૪–૫ પ્રશ્નની માફક ભગવાનની કલિકાલમાં જીવને મુક્તિ આપવાની શક્તિનું સૂચન કરે છે. કલિકાલમાં ભગવાન્ શ્રીમદ્ભાગવતરૂપી નામાત્મક સ્વરૂપે જીવોનો ઉદ્ધાર કરે છે. એ રીતે જેમ ત્રણે પ્રશ્નો ભગવાનના વિમોચક સ્વભાવનું નિરૂપણ કરે છે, તેવીજ રીતે વેદાર્થનું પ્રતિપાદન કરતા પ્રથમ બે પ્રશ્ન પણ વેદાત્મક નામ પ્રપઞ્ચને વિષે રમણ કરતા પ્રભુ જીવોનાં બન્ધનો દૂર કરી તેમને મુક્તિ આપે છે. એ રીતે પ્રશ્નચતુષ્ટયનું પર્યવસાન ભગવાનની વિમોચક શક્તિનું નિરૂપણ કરવામાં થઈ જાય છે.

હવે આ પ્રશ્નનું શ્રવણ કરવાનો શ્રોતાનો અધિકાર નિરૂપણ કરવો જોઈએ. તે ૨૧ મા શ્લોકમાં કહે છે. અન્ય સર્વકર્મથી નિવૃત્ત થઈ હરિકથાના શ્રવણને અર્થે જ સાવકાશ થયેલા જિજ્ઞાસુ જીવો જ આ શાસ્ત્રનું શ્રવણ કરવાને અધિકારી છે. તેમણે ચિત્તદોષ ન લાગે એવા તથા આસુરાવેશ ઉત્પન્ન કરી બુદ્ધિનો નાશ ન કરે એવા કોઈ પવિત્ર વિષ્ણુસ્થલ–હરિસ્થાનને વિષે બેસી ભગવત્કથાનું શ્રવણ કરવા તથા જિજ્ઞાસાપૂર્વક તત્ત્વાર્થ સમજવો. આ પ્રશ્નના ઉત્તરનું કથન કરનારા વક્તાનો અધિકાર એ છે કે તેણે શ્રીમદ્ભાગવતનું શ્રવણ ભક્તમુખદ્વારા કરેલું હોવું જોઈએ. એ રીતના વક્તા શ્રીસૂત હતા, તેમણે ભારતાદિ ઇતિહાસ, પુરાણો, ધર્મશાસ્ત્રો, હરિગાથા–પ્રગાથા તથા સર્વ મોક્ષશાસ્ત્રો, શ્રીબાદરાયણાદિ ઋષિ, મુનિ, ગુરુ ઇત્યાદિ પાસે શ્રવણ કર્યાં હતાં. તેમણે તેમનું અધ્યયન કર્યું હતું, વ્યાખ્યાન પણ કર્યું હતું, તે બહુશ્રુત હતા અને શ્રીમદ્ભાગવતનું શ્રવણ તો તેમણે ઉત્તમ વૈરાગ્યયુક્ત ભક્ત શ્રીશુકદેવજીના મુખે પ્રાપ્ત કર્યું હતું એટલે તેમણે ઉત્તર આપવાનો પ્રારમ્ભ કર્યો. (અપૂર્ણ)

## પરમ તત્ત્વ.

જગત્ પરના ઈશ્વરવાદી એટલે ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારનારા તમામ ધર્મો જેવા કે હિંદુ, મુસલમાન, ક્રિશ્ચીયન આદિ સર્વે માત્ર એકજ ઈશ્વરનો સ્વીકાર કરે છે. જડવાદીઓ તથા અજ્ઞેયવાદીઓ પણ પરમાણુ (ether) કે અજ્ઞેય તત્ત્વના નામથી એકજ પરમ તત્ત્વ સ્વીકારે છે. એટલે આ તો સ્વતઃ સિદ્ધ થાય છે કે પૃથ્વી પરના દરેક મનુષ્ય એકજ પરમ તત્ત્વના ઉપાસક છે. તેનાં નામોમાં તથા ગુણોમાં અને તેને પ્રાપ્ત કરવાના માર્ગોમાં માત્ર ભેદ છે. જે જેવી દૃષ્ટિથી જુએ છે તે તે તે નામ અને રૂપોથી ઓળખે છે ને ઓળખાવે છે. સામાન્ય દૃષ્ટાંત તરીકે એક દીપ છે, તેની ચોતરફ જુદા જુદા રંગના કાચ ગોઠવ્યા છે. હવે તે ભિન્ન ભિન્ન રંગના કાચમાંથી જોનારને તે દીપનો રંગ જેવા રંગના કાચમાંથી જોશે તેવો જણાશે, જ્યારે દીપ તો એકજ અને રંગના ભેદ વિનાનોજ છે. ભેદ માત્ર કાચરૂપી મધ્યસ્થ વસ્તુનોજ છે, એટલે પરમ તત્ત્વમાં પણ મધ્યસ્થ વસ્તુતરીકે જોનારની દૃષ્ટિ તથા બુદ્ધિનોજ છે. આ પરમ સિદ્ધાંત પૃથ્વી પરના પ્રાચીનમાં પ્રાચીન મનાતા વેદમાં પણ પ્રતિપાદિત કરેલો છે.

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान्।
एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः॥

(ऋग्वेद १०. १६४. ४६)

તેઓ તેને ઇન્દ્ર, મિત્ર, વરુણ કે અગ્નિ કહે છે, દિવ્ય ગરૂત્મત્ (સૂર્ય) પક્ષી પણ કહે છે.
વિપ્રો-ઋષિઓ તે એક તત્ત્વને અનેક પ્રકારે સંબોધે છે. તેઓ તેને અગ્નિ, યમ, માતરિશ્વા કહે છે.

આવો સરલ સિદ્ધાંત હોવા છતાં નાહક ધાર્મિક વિગ્રહો અને ખુનામરકી શા માટે જોઇએ? જ્યારે આમ છે તો પછી એક બીજાના ધર્મનું અપમાન કે નિંદા કરવી એ મહાપાપ છે અને તે નિંદા કરવી તે જે નામથી અને રૂપથી પોતે પોતાના પરમતત્ત્વને ઓળખતો હોય તેનીજ નિંદા કરવા બરાબર છે. જો હિંદુ મુસલમાનની મસજીદ કે ધર્મનું અપમાન કે નિંદા કરે તો તે પોતે આ અદ્વિતીય પરમ તત્ત્વનેજ ભગવાન્, ઈશ્વર કે પરબ્રહ્મના જે નામથી ઓળખતો હોય તેનુંજ અપમાન ને નિંદા કરવાનું પાપ કરે છે. તેવીજ રીતે મુસલમાન હિંદુના મંદિર કે મૂર્તિનું અપમાન કરે તો તેણે અલ્લાનો મહા ભયંકર ગુન્હો કર્યો ગણાય.

અલબત્ત દરેકને પોતપોતાનો સિદ્ધાંત જણાવવાનો તથા તેને પોતાની દૃષ્ટિથી સારો કહેવાનો હક્ક છે. જે જેવી દૃષ્ટિથી જુએ તેને તે રૂપ પસંદ પડે, ને તે તેને પ્રાપ્ત કરવા સુખેથી પ્રયાસ કરે; પરંતુ કોઈ પણ ધર્મની અવગણના કે નિંદા તો નજ થાય. હિંદુઓની મૂર્તિપૂજા માટે અગાઉ મુસલમાન, ક્રિશ્ચિયન આદિ તેમજ આર્યસમાજ આદિ હિંદુ નિરાકારવાદિઓની ગેરસમજને લીધે સખત વિરોધ હતો; પરંતુ હવે તે ગેરસમજ ઘણે અંશે દૂર થવાથી એટલો સખત રહ્યો નથી.

જગત માત્ર મૂર્તિપૂજક છે. ક્રિશ્ચિયનો તેમના દેવળ અને ક્રાઇસ્ટની છબી પવિત્ર માને છે. મુસલમાનો પણ મસજીદ અને કબરોને પૂજે છે. શીખો ગ્રંથ સાહેબને પૂજ્ય ગણે છે, જગતના સર્વ મનુષ્યો પોતપોતાના સ્નેહીઓ અને સંબંધીઓની તસવીર કે પ્રતિમા પ્રત્યે પ્રેમ ધરાવે છે, એજ રીતે હિંદુઓ મૂર્તિપૂજાદ્વારા ઈશ્વરનું એટલે તેજ પરમ તત્ત્વનું ચિંતન અને પૂજન કરે છે. આવા સ્પષ્ટ સિદ્ધાંતો છતાં ધર્મના બહાને ખોટા વિરોધો કેમ સંભવે? હાલમાં તો આ વિરોધો ઘણાજ અસહ્ય થઈ પડી દેશને અધોગતિમાં ઉતારી રહ્યા છે, તો આવા એકતાના સિદ્ધાંતો માનનારા અને પ્રતિપાદન કરનારા દરેક ધર્મના આગેવાનોની (અને તેવા સત્પુરુષો પણ દરેક ધર્માનુયાયીમાંથી અવશ્ય મળી આવશે) નિદાન પ્રતિવર્ષ પરિષદ્ બોલાવી દરેક ધર્મમાંથી સમ તત્ત્વો શોધી તે તમામ આગેવાનોની સહીઓ સાથે છપાવી છુટથી વહેંચવામાં આવે તો હાલમાં ગેરસમજુતથી પ્રકટી રહેલી તીવ્રજ્વાલાને કેટલેક અંશે શાંત કરે.



## શ્રીકૃષ્ણજન્મ.

શ્રીકૃષ્ણ પરબ્રહ્મ, પૂર્ણપુરુષોત્તમ છે. પરબ્રહ્મનો જન્મ થાય? પરબ્રહ્મને જન્મવાનું હોય? પરબ્રહ્મનો જન્મ થાય તો સામાન્ય જીવ અને પરબ્રહ્મમાં શો ભેદ?

પરબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્રનો જન્મ થતો હોય તો કદાચ તેમના અલૌકિકત્વની ક્ષતિ થાય, તેઓશ્રી પ્રાકૃત મનુજ તુલ્ય ગણાય તેવી બીતિથી, સત્ય શું છે તેનો વિચાર કર્યા વિના, પરબ્રહ્મનું અલૌકિકત્વ સાચવવા અસત્યનો આશ્રય બાધક નથી એમ માનીને, ઘણા લેખકો શ્રીકૃષ્ણનો જન્મ જ થયો નથી એમ દર્શાવવા ઉત્સુક જણાય છે. વૈષ્ણવબાલશિક્ષાના બીજા ભાગના પૃષ્ઠ ૧૧ માં દીનકિંકરે "જ્યારે શ્રાવણ વદી ૮ આવી ત્યારે ભગવાન અદ્ધરથી વસુદેવ દેવકીજીની

પાસે જેલમાં પધાર્યા " એવો બાલકોને બોધ આપ્યો છે. બાલકોને બોધ આપવામાં અસત્યનો આશ્રય થવો ન જ જોઇએ. બાલકો શ્રીકૃષ્ણને પરબ્રહ્મ માને તે માટે અથવા ગમે તે હેતુથી પણ બાલકોને બોધ આપવામાં અસત્યનો આશ્રય કરવો એ ક્ષન્તવ્ય નથી જ. હવે આપણે આ ઉક્તિ પ્રમાણપુરઃસર છે કે કેમ તે તપાસીશું.

" ભગવાન અદ્ધરથી વસુદેવ દેવકીજીની પાસે જેલમાં પધાર્યા" એમ કહેવાથી લેખક એમ સૂચવવા માગે છે કે ભગવાને દેવકીજીના ગર્ભમાં વાસ કર્યો ન હતો. વસુદેવે દેવકીજીમાં ગર્ભાધાન કર્યું ન હતું. ગર્ભાધાન, ગર્ભવાસ, જન્મ વિગેરે થયાં મ હતાં.

આ લેખકના વિચાર શ્રીમદ્ભાગવતને અનુસરે છે, કે શ્રીમદ્ભાગવતથી વિરુદ્ધ છે તે જોઇએ. નવમ સ્કંધમાં વંશનું વર્ણન કરતાં શ્રીશુક કહે છે

"वसुदेवस्तु देवक्यामष्टपुत्रानजीजनत् ॥
कीर्तिमन्तं सुषेणं च भद्रसेनमुदारधीः ।
ऋजुं संमर्दनं भद्रं संकर्षणमहीश्वरम् ॥
अष्टमस्तु तयोरासीत्स्वयमेव हरिः किल ।

શ્રીમદ્ભાગવત. ૯. ૨૪. ૫૩ થી ૫૬.

વસુદેવે દેવકીજીમાં આઠ પુત્રો ઉત્પન્ન કર્યા. આનો અર્થ સ્પષ્ટ છે કે વસુદેવે દેવકીજીમાં ગર્ભાધાન કર્યું અને તેથી એક પછી એક એમ આઠ પુત્ર ઉત્પન્ન કર્યા. તેમાં આઠમા પુત્ર ભગવાન્ હરિ પોતેજ હતા; તેથી ભગવાન પણ વસુદેવે દેવકીજીમાં ઉત્પન્ન કરેલ પુત્ર થયા. કંસના કારાગૃહમાં વસુદેવ દેવકીજી પાસે અધ્ધરથી પધાર્યા ન હતા.

દશમસ્કંધના પ્રારંભમાં પરીક્ષિત શુકદેવને ભગવાનનું ચરિત વિસ્તારથી વર્ણવી કહેવા પ્રાર્થના કરે છે, તેથી શુકદેવ શ્રીકૃષ્ણચરિત વિસ્તારથી કહેવાનો પ્રારંભ કરે છે. અહંકારી નૃપતિઓના વેષે રહેલા દૈત્યોની સેનાના બહુ ભારથી પીડિત થઇ ભૂમિ બ્રહ્માને શરણ જાય છે. બ્રહ્મા બીજા દેવો, તથા ભૂમિસહિત ક્ષીરપયોનિધિના તીરે જઇ પ્રભુની સ્તુતિ કરે છે ત્યારે આકાશવાણી થાય છે. તેનું શ્રવણ કરી બ્રહ્મા દેવોને કહે છે

वसुदेवगृहे साक्षाद्भगवान्पुरुषः परः ।
जनिष्यते तत्प्रियार्थं संभवन्तु सुरस्त्रियः ॥

શ્રીમદ્ભા. ૧૦. ૧. ૨૩.

વસુદેવના ગૃહમાં સાક્ષાત્ પુરુષોત્તમ ભગવાન્ જન્મવાના છે. ભગવાન્ જન્મવાના ન હોય પરંતુ અદ્ધરથીજ કંસના કારાગૃહમાં વસુદેવ તથા દેવકીજી પાસે પધારવાના હોય તો બ્રહ્માનું આ વાક્ય પણ અસંગત થાય.

આગળ દેવકીજીના વસુદેવ સાથે લગ્ન થયા પછી દેવકીજીનું પ્રિય કરવાની ઇચ્છાથી તેમને વળાવતી વખતે કંસ તેમનો રથ હાંકે છે તે સમયે આકાશવાણી થાય છે કે "**अस्यास्त्वामष्टमो गर्भो हन्ता यां वहसेऽबुध** " શ્રીમદ્ભાગવત ૧૦, ૧, ૩૪. તેથી કંસને મારનાર દેવકીજીનો આઠમો ગર્ભ છે. દેવકીજીના આઠમા ગર્ભમાં ઉત્પન્ન થનાર બાલક શ્રીકૃષ્ણજ ભવિષ્યમાં કંસનો વધ કરનાર છે. ભગવાન દેવકીજીના ગર્ભમાં પધારવાના ન હોય, અને તેમનો તેજી રીતે

જન્મ થવાનો ન હોય, પરંતુ કંસના કારાગૃહમાં વસુદેવ તથા દેવકીજી પાસે અદ્ધરથી જ પધારવાના હોય તો આ આકાશવાણી પણ અસત્ય જ ઠરે.

આકાશવાણીનું શ્રવણ કરી કંસ દેવકીજીને મારવા તત્પર થયો. વસુદેવના બોધથી અને દેવકીજીથી જે પુત્ર થાય તે તેને સમર્પણ કરવાના વચનથી તેણે દેવકીજીને ન મારી. પછી

"अथ काल उपावृत्ते देवकी सर्वदेवता ।
पुत्रान्प्रसुषुवे चाष्टौ कन्यां चैवानुवत्सरम् ॥

શ્રીમદ્ભાગવત ૧૦–૧–૫૬.

દેવકીજીએ આઠ પુત્ર અને એક કન્યાને વર્ષે વર્ષે જન્મ આપ્યો. શ્રીકૃષ્ણનો જન્મ થયો ન હોત અને તે કંસના કારાગૃહમાં વસુદેવ અને દેવકીજી પાસે અધ્ધરથી જ પધાર્યા હોત તો શ્રીશુકજીનું આ વચન પણ અસત્ય જ ઠરે.

શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના દ્વિતીય અધ્યાયમાં ગર્ભાધાન સંસ્કારનું સ્પષ્ટ નિરૂપણ છે.

भगवानपि विश्वात्मा भक्तानामभयंकरः ।
आविवेशांशभागेन मन आनकदुन्दुभेः ॥
स बिभ्रत्पौरुषं धाम भ्राजमानो यथा रविः ॥
दुरासदोऽतिदुर्धर्षो भूतानां संबभूव ह ॥
ततो जगन्मङ्गलमच्युतांशं समाहितं शूरसुतेन देवी ।
दधार सर्वात्मकमात्मभूतं काष्ठा यथानंदकरं मनस्तः ॥
सा देवकी सर्वजगन्निवासनिवासभूता नितरां न रेजे ।
भोजेन्द्रगेहेऽग्निशिखेव रुद्धा सरस्वती ज्ञानखले यथा सती ॥
तां वीक्ष्य कंसः प्रभया जितान्तरां विरोचयन्तीं भवनं शुचिस्मिताम् ।
आहैष मे प्राणहरो हरिर्गुहां ध्रुवं श्रितो यन्न पुरेयमीदृशी ॥

શ્રીમદ્ભાગવત ૧૦–૨–૧૬–૨૦.

ભક્તને અભય કરનાર વિશ્વાત્મા ભગવાને વસુદેવના મનમાં પ્રવેશ કર્યો. ભગવાને વસુદેવમાં પ્રવેશ કર્યો તેથી વસુદેવ રવિની પેઠે પ્રકાશવા મંડ્યા, અને પ્રાણિમાત્ર તેમની સમીપ જઈ શકે નહિ તથા તેમની સામે થઈ શકે નહિ તેવા પ્રતાપી થયા. પછી વસુદેવે સમ્યક્ આધાન કરેલ જગન્મંગલ અચ્યુતાંશને દેવીએ ધારણ કર્યા. ભગવાનને ધારણ કરવાથી સર્વ જગત જેમાં રહેલ છે તેવા ભગવાનનો નિવાસ થયેલાં દેવકી કંસના કારાગૃહમાં પૂર્ણ શોભતાં ન હતાં. કંસે દેવકીજીને પોતાની પ્રભાથી ભવનને પ્રકાશતાં અને સુંદર હાસ્યવાળાં જોઈને અને દેવકીજીનાં રૂપ વિશેષમાં આ ફેરફાર થવાથી તે સમજ્યો કે મારા પ્રાણને હરનાર હરિએ જરૂર કુક્ષીમાં પ્રવેશ કર્યો છે. આ ગર્ભાધાન સંસ્કાર જ છે. ભગવાને પ્રથમ વસુદેવમાં પ્રવેશ કર્યો,

પછી વસુદેવે પોતામાં રહેલા ભગવાનનું દેવકીજીમાં **સમ્યક્ આધાન** કર્યું. ભગવાને વસુદેવમાં પ્રવેશ કર્યો ત્યારથી વસુદેવ રવિની પેઠે પ્રકાશવા માંડ્યા અને પ્રાણિમાત્રથી અગમ્ય અને અનતિક્રમ્ય થયા. ભગવાનના પ્રવેશથી વસુદેવ તેજસ્વી થયા. ભગવાને વસુદેવમાં પ્રવેશ કર્યો ન હતો, ત્યાં સુધી વસુદેવમાં તેવું તેજ ન હતું. પછી વસુદેવે દેવકીજીમાં ભગવાનનું આધાન કર્યું, એટલે ભગવાન્ વસુદેવમાંથી નીકળી દેવકીજીમાં પધાર્યા. પરિણામે વસુદેવ પૂર્વવત્ થયા. પછી વસુદેવ રવિની પેઠે પ્રકાશતા ન હતા; પરંતુ દેવકીજીમાં ભગવાન્ પધાર્યા તેથી દેવકીજી પ્રકાશવા માંડ્યાં. દેવકીજીની પ્રભાથી કારાગૃહ પ્રકાશવા માંડ્યું. સર્વ જગતનો જેમાં નિવાસ છે એવા ભગવાને જેમાં નિવાસ કરેલો છે એવાં દેવકીજી કારાગૃહમાં ન જ શોભે. દેવકીજીના તેજથી કારાગૃહ પ્રકાશી રહ્યું છે તે જોઈ કંસ પણ સમજ્યો કે જરૂર દેવકીજીમાં ભગવાને પ્રવેશ કરેલ છે. જો ભગવાન્ અદ્ધરથીજ કારાગૃહમાં વસુદેવ તથા દેવકીજી પાસે પધારવાના હોત તો વસુદેવમાં અને વસુદેવદ્વારા દેવકીજીમાં પ્રવેશ કરવાની તેમને જરૂર જ ન હતી. ભગવાને વસુદેવમાં અને વસુદેવદ્વારા દેવકીજીમાં પ્રવેશ કર્યો છે એ અહિં સ્પષ્ટજ છે. તેથી કંસના કારાગૃહમાં વસુદેવ અને દેવકી પાસે ભગવાન્ અદ્ધરથીજ પધાર્યા ન હતા.

કંસે જોયું કે તેના પ્રાણ હરનાર હરિએ નક્કી **ગુહામાં** પ્રવેશ કર્યો છે; છતાં સ્ત્રી અને તેમાં પણ બેન અને તે પણ **ગુરુમતી (ગર્ભવતી)** તેનો વધ કરવો એ અત્યંત ક્રૂર કર્મ હોવાથી તેણે દેવકીજીનો તે સમયે વધ ન કર્યો, પરંતુ " **आस्ते प्रतीक्षंस्तज्जन्म** " પ્રભુના **જન્મની** રાહ જોતો રહ્યો. કંસ અસુર હોવાથી તેને પ્રભુમાં લૌકિક ભ્રાંતિ થાય અને તેથી તેને પ્રભુનો જન્મ થશે એમ લાગે અને તેથી પ્રભુના જન્મની રાહ જોઇ રહે એમ કહી શકાય નહિ; કારણકે " **आस्ते प्रतीक्षंस्तज्जन्म** " એ કંસનું વાક્ય નથી, પરંતુ શુકદેવનું વાક્ય છે. કંસનું વાક્ય શ્લોક ૨૨ સાથે પૂરૂં થાય છે. ત્યાર પછીના ( ૨૩ મા ) શ્લોકમાં આ શુકદેવનું વાક્ય છે. પ્રભુનો જન્મ થવાનો ન જ હોય અને પ્રભુ કંસના કારાગૃહમાં વસુદેવ અને દેવકીજી પાસે અદ્ધરથી પધારવાના હોય તો આ શુકદેવનું વાક્ય પણ અસત્ય ઠરે.

ત્યાર પછી પ્રહ્લાદિ દેવો પ્રભુની સ્તુતિ કરવા આવે છે. આ સ્તુતિમાં દેવો કહે છે. " **न तेऽभवस्येश भवस्य कारणं विना विनोदं बत तर्कयामहे** " હે ઈશ, તમારા અભવના ભવનું કારણ વિનોદ વિના બીજું અમે ધારતા નથી." શ્લોક ૩૯. દેવો પણ કહે છે કે પ્રભુનો **ભવ એટલે** જન્મ થવાનો છે. પ્રભુને જન્મ લેવાનું કારણ અથવા પ્રયોજન નથી, છતાં પ્રભુનો જન્મ થવાનો છે એ નક્કી છે. પ્રભુના જન્મનું શું કારણ? પ્રભુ જન્મ લીધા વિના સર્વ કરવા સમર્થ છે તેથી જન્મ લેવાનું કારણ નહિ હોવા છતાં પ્રભુ જન્મ લેવાના છે તે માત્ર વિનોદ અથવા ક્રીડા માટે જ લેવાના છે. પ્રભુનો જન્મ જ થવાનો ન હોત અને પ્રભુ માત્ર અદ્ધરથીજ કારાગૃહમાં પધારવાનો હોત તો દેવોનું આ વાક્ય પણ અસત્ય ઠરે.

વળી દેવકીજીને ઉદ્દેશી દેવો કહે છે—" **दिष्ट्याऽम्ब ते कुक्षिगतः परः पुमानंशेन साक्षाद्भगवान्भवाय नः** " શ્લોક ૪૧. હે મા, પરમ પુરુષ સાક્ષાત્ ભગવાન્ **આપની કુક્ષિમાં** પધાર્યા છે. ભગવાન દેવકીજીની કુક્ષિમાં પધાર્યા છે તેથીજ દેવો કારાગૃહમાં પ્રભુની સ્તુતિ કરવા આવ્યા છે. પ્રભુ દેવકીજીની કુક્ષિમાં પધાર્યા નહોત, પ્રભુનો જન્મ થવાનો ન હોત અને પ્રભુ કારાગૃહમાં અદ્ધરથી જ પધારવાના હોત તો દેવોને પ્રભુની સ્તુતિ કરવા કારાગૃહમાં આવવાનું કાંઇ પણ પ્રયોજન ન હતું. પ્રભુ દેવકીજીની કુક્ષિમાં પધાર્યા હતા એમ આ અધ્યાયની ઇતિશ્રી પરથી પણ સ્પષ્ટજ જણાય છે. **इतिश्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे गर्भगतविष्णोः**

ब्रह्मादिकृतस्तुतिर्नाम द्वितीयोऽध्यायः॥ આ અધ્યાયનું નામજ "ગર્ભગતં (ગર્ભમાં પ્રવેશેલા) વિષ્ણુની બ્રહ્માદિએ કરેલી સ્તુતિ" છે. તેથી પ્રભુ દેવકીજીનાં ગર્ભમાં પધારેલા હતાં. દેવકીજીના ગર્ભમાં પધાર્યા વિના, અદ્દરથીજ કારાગૃહમાં દેવકીજી તથા વસુદેવ પાસે પધારવાના ન હતાં.

તૃતીય અધ્યાયમાં પ્રારંભમાંજ પ્રભુનો જન્મનું સુંદર વર્ણન આપેલું છે. પ્રથમ અધ્યાયમાં જન્મકાલનું વર્ણન કરેલું છે. તે સમયે "अजनजन्मर्क्षम्" હતું અજનનો જન્મ થવા યોગ્ય નક્ષત્ર હતું. વળી "जायमानेऽजने तस्मिन्नेदुर्दुन्दुभयो दिवि" શ્લોક ૫. અજનનો જન્મ થતો હતો તે સમયે આકાશમાં દુંદુભિ વાગ્યાં. પ્રભુ જો વસુદેવ તથા દેવકીજી પાસે અદ્દરથીજ કારાગૃહમાં પધાર્યા હોય તો તેમનો જન્મ થયો નજ ગણાય. પ્રભુનો જન્મ કેવી રીતે થયો તે પણ આ અધ્યાયના આઠમા શ્લોકમાં સ્પષ્ટ છે.

निशीथे तम उद्भूते जायमाने जनार्दने
देवक्यां देवरूपिण्यां विष्णुः सर्वगुहाशयः।
आविरासीद्यथा प्राच्यां दिशीन्दुरिव पुष्कलः॥

જેમ પૂર્વદિશામાંથી સુંદર ચન્દ્રનો આવિર્ભાવ થાય તેમ **દેવકીજીમાંથી વિષ્ણુનો આવિર્ભાવ થયો.** પ્રભુ અદ્દરથી પધાર્યા નથી, પરંતુ દેવકીજીમાંથી જ આવિર્ભાવ પામ્યા છે. પ્રભુ અદ્દરથી કારાગૃહમાં પધાર્યા નથી, પરંતુ દેવકીજીએ જ પ્રભુને જન્મ આપ્યો છે.

પ્રભુનો જન્મ થયા પછી વસુદેવ પ્રભુની સ્તુતિ કરે છે તેમાં પણ વસુદેવ કહે છે કે— "अयं त्वसभ्यस्तव जन्म नौ गृहे श्रुत्वा......" શ્લોક ૨૨. વસુદેવે સ્તુતિ કર્યા પછી દેવકીજી પણ પ્રભુને સંબોધે છે તેમાં તે પણ કહે છે કે "जन्म ते मय्यसौ पापो मा विद्यात् मधुसूदन" શ્લોક ૨૯. હે મધુસૂદન, તે પાપી (કંસ) મારાથી આપનો જન્મ થયો છે તે ન જાણે.

विश्वं यदेतत्स्वतनौ निशान्ते यथावकाशं पुरुषः परो भवान्।
विभर्ति सोऽयं मम गर्भगोऽभूदहो नृलोकस्य विडंबनं हि तत्॥"

શ્લોક ૩૧. આખા વિશ્વનો પોતાની અંદર ધારણ કરનાર પરમપુરુષ મારા ગર્ભમાં રહ્યા. આ દેવકીજીના વચનથી પણ સિદ્ધ થાય છે, કે શ્રીકૃષ્ણ વસુદેવ અને દેવકી પાસે અદ્દરથી કારાગૃહમાં પધાર્યા ન હતા, પરંતુ તેમનો દેવકીજીથી જન્મ જ થયો હતો.

ઉપરના શ્રીમદ્ભાગવતના વાક્યોથી સિદ્ધ થાય છે કે પ્રભુ વસુદેવ અને દેવકીજી પાસે કારાગૃહમાં અદ્દરથી પધાર્યા ન હતા, પરંતુ તેમનો દેવકીજીથી જન્મ થયો હતો. શ્રીમદ્ભાગવતથી વિરુદ્ધ બાલકોને ઉપદેશ આપવો ઉચિત નથી. દરેક ધર્મમાં સત્યનું પાલન આવશ્યક છે. બાલકોને સત્યપ્રિય બનાવવા જોઇએ. તેમની પાસે અસત્ય ભાષણ કરવું જોઇએ નહિ તેમ જ તેમને અસત્ય ઉપદેશ કરવો પણ ઉચિત નથી.

પ્રભુ વસુદેવ અને દેવકીજી પાસે કારાગૃહમાં અદ્દરથી પધાર્યા ન હતા, પરંતુ દેવકીજીએ જ પ્રભુને જન્મ આપ્યો હતો. હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે પ્રભુનો પણ જન્મ થયો હોય તો તે 'અજન,' 'અભવ' શેના! સામાન્ય માણસની પેઠે પ્રભુનો પણ જન્મ થયો હોય તો પ્રભુ પણ પ્રાકૃત મનુષ્ય કેમ ન ગણાય! (અપૂર્ણ)

# ત્રિવિધનામાવલી.

(ચાલુ)

હવે પરમ અવતારનું મુખ્ય પ્રયોજન બતાવનારૂં નામ કહે છેઃ—

## भक्तिमार्गप्रवर्तकाय नमः ॥ ९ ॥

અર્થ—ભક્તિમાર્ગના પ્રવર્તકને નમસ્કાર

વિવરણ—મથુરાંવાસીઓ પહેલાં કર્મનિષ્ઠ હતા–કર્મના પ્રવર્તક હતા, પણ તેઓ ભગવદીય હોવાથી ભગવાનને તેમનો નિરોધ સિદ્ધ કરવાની જરૂર પડી, અને તે નિરોધ સિદ્ધ કરવાને માટે ભગવદિચ્છાને અનુસરીને નિમિત્તભૂત થએલા કંસનું [1] નિવારણ કરી ફલદાનને માટે ભક્તિમાર્ગને પ્રવૃત્ત કર્યો. કોઇ ન દેખે એવા એકાન્ત સ્થલમાં પ્રાદુર્ભાવ પામી શુદ્ધસત્ત્વરૂપ વસુદેવ અને દેવકીને નિરતિશય આનન્દના આવેશમાં જ તેમણે દસ હજાર ગાયોનું દાન કરવાનો મનમાં સંકલ્પ કર્યો અને દેવકીજી માહાત્મ્યજ્ઞાનપૂર્વક સ્નેહથી આકુલ થઇને બોલ્યાં કે હે બાલ! મને ઘણી અધીરઇ થઇ ગઇ છે અને તારે માટે મને કંસનો બહુ ભય રહે છે. જે શ્લોકમાં [2] ઉપરની ભાવના જણાવવામાં આવી છે તે શ્લોક ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દેવકીજીને પ્રથમ માહાત્મ્યજ્ઞાન હતું પણ પછીથી સ્નેહનો ભાગ વધી જવાથી તે બાલકને ભગવાન્ તરીકે ન ઓળખતાં પોતાના નાના બાલક તરીકે જ ઓળખે છે અને તેથી જ એ બાલકને માટે કંસનો ભય રહે છે. જો સ્નેહનો અતિશય ન માનીએ તો માહાત્મ્યજ્ઞાનવાળાં દેવકીજીના મુખમાં ઉપરની ઉક્તિ શોભતી નથી. પ્રથમ માહાત્મ્યજ્ઞાન અને પછીથી સર્વતોધિક સ્નેહ એ જ ભક્તિનું લક્ષણ છે એમ દેવકીજીના મનની સ્થિતિ ઉપરથી આપણને માલમ પડે છે. નારદજી પણ ભક્તિસૂત્રમાં ભક્તિનું લક્ષણ[3] આજ તાત્પર્યનું આપે છે. અહીં કોઇને શંકા થાય કે શુદ્ધસત્ત્વરૂપ વસુદેવ અને દેવકીજીએ હરિ–ભગવાન્–નો આશ્રય કર્યો એટલે એમને કોઇ પણ પ્રકારનો કલેશ ન થવો જોઇએ કારણ કે શાસ્ત્રમાં કહ્યું [4] છે કે જેમણે હરિનો આશ્રય લીધો છે તેમને શરીરના, મનના, દિવ્ય, મનુષ્યસંબંધી, ભૌતિક વગેરે કલેશો કયાંથી હોઇ શકે? પણ શ્રીમદ્ભાગવત ઉપરથી તો એમ જણાય છે કે વસુદેવ અને દેવકીજીને ઘણો કલેશ થયો. તેથી અહીં વિરોધ પ્રાપ્ત થાય છે. આનું સમાધાન એ જ કે ભગવાનને તેમનો અંગીકાર કરવો હતો તેથી વસુદેવ અને દેવકીજીને કલેશ પ્રાપ્ત કરાવડાવ્યો. **यस्याहमनुगृह्णामि**–જેના ઉપર હું અનુગ્રહ કરૂં છું–ઇત્યાદિ વચન ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે ભગવાને સ્વજનમાંથી પૃથક્ કરી અંગીકાર કર્યો. માટે ભગવદિચ્છાથી સર્વ ઘટી શકે છે. અન્તઃપ્રવેશ પછી વસુદેવ અને દેવકીજીનો નિરોધ થયો તેથી ભક્તિમાર્ગની પ્રવૃત્તિ શરુ થઇ. આ ભાવ જણાવવા માટે 'ભક્તિમાર્ગ-પ્રવર્તક' એ નામ આપવામાં આવ્યું છે. ૯.

---

૧. કંસ એટલે क सुखं सारयति नाशयति–સુખનો નાશ કરનાર.

૨ समुद्विजे भवद्धेतोः ભાગ. ૧૦. ૩. ૨૯.

૩ माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोधिकः। स्नेहो भक्तिरिति प्रोक्तस्तस्मान्मुक्तिर्न चान्यथा॥ પ્રથમ માહાત્મ્યજ્ઞાન અને પછી વધારે દૃઢ અને સર્વના કરતાં અધિક સ્નેહ એ જ ભક્તિ અને તેનાથી જ મોક્ષ, બીજાથી નહિ. ॥ [illegible]

૪ शारीरा मानसा दिव्या वैयासे ये च मानुषाः। भौतिकाश्च कथं क्लेशा बाधन्ते हरिसंश्रयात् ॥

ભકિતની પ્રવૃત્તિ થઈ એ આપણે ઉપરના નામ ઉપરથી જોઈ ગયા. હવે પ્રશ્ન એ છે કે બધાને એક જ પ્રકારનું કે ભિન્ન ભિન્ન પ્રકારનું ફલ મળશે ? આ શંકાના ઉત્તરમાં શ્રીમહાપ્રભુજી નીચેના નામની આજ્ઞા કરે છે:—

## भक्तजनकल्पवृक्षाय नमः ॥१०॥

અર્થ—ભકતજનોના કલ્પવૃક્ષને નમસ્કાર.

વિવરણ—દેવોનાં મન્દાર, પારિજાતક, સંતાન, કલ્પવૃક્ષ અને હરિચંદન નામનાં પાંચ વૃક્ષો છે. તેમને દેવતરુ કહેવામાં આવે છે. આમાં કલ્પવૃક્ષનો એવો ગુણ છે કે એ વૃક્ષની નીચે બેસી જે ઇચ્છા દર્શાવે તે ઇચ્છા એકદમ સફલ થાય. જેની જે વાસના હોય તે વાસના કલ્પવૃક્ષ સિદ્ધ કરી આપે છે. આ જ પ્રમાણે ભકત જે પ્રકારે—જે ભાવે—ભગવાનને ભજતો હોય તે જ પ્રમાણે ભગવાન્ તે ભક્તને ફલ આપે છે. ભકતની જે ભાવના હોય તે ભાવના ભગવાન્ કલ્પવૃક્ષની માફક પૂર્ણ કરે છે. આથી જ ભગવાનને ભકતજનોનું કલ્પવૃક્ષ કહેવામાં આવે છે. આ જ ભાવ ગર્ભસ્તુતિમાં પણ જોવામાં આવે છે. ૧૦.

હવે સાક્ષાત્ આવિર્ભાવ પામેલા ભગવાનનું નામ આપવામાં આવે છે:—

## देवकीनन्दनाय नमः ॥ ११ ॥

અર્થ—દેવકીજીને આનન્દ આપનારને નમસ્કાર.

વિવરણ—ભગવાનનો પરમાનન્દસ્વરૂપનું સાક્ષાત્ પ્રાકટ્ય અકસ્માત્ થવાથી દેવકીજીને આનન્દ થાય એ સ્વાભાવિક છે. દેવકીજીને આનન્દ થયો એટલે સર્વ દેવતાઓને પણ આનન્દ થયો, કારણ કે દેવકીજી દેવરૂપિણી છે—દેવકીજીમાં સર્વ દેવતાઓનું સાંનિધ્ય છે. 'अथ सर्वगुणोपेतः' વગેરેથી આરંભીને 'प्राच्यां दिशीन्दुरिव' વગેરે શ્લોક સુધીનું તાત્પર્યનું સૂચન આ 'દેવકીનન્દન' નામથી થાય છે. જેમ પૂર્વ દિશામાં ચન્દ્રનું પ્રાકટ્ય થાય છે તેમ દેવકીજીમાં પુરુષોત્તમનું પ્રાકટ્ય થયું. ચન્દ્રનું પ્રાકટ્ય રાત્રિએ થાય છે અને સર્વ તારાઓને આનન્દ આપે છે તેમ ભગવાન્ પણ સ્ત્રીઓને આનન્દ આપનાર થશે એવો ધ્વનિ નીકળે છે તેથી જ સ્ત્રીવાચક 'દેવકી' પદ મૂકવામાં આવ્યું છે. આ મૂલસ્વરૂપ છે અને આ સ્વરૂપનાં જે અવતારરૂપ હોય છે તેથી જુદા જુદા કાર્યના અર્થને માટે જુદા જુદા જુદા અંશ સાથે અવતાર થાય છે. તેથી દેવકીજીમાં પ્રદ્યુમ્નાંશ છે એમ સૂચન કરનારું આ નામ છે. આ ઉપરાંત બાલલીલાનો સંબંધ પણ પ્રતીત થાય છે. એટલા માટે જ પુત્રત્વ દર્શાવનાર 'નન્દન' પદ મૂકવામાં આવ્યું છે. આ જ ભાવ जायमाने जनार्दने એ શ્લોક ભાગના વિવરણમાં જોવામાં આવે છે, આ પ્રકારે ત્રણ અવતારનો સંદર્ભ છે. ધર્મનું રક્ષણ કરવાથી અનિરુદ્ધાંશ, મુક્તિનું દાન કરવાને અજ્ઞાનનું નિવારણ કરવાથી સંકર્ષણાંશ અને દેવકીજીમાં પ્રદ્યુમ્નાંશ. ૧૧.

આ પ્રમાણે સાક્ષાત્ પૂર્ણ સચ્ચિદાનંદવિગ્રહ ભગવાન્ દેવકી અને વસુદેવના આગળ અકસ્માત્ પ્રાદુર્ભૂત થયા તેથી આગળ આશ્ચર્યનું વર્ણન કરવામાં આવ્યું છે એમ દર્શાવવા નીચેનું નામ આપવામાં આવે છે:—

## वसुदेवदेवकीपुण्यपुञ्जफलाय नमः ॥ १२॥

અર્થ—વસુદેવ અને દેવકીજીના પુણ્યના પુંજ—ઢગલા—ના ફલરૂપ ભગવાનને નમસ્કાર.

વિવરણ—ભગવાન્ વસુદેવ અને દેવકીજીના પુણ્યરાશિના ફલરૂપ છે. 'પુણ્ય.' પદ ઉપરથી ભાગ્યનું પણ સૂચન થાય છે, કારણ કે ભાગ્ય વિના આવું અનુપમ ફલ મળી શકે નહિ. ભગવાનનું પ્રાકટ્ય ફલરૂપ જ છે. ચિરકાલથી સંચિત થયેલા પુણ્ય અને ભાગ્યનું ભગવત્પ્રાકટ્ય ફલ છે, સાધારણ પુણ્ય અને સાધારણ ભાગ્યનું આ ફલ ન હોય. આ ઉપરથી એટલું તો જણાય છે કે જેમ ભગવત્પ્રાકટ્યરૂપી ફલ અલૌકિક છે તેમ એ ફલના કારણભૂત પુણ્ય અને ભાગ્ય પણ અલૌકિક છે, કારણ કે કાર્યની જે જાતિ હોય તે જ કારણની જાતિ હોય છે. જો કે વસુદેવ અને દેવકીજીએ પૂર્વજન્મમાં તપ કરેલું છે, છતાં પણ તે તપ સાધન છે. અને ભગવાન્ સાધનસાધ્ય નથી–ભગવાન્ સાધનને વશ થતા નથી–તેથી મૂલસ્વરૂપની ઇચ્છા જ કારણ છે, અને વરદાને કરીને તપ પણ અલૌકિક સાધન બને છે તેથી ભાગ્ય પણ અલૌકિક થાય છે. અથવા બીજે પ્રકારે વિચાર કરીએ તો એમ જણાય છે કે વસુદેવ શુદ્ધસત્ત્વરૂપ છે અને તેથી ભગવાનના આવિર્ભાવનું સ્થાન છે; દેવકીજીમાં સર્વ દેવતાઓનો અંતર્ભાવ છે અને વિષ્ણુરૂપ છે તેથી બધાના ભાગ્યના સમુદાયનું નિરૂપણ અહીં કરવામાં આવ્યું છે. અને તેથી જ મૂલમાં 'પુંજ' પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. જો કે ભગવાનનો પ્રાદુર્ભાવ સર્વને અર્થે છે, છતા પણ વસુદેવ અને દેવકી પ્રાદુર્ભાવના સ્થાનરૂપ હોવાથી તેમના જ ભાગ્ય અને પુણ્યનું આ ભગવત્પ્રાકટ્ય ફલ છે એમ કહેવામાં આવ્યું છે. તેથી જ **यतायान्ति दिनान्यासन्** ઇત્યાદિ કારિકાઓમાં બાલલીલાનુભવને આન્તર મનોરથ કહેવામાં આવ્યો છે. ૧૨.

**परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।**
**स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥**

---

# પુષ્ટિપાઠાવલી.

## પાઠ ૮. જીવ. (ચાલુ)

*જેમ અગ્નિમાંથી તણખાઓ નીકળે છે તે પ્રમાણે જીવો બ્રહ્મમાંથી વ્યુચ્ચરે છે. જીવ બ્રહ્મથી* ભિન્ન નથી પણ બ્રહ્મના અંશ જ છે એમ આપણે જોયું. જીવ બ્રહ્મથી ભિન્ન નથી અને બ્રહ્મના અંશ જ છે તો પછી જીવ પરાધીન અને દુઃખી કેમ છે? બ્રહ્મના અંશ બ્રહ્મની પેઠે સ્વતંત્ર અને આનંદમય જ હોવા જોઇએ. છતાં જીવો પરાધીન અને દુઃખી જણાય છે તેનું શું કારણ?

આ શંકાનું સમાધાન **"पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ"** બ્રહ્મસૂત્ર. ૩. ૨. ૫ સૂત્રમાં કરેલું છે પરનું એટલે ભગવાનનું અભિધ્યાન એટલે ભગવાન્ પોતે અને જીવ સર્વતઃ ભોગ કરે તેવી ઇચ્છા, તેથી જીવમાં ઐશ્વર્ય વિગેરે ભગવાનના ગુણો હતા તે તિરોહિત થયા. જીવો પણ ભગવાન્ પેઠે ઐશ્વર્ય વિગેરે ભગવાનના ગુણોવાળા હોય તો ભગવાન્ અને જીવોમાં કાંઇ ભેદ રહે નહિ. ભેદ ન હોય તો કાંઈ વૈચિત્ર્ય અથવા વિચિત્રતા રહે નહિ. વિચિત્રતા ન હોય તો ભોગ પણ થાય નહિ વિચિત્રતા ન હોય તો ભોગ થાય નહિ અને લીલા પણ થાય નહિ. સૃષ્ટિ રચવાનું પ્રયોજન જ નિરર્થક થાય. તેથી વિચિત્રતા કરવાની ઇચ્છાથી જીવમાંથી ભગવાનના ગુણો તિરોહિત થયા. એ ભગવાનના ગુણો તિરોહિત થતાં, જીવને બંધ થયો અને ભગવાનના ગુણોથી વિપરીત ગુણો તેને પ્રાપ્ત થયા. ભગવાનના ગુણ (૧) ઐશ્વર્યનો જીવમાંથી તિરોભાવ થતાં, જીવ

દીન અને પરાધીન થયો. તેમજ (૨) વીર્યનો તિરોભાવ થવાથી જીવ સર્વદુઃખ સહન કરનાર થયો (૩) યશનો તિરોભાવ થતાં સર્વથી હીન થયો (૪) શ્રીનો તિરોભાવ થતાં તેને જન્મ વિગેરે સર્વ આપત્તિઓ પ્રાપ્ત થઇ. (૫) જ્ઞાનનો તિરોભાવ થતાં, તેને દેહ વિગેરેમાં અહંબુદ્ધિ થઇ, તથા અપસ્મારથી પીડિતની પેઠે સર્વ વિપરિત જ્ઞાન થયું. (૬) વૈરાગ્યનો તિરોભાવ થતાં તે વિષયમાં આસક્ત થયો.

આ પ્રમાણે જીવમાંથી ભગવાનના ધર્મોનો તિરોભાવ થયો તેથી જીવ પરાધીન અને દુઃખી થયો. આનંદનો તો જીવભાવ થતાં પહેલાં જ તિરોભાવ થાય છે, અને 'આનંદ' અંશનો તિરોભાવ થવાથી જ 'જીવ' થાય છે એ પ્રથમ કહેલું છે.

જીવમાંથી ભગવાનના ધર્મોનું તિરોધાન થાય છે. તે આપણે જોયું. "**सत्यं विज्ञानमानन्दं ब्रह्म**" શ્રુતિ પ્રમાણે બ્રહ્મના સ્વરૂપભૂત ત્રણ અંશ છે, સત્, વિજ્ઞાન અથવા ચિત્ અને આનંદ, આમાં 'વિજ્ઞાન' અથવા 'જ્ઞાન' અથવા 'ચિત્' એ બ્રહ્મનો સ્વરૂપભૂત અંશ છે. વળી '**यः सर्वज्ञः**' 'જે સર્વજ્ઞ છે' શ્રુતિ પ્રમાણે 'જ્ઞાન' એ બ્રહ્મનો ધર્મ પણ છે. તેથી 'જ્ઞાન' એ બ્રહ્મનો સ્વરૂપભૂત અંશ છે, અને 'જ્ઞાન' બ્રહ્મનો ધર્મ પણ છે. આપણે પાછળ જોયું તેમ જીવમાં બ્રહ્મનો 'ચિત્' અથવા 'જ્ઞાન' અંશ પ્રધાન છે બ્રહ્મના 'સત્' અંશથી જીવની ઉપલબ્ધિ થાય છે, 'ચિત્' અંશ તેમાં પ્રધાન છે તેથી જ જીવમાં ચેતન છે. આ 'ચિત્' અને 'સત્' અંશનો જીવમાંથી કદાપિ તિરોભાવ થતો નથી જ. આ બ્રહ્મના અંશોનો જીવમાંથી તિરોભાવ થાય તો જીવનુંસ્વરૂપ જ નષ્ટ થઇ જાય, જીવની સ્વરૂપહાનિ જ થાય; જીવ જ રહે નહિ પણ '**यः सर्वज्ञः**' 'જે સર્વજ્ઞ છે' શ્રુતિમાં બ્રહ્મનો ધર્મ (સ્વરૂપભૂત અંશ નહિ) જે જ્ઞાન જણાવેલ છે તેનો જ તિરોભાવ થાય છે જીવમાંથી બ્રહ્મના ગુણ જ્ઞાનનો તિરોભાવ થતાં તેનામાં દેહ વિગેરેમાં અહંબુદ્ધિ થાય છે અર્થાત્ દેહ, પ્રાણ વિગેરે જ જીવ છે એમ તે માને છે અને તેને વિપરીત જ્ઞાન થાય છે, પરંતુ બ્રહ્મના સ્વરૂપભૂત 'ચિત્' અંશનો જીવમાંથી કદાપિ તિરોભાવ થતો નથી જ (વિદ્વન્મંડન).

જીવોમાંથી ભગવાનના 'જ્ઞાન' ગુણનો તિરોભાવ થતાં જીવને દેહ વિગેરે અહંબુદ્ધિ થાય છે, અને વિપરીત જ્ઞાન થાય છે ભગવાનની 'માયા' નામની શક્તિ છે. 'માયા' એટલે ભગવાનની જે કાંઇ થવું હોય તે થવાની શક્તિ. માયા એટલે મિથ્યા નહિ, પરંતુ ભગવાનનું સર્વભવનસામર્થ્ય. માયાશક્તિથી 'વિદ્યા' અને 'અવિદ્યા' થાય છે. આ 'વિદ્યા' અને 'અવિદ્યા' થાય છે. આ 'વિદ્યા' અને 'અવિદ્યા' ભગવાનની માયાથી બનેલા હોવાથી ભગવાનની શક્તિ છે, જીવના ધર્મ નથી. તેથી ભગવાનની ઇચ્છા પ્રમાણે વિદ્યા અથવા અવિદ્યાનો આવિર્ભાવ અથવા તિરોભાવ થયા કરે છે. આ વિદ્યા અથવા અવિદ્યા સિદ્દંશ જીવને જ થાય છે, જડને અથવા અંતર્યામિને થતી નથી. વિદ્યા અથવા અવિદ્યા જીવને જ વ્યાપે છે, જડને અથવા અંતર્યામિને વ્યાપતી નથી. વળી આ બંને ભગવાનની શક્તિ છે,* ભગવાનને અધીન છે. તેથી ભગવાનની ઇચ્છા પ્રમાણે જીવને વ્યાપે છે, તેથી જે જીવને જેવી સ્થિતિમાં મૂકવાની ભગવાનની ઇચ્છા થાય તે જીવને તેવી સ્થિતિમાં મૂકનારી 'અવિદ્યા' વિગેરે ભગવાનની શક્તિઓ સત્વ, રજ, વિગેરે ભેદથી વ્યાપે છે. આ પ્રમાણે સર્વ જીવોને ભગવાનની ભિન્ન ભિન્ન શક્તિઓ ભગવાનની ઇચ્છા પ્રમાણે વ્યાપે છે અને દરેક જીવને ભગવાનની ઇચ્છામાં હોય તેવી સ્થિતિમાં રાખે છે, આ ભગવાનનું અગાધ ઐશ્વર્ય છે.+

* તત્વદીપ ૧ ૩૫.

+ વિદ્વન્મંડન, ગુજરાતી ભાષાન્તર પૃ. ૬૪.

અવિદ્યાના પાંચ પર્વ છે. અવિદ્યા પાંચ જાતની છે. (૧) સ્વરૂપાજ્ઞાન એટલે સ્વરૂપનું અજ્ઞાન જીવને પોતાના સ્વરૂપનું વિસ્મરણ થાય. 'હું બ્રહ્મનો અંશ છું' તે જીવ ભૂલી જાય તે. (૨) દેહાધ્યાસ. દેહને જ જીવ માને તે. (૩) પ્રાણાધ્યાસ એટલે પ્રાણને જીવ માને તે. (૪) ઇંદ્રિયાધ્યાસ એટલે ઇંદ્રિયને જીવ માને તે. અને (૫) અંતઃકરણાધ્યાસ એટલે અંતઃકરણને જીવ માને તે. આ પાંચ પ્રકારની અવિદ્યા જીવને વ્યાપે છે એટલે જીવ પરાધીન અને દુઃખી થાય છે અને સંસારમાં તેને જન્મ મરણ થયા કરે છે. જ્યારે વિદ્યાથી અવિદ્યાનો નાશ થાય છે ત્યારે જીવ મુક્ત થાય છે. તે સમયે તેનો દેહ વિગેરેનો અધ્યાસ દૂર થાય છે. તેના દેહ, ઇંદ્રિય વિગેરે "પ્રપંચ" અથવા 'જગત્' રૂપ હોવાથી સત્ય છે અને તે રહે છે, પરંતુ તે દેહ, ઇંદ્રિય તરીકે જ જાણે છે. 'હું દેહ છું;' અથવા 'હું ઇંદ્રિય છું' એવું તેનું અજ્ઞાન દૂર થાય છે. તે પોતાના સ્વરૂપને જાણે છે. 'હું જીવ છું, બ્રહ્મનો અંશ છું' વિગેરે જ્ઞાન તેને થાય છે. * વિદ્યા અથવા બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થાય છે. બ્રહ્મજ્ઞાનથી કૈવલ્ય એટલે સંઘાતથી પૃથગ્ભાવ પ્રાપ્ત થાય છે. અથવા પ્રપંચથી પૃથગ્ભાવ બ્રહ્મજ્ઞાનથી થાય છે. 'હું દેહ, ઇંદ્રિય, પ્રાણ અથવા અંતઃકરણ નથી. દેહ, ઇંદ્રિય, પ્રાણ અને અંતઃકરણ સંઘાત અથવા પ્રપંચ છે; હું તેથી જૂદો ભગવાનનો ચિદંશ જીવ છું" સંઘાતથી પૃથગ્ભાવ બ્રહ્મજ્ઞાનથી થાય છે. સંઘાતથી પૃથગ્ભાવ એટલે મોક્ષ. વિદ્યા અથવા બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થય છે, કારણ કે તેથી બંધ કરાવનારી અવિદ્યા દૂર થાય છે. આ વિદ્યાના પણ પાંચ પર્વ છે (૧) વૈરાગ્ય, વિષયોની તૃષ્ણા ન રહે તે. (૨) સાંખ્ય. નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક, નિત્ય અને અનિત્ય વસ્તુ પારખવાની શકિત આવી શકિત પ્રાપ્ત કરી સર્વનો ત્યાગ કરવો તે સાંખ્ય. (૩) યોગ. આઠ અંગવાળો યોગ. એકાંતમાં આઠ અંગવાળા યોગનું આચરણ. (૪) તપ વિચારપૂર્વક અભ્યાસ. (૫) કેશવ પ્રતિ ભક્તિ. આ ભક્તિ મોક્ષના સાધનરૂપ કહેલી હોવાથી પ્રવાહિકી ભક્તિ છે. આ પાંચ વિદ્યાના પર્વ અથવા ભાગ છે. વિદ્યાથી સત્વસૃષ્ટિમાં પ્રવૃત્ત દૈવ જીવોને મુક્તિ પ્રાપ્ત થાય છે. આસુર જીવોને મુક્તિ થતી નથી.

## પાઠ ૯.

## ઉપસ્થિતહાનિ અને અકૃતાભ્યાગમ.

જીવ ભગવાનનો અંશ છે. તેથી ભગવવાનના ઐશ્વર્ય વિગેરે છ ધર્મો જીવમાં છે. ભગવાન્ પોતાની ઇચ્છાથી જીવમાંથી ઐશ્વર્ય વિગેરે ભગવદ્ધર્મોનો તિરોભાવ કરે છે, તેથી જીવ પરતંત્ર અને દુઃખી થાય છે એમ પાછલા પાઠમાં કહ્યું.

શંકાઃ—પ્રભુ આવી રીતે જીવમાંથી ભગવદ્ધર્મોનો તિરોભાવ કરે તો ઉપસ્થિતહાનિ અને અકૃતાભ્યાગમ દોષ થાય ઐશ્વર્ય વિગેરે ભગવાનના છ ગુણો જીવમાં હતા. જીવમાં ભગવદ્ધર્મ હતા. એ ભગવદ્ધર્મ જીવમાં ઉપસ્થિત હતા. તે ધર્મોની જીવને હાનિ થાય છે, એટલે ઉપસ્થિતહાનિ થઇ. જીવોને એ ધર્મોની હાનિ થાય તેવું કાંઇ કર્મ તેમણે તે સમયે કરેલું નથી; છતાં કાંઇ પણ કારણ વિના એ ઉપસ્થિત ધર્મોની તેમને હાનિ થય એ દોષ જ છે. વળી વ્યુચ્ચરણ સમયે જીવે કાંઇ કર્મ કરેલ નથી, તેથી તેમણે કાંઇ પણ દોષ કર્યા નથી. છતાં આ ધર્મોની હાનિ થતાં તેમને અતીશતા, પરાધીનતા, દુઃખ વિગેરે પ્રાપ્ત થાય છે. જીવોએ કાંઇ પણ દોષ કરેલ નહિ હોવા છતાં તેમને દોષના દંડરૂપ પરાધીનતા, મિથ્યાજ્ઞાન વિગેરે પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે નહિ કરેલા (અકૃત) દોષના દંડરૂપ પરાધીનતા વિગેરેની તેમને પ્રાપ્તિ (અભ્યાગમ) થતી હોવાથી અકૃતાભ્યાગમ દોષ પણ પ્રાપ્ત થાય છે.

---

* તત્ત્વદીપ ૧. ૩૬. ૩૭. * તત્ત્વદીપ. ૧; ૪૮; ૪૯

સમાધાનઃ—ઉપસ્થિતહાનિ અને અકૃતાભ્યાગમ દોષ હોય તો તે કોના દોષ છે તે જૂઓ. તે જીવના દોષ છે, ભગવાનની કૃતિના દોષ છે કે ભગવાનના દોષ છે ? જીવના દોષ નથી, કારણકે જીવે તેમાં કાંઇ કરેલ જ નથી. જીવ અહિં કર્તા નથી પરંતુ જેને કાંઇ કરવામાં આવે છે તેવા છે. જીવ કર્તા નથી પણ જેને કાંઇ કરવામાં આવે છે તે એટલે કૃતિના વિષય છે, આ જીવના દોષ છે એમ ગણીએ તો કોઇ સજ્જનને લૂંટારા લૂંટે તેમાં સજ્જનનો દોષ ગણ્યો કહેવાય. કૃતિના અથવા કર્તાના દોષ ગણીએ તો જીવની કૃતિમાં અથવા જીવમાં જ તેવા દોષ સંભવે તેમાં પણ અસ્વતંત્ર જીવમાં અથવા અસ્વતંત્ર જીવની કૃતિમાં જ તે દોષ સંભવે. સ્વતંત્ર જીવની કૃતિમાં તો દોષ જ નથી. કારણ કે લોકમાં આપણે અનુભવીએ છીએ કે સ્વતંત્ર રાજાઓ પોતાના વિહાર માટે પ્રાચીન વિચિત્ર ગોપુર, મહેલ વિગેરે ભાંગી તોડી ઉજ્જડ કરી નાખે છે. જડ પદાર્થોનો જ ભંગ કરે છે. એટલું જ નહિ, પરંતુ પોતાના સેવકોના ઐશ્વર્ય શ્રી વિગેરેનું પણ હરણ કરે છે, વળી તેમની સેવાથી સંતોષ થતાં પાછું તે તેમને આપે છે. જ્યારે સ્વતંત્ર રાજાઓ આમ કરે છે તો પછી સર્વલોકને નિયમમાં રાખનાર સકલ જગતના કારણ ભગવાન્ પોતાના દાસ જીવને ઉપસ્થિતહાનિ અને અકૃતાભ્યાગમ કરે તેમાં દોષ શું ?

વળી ભગવાન્ જગતના સર્ગ, સ્થિતિ અને લયના કર્તા છે. ભગવાન્ જ્યારે જગત્ સર્જે છે ત્યારે જીવોને અમુક સ્થિતિમાં મૂકે છે તેથી જીવોને અકૃતાભ્યાગમ થાય છે. વળી જ્યારે ભગવાન જગતનો લય કરે છે ત્યારે જીવોની સ્થિતિનો નાશ થાય છે તેથી જીવોને ઉપસ્થિતહાનિ થાય છે. આ પ્રમાણે સર્ગ અને લય વખતે અકૃતાભ્યાગમ અને ઉપસ્થિતહાનિ થાય જ, પરંતુ જીવ પરતંત્ર હોવાથી અને કૃતિનો માત્ર વિષય જ હોવાથી, અને ઈશ્વર સ્વતંત્ર કર્તા હોવાથી એ દોષ નથી. સર્ગ અને લય કરવામાં અકૃતાભ્યાગમ અને ઉપસ્થિતહાનિ થાય તેથી ભગવાન્ સર્ગ અથવા લયના કર્તા નથી એમ કહીએ તો અન્ય કોઈ સર્ગ અથવા લયનો કર્તા નથી જ. તેથી સર્ગને કોઇ કર્તા નહિ હોવાથી જગત સંભવે જ નહિ; પરંતુ જગતનો આપણે અનુભવ કરીએ છીએ. લયનો કોઇ કર્તા ન હોવાથી જગત્ નિત્ય જ સિદ્ધ થાય. તેનો તિરોભાવ પણ થઇ શકે નહિ. તેથી ભગવાન્ જગતના સર્ગ અને લયના કર્તા છે અને સર્ગ અને લય સમયે જીવને અકૃતાભ્યાગમ અને ઉપસ્થિતહાનિ થાય તે દોષ નથી જ. તેથી જ જીવોનો બંધ પણ ભગવાનને અધીન છે. તેમ જ જીવોનો મોક્ષ પણ ભગવાનને જ અધીન છે. "આ જ જેનો આ લોકમાંથી ઉદ્ધાર કરવા ઇચ્છે તેની પાસે સારાં કર્મ કરાવે છે, આ જ જેનો અધઃપાત કરવા ઇચ્છે તેની પાસે દુષ્ટ કર્મ કરાવે છે" "જે આત્મામાં રહી આત્માનું અંતર્યામી યમન કરે છે." વિગેરે શ્રુતિઓ પણ જીવોના બંધ અને મોક્ષ ભગવાનને જ અધીન છે એમ કહે છે. ભગવાન્ જ સ્વતંત્ર કર્તા છે. ભગવાન્ વિના બીજું કોઇ સ્વતંત્ર કર્તા નથી. જીવ કર્તા છે, પરંતુ તેનું કર્તૃત્વ સ્વતંત્ર નથી, પણ ભગવાનને અધીન છે આ સિદ્ધ કરવા સૂત્રકાર પણ "परात्तु तच्छ्रुतेः" * સૂત્ર યોજે છે જીવનું કર્તૃત્વ 'પર' એટલે ભગવાનથી છે. જીવનું કર્તૃત્વ ભગવાનને અધીન છે. જીવ સ્વતંત્ર નહિ હોવાથી, જીવ પરતંત્ર હોવાથી તેને ઉપસ્થિતહાનિ અને અકૃતાભ્યાગમ થાય તે દોષ નથી.

## પાઠ ૧૦ વિધિનિષેધ.

ઉપસ્થિતહાનિ અને અકૃતાભ્યાગમ જીવ સ્વતંત્ર નહિ હોવાથી દોષ નથી. છતાં તેને દોષ માની કેટલાક વાદીઓ તે દૂર કરવા કર્મની કલ્પના કરે છે. જીવે પૂર્વે કરેલ સુકૃત અથવા દુષ્કૃત ધ્યાનમાં લઇ તે પ્રમાણે જ પ્રભુ જીવ પાસે કર્મ કરાવે છે. ઇશ્વર સ્વતંત્રતાથી પોતાની ઇચ્છા પ્રમાણે જીવ પાસે કર્મ કરાવતા નથી, પરંતુ જીવે પહેલાં કરેલ પુણ્ય અને પાપ ધ્યાનમાં લઇ તે

* બ્રહ્મસૂત્ર ૨ ૩ ૪૧.

પ્રમાણે તેની પાસે સુકૃત અથવા દુષ્કૃત કરાવે છે. આમ હોવાથી જ "સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો" "બ્રાહ્મણને હણવો નહિ" વિગેરે વિધિ અને નિષેધ સાર્થક થાય છે. જે કાર્ય કરવાનો શાસ્ત્રમાં ઉપદેશ કર્યો હોય તે 'વિધિ' કહેવાય છે. જે કાર્ય કરવાની શાસ્ત્રમાં ના પાડી હોય તે "નિષેધ" કહેવાય છે. જીવ પોતાની ઇચ્છા પ્રમાણે કર્મ કરી શકતો ન હોય, અને ઈશ્વર પોતાની ઇચ્છા પ્રમાણે જ તેની પાસે કર્મ કરાવતા હોય તો "સ્વર્ગની કામનાવાળાઓએ યજ્ઞ કરવો." "બ્રાહ્મણને હણવો નહિ" વિગેરે વિધિ અને નિષેધ વ્યર્થ થાય. કારણ કે જીવ પોતાની ઇચ્છા પ્રમાણે કર્મ કરી શકતો નથી તો પછી તેને ઉપદેશ શું કામનો? તેથી વિધિ અને નિષેધ ધ્યાનમાં લઇ જીવ કર્મ કરવા પ્રવૃત્ત થાય છે, અથવા નિવૃત્ત થાય છે, અને ઈશ્વર તેની પાસે તે કર્મ કરાવે છે અથવા તેની કર્મમાંથી નિવૃત્તિ કરાવે છે. વિહિત કર્મમાં પ્રવૃત્તિ અને નિષિદ્ધ કર્મમાંથી નિવૃત્તિ થાય અથવા ન થાય તે જીવના પૂર્વે કરેલાં કર્મને અધીન છે. પૂર્વે કરેલાં કર્મ પ્રમાણે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ થાય છે અથવા નથી થતી. પ્રવાહ અનાદિ છે તેથી પૂર્વે કરેલાં કર્મ તો દરેક જીવને છે જ. આમ માનવાથી જીવને અકૃતાભ્યાગમ થતો નથી, એટલે નહિ કરેલ કર્મના ફલ ભોગવવા પડતા નથી. તેમજ ઉપસ્થિતહાનિ પણ થતી નથી, કારણ કે પૂર્વે કરેલા કર્મ પ્રમાણે પ્રવૃત્તિ અને નિવૃત્તિ થયા કરે છે અને કરેલાં કર્મ નિષ્ફલ થતાં નથી. આવો પૂર્વમીમાંસાવાળાનો મત છે

પરંતુ આ મત ખોટો છે આ મત પ્રમાણે ઈશ્વર રહેતો જ નથી. પૂર્વે કરેલ કર્મનાં ફલ આપનાર તરીકે ઈશ્વરની આવશ્યકતા છે એમ પણ કહેવાય નહિ, કારણકે ફલ આપનાર કર્મ છે. કર્મ જડ હોવાથી ફલ આપી શકે નહિ એમ પણ ન કહેવાય, કારણકે ઉપસ્થિતહાનિ અને અકૃતાભ્યાગમ દોષ દૂર કરવા જે કર્મ કલ્પવામાં આવે છે તે કર્મ પોતાના ફલનું દાન આપી શકે તેવુંજ કલ્પવું જોઇએ. કર્મની કલ્પના કરવી જ પડે છે તો તે પોતાના ફલનું દાન કરવાની શકિતવાળું જ કલ્પવું જોઇએ.

જીવની કર્મમાં પ્રવૃત્તિ કોણ કરાવે છે? વિધિ અને નિષેધ કરાવતાં નથી, કારણ કે વિધિ અને નિષેધથી જીવની પ્રવૃત્તિ થતી હોય તો સર્વ જીવ વિહિત કર્મ કરત અને નિષિદ્ધ કર્મ ન કરત. સર્વ જીવો સન્માર્ગમાં જ વર્તતા હોત પરંતુ તેવો અનુભવ થતો નથી. ઘણા જીવો વિહિત કર્મ કરતાં નથી, અને નિષિદ્ધ કર્મ કરે છે. તેથી વિધિ અને નિષેધ પ્રવૃત્તિ કરાવતાં નથી. કર્મનો પ્રવાહ અનાદિ છે અને જીવે પૂર્વે કરેલાં કર્મ જ પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ કરાવે છે એમ પણ માની શકાય તેમ નથી; કારણ કે એમ માનવાથી (૧) વિધિ અને નિષેધ નિરર્થક થાય છે, જીવની કર્મમાં પ્રવૃત્તિ તેણે પૂર્વે કરેલાં કર્મથી જ થતી હોય તો "સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો" "બ્રાહ્મણને હણવો નહિ" એવો તેને બોધ દેવો નિરર્થક છે. (૨) વળી વિધિ અને નિષેધ નિરર્થક હોવાથી સારા માણસો યજ્ઞ વિગેરે કરે છે તે માત્ર અંધપરંપરા જ ગણાય. (૩) ધર્મની હાનિ થાય, કારણ કે વિહિત કર્મ કરે તે ધર્મ. પણ વિધિ જ નિરર્થક થઇ એટલે ધર્મ કયાં રહ્યો? તે પ્રમાણે અધર્મ પણ સંભવે નહિ. (૪) વિધિ અને નિષેધ નિરર્થક હોવાથી જીવ કર્મ કરે ત્યારે ફલની ઇચ્છા રાખી શકે નહિ. ફલની ઇચ્છા વિના કર્મ કરવામાં આવે ત્યારે કર્મનું ફલ આપનાર 'અપૂર્વ'ની* કલ્પના કરવાની આવશ્યકતા રહે નહિ. તેથી અપૂર્વ સંભવે નહિ. કર્મ થયું કે તરત નાશ પામે છે. અપૂર્વ છે જ નહિ. તો પછી આવિકર્મમાં પ્રવૃત્તિ કોણ કરાવે? તેથી પૂર્વે કર્મથી પ્રવૃત્તિ અને નિવૃત્તિ થતાં નથી.

વિધિ અને નિષેધ પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરાવે છે, છતાં કોઈની વિહિત કર્મમાં પ્રવૃત્તિ થાય છે અને કોઇની થતી નથી તેમ જ કોઇની નિષિદ્ધ કર્મમાંથી નિવૃત્તિ થાય છે અને કોઇની થતી

નથી એ સર્વ ઇશ્વિરેચ્છાથી જ થાય છે. આ પ્રમાણે વિધિ, નિષેધ અને ભગવાનની ઇચ્છા એ ત્રણ માનવા કરતાં ઇશ્વિરની ઇચ્છા જ માનવી એ ઉત્તમ છે. ઇશ્વિરની ઇચ્છા માન્યા વિના અન્ય ગતિ નથી જ. પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરાવનાર ઇશ્વિરની ઇચ્છા જ છે એમ માનવાથી યજ્ઞ વિગેરે કરવામાં અંધપરંપરા પણ થતી નથી, કારણ કે ઇશ્વિરની ઇચ્છાથી જ સર્વ થાય છે વિધિ ન જાણનાર બાલક પણ કુદરતથી જ વિહિત કર્મમાં પ્રવૃત્ત જોવામાં આવે છે અહિં 'વિધિ' પ્રવૃત્ત કરાવતી નથી, કારણ વિધિનું તો તેને ભાન પણ નથી. તેથી ઇશ્વિરેચ્છા જ પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરાવે છે.

## પાઠ ૧૧ મર્યાદા.

ભગવાન્ પોતાની ઇચ્છા પ્રમાણે જીવ પાસે કર્મ કરાવે છે અને કર્મનું ફલ આપે છે. ભગવાન્ કર્મ કરાવે છે તે ફલનું દાન કરવા કરાવે છે. કર્મ સ્વતંત્ર પુરૂષાર્થ નથી, પરંતુ કર્મ-ફલનું દાન કરવા પ્રભુ જીવ પાસે કર્મ કરાવે છે.

ભગવાન્ સર્વસમર્થ છે. ભગવાન્ કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સમર્થ છે. તેથી ભગવાન્ કર્મ કરેલ ન હોય તોપણ ફલદાન કરવા સમર્થ છે જ્યારે કર્મ કરેલ ન હોવા છતાં ફલદાન કરવાનું ભગવાનમાં સામર્થ્ય છે તો પછી ફલદાન કરવા કર્મ કરાવવાની શી જરૂર? વળી તે જ કારણથી 'વિધિ' અને 'નિષેધ' નિરર્થક થાય છે. કારણકે કર્મ વિના જ સારાં અથવા ખરાબ ફલ પ્રભુ આપી શકે છે. સારૂં અથવા ખરાબ ફલ આપવા માટે સુકૃત અથવા દુષ્કૃત જીવ પાસે કરાવવાની જરૂર નથી. તો પછી 'સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો' વિગેરે બોધની જરૂર જ નથી આવી શંકાઓ થાય તે દૂર કરવા "कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः" બ્રહ્મસૂત્ર ૨. ૩. ૪૧ સૂત્ર યોજેલું છે. "એક હું બહુ થાઉં" વિગેરે શ્રુતિઓથી એમ સિદ્ધ થાય છે કે ભગવાનને પ્રપંચમાં (જગત્‌માં) રમણ કરવાની ઇચ્છા થઇ. આ પ્રમાણે રમણ કરવાની ઇચ્છાથી ભગવાને ક્રીડા માટે ઉદ્યમ કર્યો. આમાં ભગવાનની ક્રીડા જ મુખ્ય છે, અન્ય સર્વ ગૌણ છે. તેથી ક્રીડા કરવા માટે ભગવાને જગત્ રચ્યું અને ક્રીડામાં વિચિત્ર રસનો અનુભવ થાય તે માટે "જે કોઇ અમુક કામ કરશે તેને અમુક ફલ આપીશ" એવી મર્યાદા પોતે રચી. તેથી જ ભગવાનને "ધર્મસેતુના વકતા કર્તા અભિરક્ષિતા" કહેલા છે. ભગવાને વિચિત્ર રસનો અનુભવ કરવા 'અમુક કર્મ કરશે તેને અમુક ફલ આપીશ' એવી મર્યાદા અથવા ધર્મસેતુની રચના કરીને જીવોને આ મર્યાદા જણાવવા અને તેનું રક્ષણ કરવા ભગવાને વેદ રચ્યા. તેથી જીવનું વ્યુચ્ચરણ કરતી વખતે જ "આ જીવને અમુક દેશમાં અમુક કાલમાં અમુક અમુક કર્મમાં પ્રવૃત્ત કરી, અમુક અમુક કર્મમાંથી નિવૃત્ત રાખી અમુક અમુક ફલનું દાન કરીશ" એ પ્રમાણે પ્રત્યેક જીવસંબંધી તેના મોક્ષપર્યંત પ્રભુએ વિચાર કરેલ છે; અને પ્રભુએ કરેલા એ વિચાર પ્રમાણે જ જીવ કર્મો કરે છે અને ફલ પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે ક્રીડામાં વિચિત્ર રસ પ્રાપ્ત કરવા પ્રભુએ જે ઉદ્યમ કર્યો છે તેની અપેક્ષાથી અથવા તેને અનુસરીને જ ભગવાન્ જીવ પાસે કર્મ કરાવે છે. આ પ્રમાણે હોવાથી "સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો" "બ્રાહ્મણને હણવો નહિ" વિગેરે વિધિ અને નિષેધ સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ કરાવનાર હોવાથી નિરર્થક થતા નથી. તેથી પ્રભુએ ક્રીડામાં વિચિત્ર

* જીવ જ્યારે કર્મ કરે ત્યારે તે ફલની ઇચ્છા રાખે છે. ફલની ઇચ્છા વિના કર્મ સંભવતું જ નથી. કર્મ કર્યું એટલે નષ્ટ થયું. પછી તેનું ફલ તે કર્મ કેવી રીતે આપે! કારણ કે, કર્મ પોતે સંપૂર્ણ થતાં જ નષ્ટ થયું. તેથી કર્મનું ફલ આપનાર 'અપૂર્વ' કલ્પવામાં આવે છે, કર્મ નાશ પામતાં અપૂર્વ ઉત્પન્ન થાય છે. તે કર્મનું ફલ આપે છે. એવું પૂર્વમીમાંસાવાળાનું મત છે

રસનો અનુભવ કરવા જે મર્યાદા કરી છે તે મર્યાદાને અનુસરી જીવ પાસે કર્મ કરાવે છે અને તેને કર્મના ફલનું દાન કરે છે. સૂત્રમાં "આદિ" શબ્દ છે તેથી એમ સૂચવ્યું છે કે આ જ કારણને લીધે કર્મ કરાવ્યા વિના પ્રભુ ફલનું દાન કરતા નથી

આવી રીતે પ્રભુ ક્રીડા માટે કરેલી મર્યાદાને અધીન રહી, જીવ પાસે કર્મ કરાવે અને તેને કર્મના ફલનું દાન કરે તો તેથી 'અનીશ્વર' થઇ જાય, પ્રભુ સ્વતંત્ર મટી પરતંત્ર થાય, કર્મ વિના ફલદાન કરવા અસમર્થ હોવાથી સર્વશક્તિમાન્ ન કહેવાય વિગેરે શંકા પણ યોગ્ય નથી, કારણ કે આ મર્યાદા પ્રભુએ પોતે કરેલી છે. ભગવાન્ પોતે કરેલા નિયમ પ્રમાણે કામ કરે તેમાં અનીશ્વરતા થતી નથી ભગવાને પોતે પોતાની ઇચ્છાથી જ એવી મર્યાદા રચી છે અને તે મર્યાદા પ્રમાણે કર્મ કરાવી ફલદાન કરે છે. મર્યાદાના કર્તા પ્રભુ પોતે હોવાથી તેમની સ્વતંત્રતા નષ્ટ થતી નથી. મર્યાદામાર્ગ પ્રભુએ એવો રચ્યો છે. મર્યાદામાર્ગમાં જે મર્યાદા કરેલી છે તે પ્રમાણે કર્મ કરાવી ફલદાન કરે છે. પરંતુ કર્મ કરાવ્યા વિના ફલદાન કરવાની પ્રભુમાં શક્તિ નથી એમ નથી. **જ્યાં પ્રભુ કર્મ વિના પણ ફલદાન કરે છે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે.**

ભગવાનને જગત્ રચવામાં કાંઇ હેતુ નથી. ભગવાન્ આપ્તકામ હોવાથી તેમને કાંઈ પ્રયોજન નથી. માત્ર લીલા કરવા જ ભગવાને જગત્ રચેલુ છે. બ્રહ્મસૂત્ર ૨. ૧. ૩૩. વિચિત્ર રસનો અનુભવ ન થાય તો લીલા જ સંભવે નહિ તેથી લીલામાં વિચિત્ર રસનો અનુભવ થાય તે માટે ભગવાને ઉપર જણાવ્યા પ્રમાણે મર્યાદા કરી. એ મર્યાદાનું જ્ઞાન જીવોને કરાવવા અને મર્યાદાનું રક્ષણ કરવા વેદ રચ્યા. આ સર્વ મર્યાદામાર્ગનું નિરૂપણ થયું. ભગવાન્ સ્વતંત્ર કર્તા છે. ભગવાન્ કોઇને અધીન નથી. ભગવાન્ જીવની કર્મની અપેક્ષા વિના પણ ફલદાન કરવા સમર્થ છે એમ ન હોય તો ભગવાન્ સર્વશક્તિમાન્ ન ગણાય. ભગવાને ક્રીડામાં વિચિત્ર રસનો અનુભવ કરવા જે મર્યાદા કરી તે પ્રમાણે મર્યાદામાં મૂકેલ જીવો પાસે કર્મ કરાવી તેમને ફલદાન કરે છે. પરંતુ આ મર્યાદા ભગવાને પોતે પોતાની ઇચ્છાથી કરેલી હોવાથી, મર્યાદા પ્રમાણે કર્મ કરાવી ફલદાન કરવામાં ભગવાનના સ્વાતન્ત્ર્યને હાનિ થતી નથી. જીવોને કર્મ કરાવ્યા વિના ફલદાન કરવા પણ ભગવાન્ સમર્થ છે. એ પ્રમાણે કર્મ કરાવ્યા વિના પ્રભુ ફલદાન કરે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે.

આ પ્રમાણે ક્રીડામાં વિચિત્ર રસનો અનુભવ કરવા પ્રભુએ અસંખ્ય જીવોનું વ્યુચ્ચરણ કરી તેમને ભિન્ન ભિન્ન માર્ગોમાં મૂકી, તેઓ પાસે જૂદાં જૂદાં કર્મ કરાવી તેમને જૂદી જૂદી સ્થિતિમાં મૂક્યા છે કોઇ જીવ સુખી છે, કેઇ દુઃખી છે, કોઈ ધનવાન્ છે, કોઇ નિર્ધન છે. આમ છતાં પ્રભુને 'વૈષમ્ય' એટલે પક્ષપાતી હોવાનો, અથવા 'નૈઘૃણ્ય' એટલે ક્રૂર હોવાનો દોષ નથી કારણ કે ભગવાન્ પોતે જ જડ જીવ વિગેરે સર્વ થયલ છે. ભગવાન્ પોતે જ સર્વ જીવરૂપ થયલ છે. તેથી પક્ષપાત કરવાપણું અથવા ક્રૂર થવાપણું ક્યાં રહ્યું?

## केशवदासकृत पदो.

पद १ ॥ राग नट ॥ छूटत नेक न स्वारथ मनतें ।
कैसे के वश होवे श्रीवल्लभ, छूटत नहि विख तनतें ॥ १ ॥
भूषन बसन बढाइ भावे, खानपान जिम गनतें ।
रिझे न रूप नेह बिग आली बात बनावत बनतें ॥ २ ॥

સોચ કરે મતિ મેરી આલી, અનન્યતાકે પનતેં ।
કેશવપ્રિય જૂઠનમેં સબ રસ મત કર આશ અન ધનતેં ॥ ૩ ॥

પદ ૨ ॥ राग सोरठ ॥ સબતેં નેહ મારગ સુખદાઇ ।
બિન સાધન પ્યારે વશ હોવે, ગોકુલપતિ મન ભાઈ ॥ ૧ ॥
રાખે નેંનન સદા વલ્લભકોં, લોક વેદ કુલ ભૂલે ।
ઝલે રૂપસુધાસાગરમેં, આરત ઉરમાં સૂલે ॥ ૨ ॥
ધોવે હાથ પ્રાનસૂં પલમેં, ખોવે સબ જંજાલ ।
કેશવ કૃપા કરો સબ હોવે, કહા કર લેવે કાલ ॥ ૩ ॥

પદ ૩ ॥ राग मल्हार ॥ પ્રાનસો તા દિન ધોએ હાથ ।
અતિ નિર્લજ અનેહી પાપી, બિછૂરે ગોકુલનાથ ॥ ૧ ॥
ઘનતેં ઘનસી બૂંદે બરખે, વિદ્યુલ્લતાવર આગ ।
ત્રિવિધ સમીર સીતમેં હૂએ, કર લુહાર મન લાગ ॥ ૨ ॥
સહાય કરો વેગે વિઠ્ઠલસુત, નવ દુઃખ ભુગતે વામ ।
દશ દુઃખ ભુગત ભુગત વ્હે જેહે, તબ કહાંતે ધનધામ ॥ ૩ ॥
સુનકર કૃપા કરી વિઠ્ઠલસુત, સિંચી સુધાસું નાર ।
કેશવ વિકલ વિયોગી વિલખેં, દૂર કરો જંજાર ॥ ૪ ॥

પદ ૪ ॥ राग मल्हार ॥ મેરી ટેર સુનો હો સુજાન ।
કહાવતહો ગોકુલપતિ વલ્લભ, છાંડ દઈ પેહેચાન ॥ ૧ ॥
કહા કરૂં કછુ ચલત ન મેરી, પેઠ રહે તન પ્રાન ।
જીવન બિન જીવત એ કેશવ, કરી ન નેહકી કાન ॥ ૨ ॥

પદ ૫ ॥ राग मल्हार ॥ તે તન રહે કહા કીને। ।
તનક ન કાન નેહકી કીની રૂપસુધારસ પીને। ॥ ૧ ॥
વલ્લભ બિન તું તલફત નિશદિન, વિરહ અગન તન છીને। ।
નિકસત શ્વાસ અનલભર નિશદિન, વિષય વિરહ જલ પીને। ॥ ૨ ॥
યહ તનતેં કછુ કાજ ન હોવે, ફિર તન ધર તું નવીને। ।
અચલ અગાધ અમીરસ કેશવ, ગોકુલપતિ રસભીને। ॥ ૩ ॥

પદ ૬ ॥ राग सोरठ ॥ ताल जलद ॥ પ્રાન તેં કીને। કહા વિચાર ।
પ્રાણનાથ વિઠ્ઠલમેં તૂં વિરહ વિખજલ ધાર ॥ ૧ ॥
વિપ્રયોગ અગાધ [illegible]ખધર, જો સબ અંગ સાર ।
હારે નહિ હઠ રહ્યો તનમેં, મા[illegible]ાર સુમાર ॥ ૨ ॥
હાય કાયર કપટ હિયધર, નિર્લજતા ભર ભાર ।
કરી શ્રીગોકુલભૂપ એસી, ધરી ઉર પર હાર ॥ ૩ ॥
ભયો સબ પાખંડ તેરો, રહિ ઉડાવન છાર ।
પાવસ રિતુ ભરિ આઈ કેશવ, બરસે બૂંદ અંગાર ॥ ૪ ॥

પદ ૭ ॥ રાગ મલ્હાર ॥ તાલ રૂપક ॥ કેતે જુગ બિન દેખે વીતે ।
દારિદ્ર ભઇ દઈ ભવસાગર, વલ્લભ ધન પ્રીત રીતે ॥ ૧ ॥
શિવ બ્રહ્મા સૂરલોક લોકમેં, વહી ગ્રહિ નહિ કોઉ ।
ભૂલી દેહ ગેહ ચિત્ત ચેતન, નહિં કમલસુખ જોઉં ॥ ૨ ॥
દુર્જન સુખ બરખા નિંદાકી, સહી રહી બૂડી દુઃખમાંહી ।
મિલ્યો નહિ સત્સંગ સંત કોઉ, તાતેં મેરી ધરી ન બાંહી ॥ ૩ ॥
અબ કરૂણા કરી મહદ્ભક્તને, પ્રકટે (હિય) ગોકુલપતિ રાય ।
ભયો વિરહ વડવાનલ જેસો, ભઈ રૂપ જલ ચાય ॥ ૪ ॥
સહી પરે ન પીર પ્રિય તનમેં, પકરે બેઠ બેઠ જિય જાન ।
કેશવ પ્રાનનાથ બિન બિલખોં, કરો કૃપારસ દાન ॥ ૫ ॥

પદ ૮ ॥ રાગ મલ્હાર ॥ અહો પ્રિય પીર સહી નહિ જાત ।
પ્રકટયો ઉર વિરહ વડવાનલ, કહું કૌનસોં બાત ॥ ૧ ॥
કૌન સુને સમુજે નહિ જિયકી, મનમેં તનક ન લાગ ।
કેશવ રૂપસુધા શ્રીગોકુલપતિ, મેટ બરખ હિય આગ ॥ ૨ ॥

પદ ૯ ॥ રાગ મલ્હાર ॥ જિત જાઉં તિત હોત ચવાઇ, રૂચે ન નેહકી બાત ।
રૂખે લોક જગતમેં જોઉં, રોઉં સબ દિન રાત ॥ ૧ ॥
ગોકુલેશ વિઠ્ઠલસુતકો જશ, સુખતેં નિકસે નાહિ ।
અતિ વિકરાલ કાલસેં લાગત, આય પરી તીન માંહિ ॥ ૨ ॥
લોક અલોક વિખ સમ લાગત, દાગત જીયમેં આગ ।
કેશવકૂં કરૂના કરી દેખો, રહ્યો રૂપરસ પાગ ॥ ૩ ॥

પદ ૧૦ ॥ રાગ મલ્હાર ॥ તાલ રૂપક ॥ જબતેં નામ સુન્યો સુખઇંદુ ।
સહાય કરો ગોકુલપતિ મોહન, શ્રીગોકુલ અરવિંદુ ॥ ૧ ॥
બરખો રૂપસુધા વિઠ્ઠલસુત, સુંદર સુઘર સુજાન ।
તનમન તપત રૂપ નહિ દેખે, કરો સુજીવન દાન ॥ ૨ ॥
ધીરજ રહત નહિ અબ મોકું. કહિ વિધ રાખું આન ।
કેશવ વિકટ વિયોગી તરસત, પરસ ચરનરસ પાન ॥ ૩ ॥

પદ ૧૧ ॥ રાગ મલ્હાર ॥ તાલ રૂપક ॥
પેધારે નિજ રસસેવામેં, શ્રીનાથજી રસરૂપ ।
અરસપરસ લેત લિવાવત, જાનત વલ્લભભૂપ ॥ ૧ ॥
દક્ષન નાયક સબ સુખદાયક, શિક્ષક સેવા સાર ।
નિજ રસરૂપ દુરાવત ભિપ કરિ, જાનત વેદ ન પાર ॥ ૨ ॥
જેહ પૂરે સૂરે રસનેહી, જાને ગોકુલરાય ।
રૂપસુધા બરખે ઘન કેશવ, અધર સુધારસ પાય ॥ ૩ ॥

પદ ૧૨ ॥ રાગ મલ્હાર ॥ તાલ રૂપક ॥ દેખો સખી આપ પ્રભુ ભયે દાસ ।
અનન્યરસ ચાખનકે કારને, કેશવ ભાવ પ્રકાશ ॥ ૧ ॥
વા રસદ્વાર માહાતમ જન મોહિં, ભાવભેદ નહિ જાને ।
કહા જાને રસરૂપ અજાને, અનન્ય જન માને ॥ ૨ ॥
શિખાવત સેવ સેવારસદ્વારા, જગત કૃતારથ ભાવી ।
અનન્યજનકું હાવભાવ રસ, અધરસુધારસ ચાવી ॥ ૩ ॥
મુક્તિમારગી સદા અનેહી, રૂપસંબંધ ન રંચ ।
કહા જાને કેશવ શિવ શારદ, મુનિજન શેષ વિરંચ ॥ ૪ ॥

પદ ૧૩ ॥ રાગ બિહાગડો ॥ રાગરૂપક ॥
જેસો હું તેસો તિહારો ગોકુલપતિ, છાંડ ન દેહો પ્રિય નિજરસ ભરિકે ।
દોષનિધાન જાન કર પકર્યો ગુનનિધાન, જાનિ માનિ જીયવરકે ॥ ૧ ॥
સાધન આશ ધરૂં નહિ કબહુ, નિઃસાધન ફલ જાન મન કરકે ।
જીવન બિન કેશવ સપૂરી જ્યો, કાનિ ધરો મોહન અનુસરકે ॥ ૨ ॥

પદ ૧૪ ॥ રાગ બિહાગડો ॥
જેસો હું તેસો જાન ધરો મન, અંગીકૃત કરિ લીયો હે વલ્લભવર ।
ચિંતાવશ નિશવાસર વીતે, કૃપા કરો નિજ કર શિરપર ધર ॥ ૧ ॥
કહા કહું ભવધાર પર્યોહું, વિષજલતે મુખ સિંધુ સુધાભર ।
મોહન કાન માન કેશવપર, કર કરૂણા દુઃખ દીનદયાલ હર ॥ ૨ ॥

પદ ૧૫ ॥ રાગ બિહાગો ॥
જૈસો હુ તેસો તિહારોહુ સેવક, ગોકુલપતિ અતિગુણનિધિ સાગર ।
નાયક નવલકુંવર વિઠ્ઠલકે, ત્રિભુવનપતિ તુમ જગત ઉજાગર ॥ ૧ ॥
મો સમ અધમશિરોમનિ નાહિ, તો સમ પતિત ઉધ્ધારન નાગર ।
કારન જાન કીયો અંગીકૃત, શોચત કહા કેશવ ગુનઆગર ॥ ૨ ॥

પદ ૧૬ ॥ રાગ બિહાગડો ॥
જૈસી હુ તૈસી તિહારી જુ દાસી, સબરસરસિક વલ્લભ સુખદાઇ ।
કપટી કુટિલ કૂર કોટિ અપરાધી, અવનીરજ ગિની ગિનિયે ન જાઈ ॥ ૧ ॥
બાંહ ગ્રહી ત્રિભુવનકે નાયક, સહાય કરો રાનીજુ કહાઈ ।
પારસ પરસ હોત લોહ કંચન, કેશવ અધમ અનન્યનિધિ પાઇ ॥ ૨ ॥

પદ ॥ ૧૭ ॥ રાગ બિહાગડો ॥
જૈસો હુ તેસો તિહારો કૃપાનિધિ, ગોકુલનાથ અનાથકે નાથે ।
અધમ અતિ કર પકર ન છાંડિયે, કર પરસાય કરો જુ સનાથે ॥ ૧ ॥
ભૂલે ભમત મન મેરો નિશદિન, રાખો અમલ કમલ પદ સાથે ॥
મોહનરત્ન મહદકી કાને, રૂપસુધારસ પાનકે હાથે ॥ ૨ ॥

पद ॥ १८ ॥ वधाई ॥ राग देवगंधार ॥

દેખોરિ પ્રકટ અદ્‌ભૂત આજ ।
શ્રીવિઠ્ઠલસુત અવતારી વર, શ્રીગોકુલેશ મહારાજ ॥ ૧ ॥
ગોકુલસહિત પ્રાગમેં પ્રગટે, ધર્મધુરંધર રાજ ।
મહારસ રાસ પુષ્ટિરસ સિંચન, કેશવપ્રિય શિરતાજ ॥ ૨ ॥

## राजकुमारीवाईकृत विज्ञप्ति.

મારો મમ ન જાણે કોઈ; હું પ્રેમભુજંગે ડસી;
મરું રાતદિવસ રોઈ રોઈ, હું પ્રેમભુજંગે ડસી. ટેક.
નખથી શિખ લગી વિષ ચડ્યું, હવે શી રીતે જીવાયરે;
લહેરે ચઢી લડથડીયાં આવે, તો યે પ્રાણ ન જાય. હું પ્રેમ૦
શ્યામ દિવાની હું થઈ, મારું દર્દ ન પરખે કોઈરે;
ઘાયલની ગતિ ઘાયલ જાણે, જેને લાગી હોય. હું પ્રેમ૦
શૂલી ઉપર સ્થિતિ મારી, પ્રિયને શી રીતે મલવું થાયરે;
ઉંબરો આગલ અગન બલે છે, કેમ કરી બહાર જવાય? હું પ્રેમ૦
અણીયાળી આંખો વહાલો ધુતારો, મન લઈ ગયો મારું હસીનેરે;
ભ્રુકુટી કમાન બાણ એનાં, લોચન હૈડે માર્યાં કસીને. હું પ્રેમ૦
ચિત્તના ચુરેચૂરા કર્યાં, જુઓ અંદર આવો ધસીને રે;
વહાલા થઈને વેર વાળ્યું, મારા મનમંદિરમાં વસીને. હું પ્રેમ૦
જતન કરો જંત્ર મંત્ર લખી લાવો, કોઈ ઓષધ લાવો ઘસીને રે;
રોમ રોમ વિષ છાઈ રહ્યું, મને કાલે ખાધી ડસીને. હું પ્રેમ૦
જો કોઈ મને મોહનથી મિલાવે, તો રહું કંઠે વળગીને રે;
સમ ખાઈને કહું છું, સ્વપ્નામાં પણ હવે ન થાઉં હું અલગી. હું પ્રેમ૦
દેહ દશા વિપરીત દેખીને દેહસંબંધી સહુ આવે રે;
વૈદ બોલાવે નાડી બતાવે, ઘડી ઘડીએ ગભરાવે. હું પ્રેમ૦
વૈદ અનાડી ન પરખે નાડી, મુજને તો ઘા કારી રે;
બુધ્ધિ સર્વે બૂઠી પડી ગઈ, ઓષધ ગયાં અકારી. હું પ્રેમ૦
સુતાં સેજમાં વિંછુ કરડે, કરવો કોણ ઉપાય રે;
ઉઠતાં બેસતાં આગલ પાછલ, અજગર ખાવા ધાય. હું પ્રેમ૦
જલ પીતાં મને ઝેર ચઢે છે, અંગોઅંગ ડંખે છે નાગ રે;
ભોજનઘરમાં ભોજન કરતાં, એકદમ પકડે વાઘ. હું પ્રેમ૦
મંદ સુગંધ શીતલ વાયુ તે, વજ્ર સમાને વાય રે;
ચંદ્ર કીરણથી ઝરે અંગારા, શી રીતે જીવાય. હું પ્રેમ૦

પુલની માલા અંગે અડતાં, શૂલ પ્રમાણે ખુંચે રે;
મલિયાગરથી મહા દુઃખ ઉપજે, મને કશું ના રુચે. હું પ્રેમ૦
કપુર ચન્દન ગુલાબજલથી, અંગોઅંગ લાગે લહાય રે;
જેમ જેમ શીતોપચાર કરે તેમ, અધિક અધિક દુઃખ થાય. હું પ્રેમ૦
આવા રોગ અનેક ભરાયા, ભવ લોગે સપડાઇ રે;
**શ્રીવલ્લભવર વૈદ્ય વિના,** મને બીજો નથી સુખદાઇ. હું પ્રેમ૦
**મારી નવ નાડી ને** અંતર કોઠા, એહોને હાથ રે;
મુજ અબળાનું જીવન સર્વસ્વ, અનાથનો એ નાથ. હું પ્રેમ૦
ભર બજાર પોકારી કહું છું, ભલે કરો બુરાઈ રે;
કુલકલંક થકી નથી ડરતી, રહું પીયુના ગુણ ગાઇ. હું પ્રેમ૦
ખટ્ રસ સહુ લાગે ફીકો, જેણે ચાખી રૂપ મીઠાઈ રે;
વણ દેખે મને મોહનનું મુખ, ત્રણ ભુવન સુખદાઈ. હું પ્રેમ૦
લોકડીયાં મુને બહુ પેર કહે છે, રાજે છોડી લાજ રે;
લાગી ગઈ તો લાજ હવે કયાં ? લાજે આવી વ્યાજ. હું પ્રેમ૦
જે હાથે હું પીયુની સેવા, કરી હૈયામાં હરખાતી રે;
તે હાથે હવે નિશદિન કુટું હાય હાય કરી છાતી. હું પ્રેમ૦
જે જીભ પીયુની સાથે રસમથી વાતો કહી મલકાતી રે;
તે હવે અરે હાય શું થયું, એમ કહી અકલાતી. હું પ્રેમ૦
જે આંખો સુંદરવર નિરખી, રસમાં રહેતી રાતી રે;
તે આંખો આંસુ વહેવરાવે, રોઇ રોઈને ગભરાતી. હું પ્રેમ૦
જે આ અંગ શ્રીઅંગની સાથે, લપટાઇને મલકાતું રે;
તે હવે બાવળીયાથી ભુંડું, થઇ રહ્યું અથડાતું. હું પ્રેમ૦
જે વલ્લભવરના વચનામૃત સુણી, સુખ પામ્યા કાન રે;
તે કાન ભણકારા વાગી, થઇ ગયા કુંઠ વેરાન. હું પ્રેમ૦
ગુણી ગારુડી શ્રીગોકુલમાં છે, તેને કોઇ બોલાવો રે;
કહેજો રાજુ મરે અણ મોતે, તેની તરસ બુઝાવો. હું પ્રેમ૦
સિંચન વિણ શીતલ કેમ થાશે, દવે દાઝી બળે રે;
રાજુડીનો રોગ રાજ વિના, મટવાનો મુશ્કેલ. હું પ્રેમ૦

## द्वितीय विज्ञप्ति.

રસદાતા રસભોકતા નિષ્કામી, વલ્લભવર વહાલા અંતરજામી;
મારા વહાલા શરણે વશ્યાના સુખકારી.
શ્રીવલ્લભ વહાલા, વિનતિ માની લેજો મારી, મારા વહાલા૦ ૧.

વિષયના સુખમાં ગઇ છું ફૂલી, વલ્લભ વહાલા૦
મહા દુઃખ પામું આંખ ન ખુલી, મહારા વહાલા૦ ૨.
પતિવ્રતાનો ધર્મ ન પાળ્યો, વલ્લભ વહાલા૦
ટેકનો છેક દાટ વાળ્યો, મહારા વહાલા૦
ઉલટ ઉરમાં ન આવી જરીએ, વલ્લભ વહાલા૦
પ્રાલ્યાં ફૂલ્યાં થઇ ખાલી ફરીએ, મહારા વહાલા૦ ૩.
ચરણરેણુમાં હું નવ લોટી, વલ્લભ વહાલા૦
રજનો મદ એ ખોડ મોટી, મહારા વહાલા૦
ભાવ ભર્યો ન કદિ ઉરમાં, વલ્લભ વહાલા૦
જીવતર નાંખી દીધું ધૂળમાં, મહારા વહાલા૦ ૪.
અનન્યતાનો મારગ ભૂલી, વલ્લભ વહાલા૦
ને ઠોર કોઇ નવ સમ તુલી, મહારા વહાલા૦
ભજનમાં આનન્દ ન વાધ્યો, વલ્લભ વહાલા૦
વિમુખ થવાથી કલેશ વાધ્યો, મહારા વહાલા૦ ૫.
જનમો જનમનાં મહારે ભેલી, વલ્લભ વહાલા૦
તોએ ના તમસું તાલાવેલી, મહારા વહાલા૦
માયાના મદમાં થઈ મસ્તાની, વલ્લભ વહાલા૦
જનમ ધર્યો એ ધૂળ ધાણી, મહારા વહાલા૦ ૬.
આસુરી ભાવે ગઇ હું થાકી, વલ્લભ વહાલા૦
ભર દરીયે ભટકી તોએ ન થાકી, મહારા વહાલા૦
મુજને દેખીને દયા નાઠી, વલ્લભ વહાલા૦
હવે મારી કેવી થાશે માઠી, મહારા વહાલા૦ ૭.
મહદ્ વચન પર નહીં આસક્તિ, વલ્લભ વહાલા૦
તો પછી ક્યાંથી આવે ભક્તિ, મહારા વહાલા૦
ધર્મ ને ધર્મી સ્વરૂપ ન જાણ્યું, વલ્લભ વહાલા૦
હું પદમાં માહારું મેં પરમાણ્યું, મહારા વહાલા૦ ૮.
વિશ્વાસે વહાલા હું ન વળગી, વલ્લભ વહાલા૦
તેથી હૈયામાં હોલી સલગી, મહારા વહાલા૦
સત્સંગ સ્વપ્ને ન કીધો, વલ્લભ વહાલા૦
દુઃસંગ વિષનો પ્યાલો પીધો, મહારા વહાલા૦ ૯.
રંચ વાછલ્યતા ન વિચારી, વલ્લભ વહાલા૦
હવે તે શી ગત થાશે મહારી, મહારા વહાલા૦

સન્મુખ થઇને કરી સેવા, વલ્લભ વહાલા૦
હવે પછી કયાં મલે દી આવા, મ્હારા વહાલા૦ ૧૦.

વિનતી ન આણી લવ લેશે, વલ્લભ વહાલા૦
ક્રૂરતા ભરેલી મુંઠા વેશે, મ્હારા વહાલા૦
નાંખી અંતરમાં આતુરતા, વલ્લભ વહાલા૦
ન રાખી ચરણકમલમાં આતુરતા, મ્હારા વહાલા૦ ૧૧.

આરજ રહી લોકથી ડરતી, વલ્લભ વહાલા૦
આરત ઉરમાં ન ધરતી, મ્હારા વહાલા૦
વિવેકધૈર્યાશ્રાય ન કીધો વલ્લભ વહાલા૦
પેટ ભરી ન પ્રેમરસ પીધો, મ્હારા વહાલા૦ ૧૨.

સાધન સુકૃત કાંઇ ન કીધા, વલ્લભ વહાલા૦
નામ નિરન્તર ન લીધા, મ્હારા વહાલા૦
દૃઢતા ન જરીએ મન આણું, વલ્લભ વહાલા૦
તો હવે ઠરવા કયાં ઠેકાણું, મ્હારા વહાલા૦ ૧૩.

ભગવદીયોના દોષ વિચારું, વલ્લભ વહાલા૦
હવે થવાનું કયાંથી સારું, મ્હારા વહાલા૦
ષટ્ શત્રુ સાથ ન મૂકે મારો, વલ્લભ વહાલા૦
ઉગરવાનો નથી આરો, મ્હારા વહાલા૦ ૧૪.

જે જે કરું છું ધીધીઆરી, વલ્લભ વહાલા૦
અંતરમાં સાચી લેજે ધારી, મ્હારા વહાલા૦
બાંહ્ય ગ્રહ્યાનું બિરદ વિચારો, વલ્લભ વહાલા૦
શરણે લાવીને ન વિસારો, મ્હારા વહાલા૦ ૧૫.

ચરણકમલમાં હું ના રાચી, વલ્લભ વહાલા૦
ભકિત મારી છે ઘણી કાચી, મ્હારા વહાલા૦
નથી મારે હઠ કે નથી દાવો, વલ્લભ વહાલા૦
દીન દાસી ન તરસાવો, મ્હારા વહાલા૦ ૧૬.

કરુણાનિધાન નામ ભારે, વલ્લભ વહાલા૦
તો હવે શાની ચિન્તા મારે, મ્હારા વહાલા૦
ચ્હાય તો રાજશિરોમણિ રીઝો, વલ્લભ વહાલા૦
ચ્હાય તો દુર્ગુણ દેખી ખીજો, મ્હારા વહાલા૦ ૧૭.

ચ્હાય તો કુકર્મી જાણી મારો, વલ્લભ વહાલા૦
ચ્હાય તો શરણાગત જાણી તારો, મ્હારા વહાલા૦

હવે આ દુઃખ સહ્યું નથી જાતું, વલ્લભ વહાલા૦
કાલજું ઘડીએ ઘડી ગભરાતું, મહારા વહાલા૦ ૧૮.
હાય, હું બની ગઈ દુર્ભાગી, વલ્લભ વહાલા૦
ઉંડા અન્તરે લાહ્ય લાગી, મહારા વહાલા૦
એકે વાતે નથી હું અધુરી, વલ્લભ વહાલા૦
થઈ છું પતિત હવે પુરી, મહારા વહાલા૦ ૧૯.
પતિતપાવન નામ ધરાવો, વલ્લભ વહાલા૦
તો મારી વહારે કેમ ન ધાવો, મહારા વહાલા૦
શું કરવાને આમ તરસાવો, વલ્લભ વહાલા૦
કયાં થઈ આવું પંથ બતાવો, મહારા વહાલા૦ ૨૦
રાજ ચરણ વિના મહારે, વલ્લભ વહાલા૦
અવર ભરુસો ન મહારે, મહારા વહાલા૦
બીજું તો કશુંએ ન જાણું, વલ્લભ વહાલા૦
રાજ રીઝે તો મહા સુખ માણું, મહારા વહાલા૦ ૨૧.
ભલી ભુંડી તો એ દાસી, વલ્લભ વહાલા૦
રાજ ચરણની ઉપાસી, મહારા વહાલા૦
દૃઢતા નથી રહેતી મનમાં, વલ્લભ વહાલા૦
લાહ્ય લાગી છે મારા તનમાં, મહારા વહાલા૦ ૨૨.
ખુઝ કે સમજ નથી પડતી, વલ્લભ વહાલા૦
કયાં લગી રહીશ આમ રખડતી, મહારા વહાલા૦
રાજ શિરોમણિને હું પામી, વલ્લભ વહાલા૦
તોએ દુઃખમાં રહી ખામી, મહારા વહાલા૦ ૨૩.
અનેક અપરાધે ભરી છું, વલ્લભ વહાલા૦
તો પણ રાજને વરી છું, મહારા વહાલા૦
દુનીઆમાં બ્હાવરી ઠરી છું, વલ્લભ વહાલા૦
વણ મોતે વણ મારી મરી છું, મહારા વહાલા૦ ૨૪.
હવે ન નાથ નમેરા થાઓ, વલ્લભ વહાલા૦
વહેલેરા આવો કે બોલાવો, મહારા વહાલા૦
કામપૂરક જાણી વળગી, વલ્લભ વહાલા૦
ચિન્તાચૂરક ન કરશો અળગી, મહારા વહાલા૦ ૨૫.
શ્રીઅંગે શ્રમ દેવામાં શૂરી, વલ્લભ વહાલા૦
સ્વારથ સાધવામાં પૂરી, મહારા વહાલા૦
સુંખડાં દેવાને તો અધુરી, વલ્લભ વહાલા૦
તે અપરાધે મરું ઝુરી, મહારા વહાલા૦ ૨૬.

રાજે માની તો મણીથી મોંઘેરી, વલ્લભ વહાલા૦
રાજે તરછોડી રજથી સોંઘી, મહારા વહાલા૦
જગતમાં થાય મહારી હાંસી, વલ્લભ વહાલા૦
મનમાંને મનમાં રહી વિમાસી, મહારા વહાલા૦ ૨૭.
ભલે જે થનાર હોય તે થાય, વલ્લભ વહાલા૦
પણ હવે મુજથી ન રહેવાય, મહારા વહાલા૦
નિત્ય પ્રતિ નિરખું સુંદરતાઇ, વલ્લભ વહાલા૦
બીજું ન જોઇએ મારે કાંઇ, મહારા વહાલા૦ ૨૮.
ભ્રમર કમલના સરખી પ્રીતિ, વલ્લભ વહાલા૦
ચરણકમલમાં રહે તો જીતી, મહારા વહાલા૦
ક્ષુલ્લક તોએ દાસી તમારી, વલ્લભ વહાલા૦
હવે સંભાળી લ્યો ગઇ હારી, મહારા વહાલા૦ ૨૯.
ઘરનાં ગુલામડાં કયાં જાશે, વલ્લભ વહાલા૦
રાજ જ્યમ છોડયાં દુઃખી થાશે, મહારા વહાલા૦
તેવી રીતે આ દુઃખ કયાં કહીએ, વલ્લભ વહાલા૦
બીજે નહિં ઠેકાણું કયાં જઇએ, મહારા વહાલા૦ ૩૦.
એકલડાં મંદિરમાં કયાં રહીએ, વલ્લભ વહાલા૦
વિરહદાવાનલ કેમ કરી સહીએ, મહારા વહાલા૦
નિસાસા મૂકી નામ લઈએ, વલ્લભ વહાલા૦
મનમાં આવે જે વિખડાં ખાઈએ, મહારા વહાલા૦ ૩૧.
પણ આપઘાતથી ડર ખાઇએ, વલ્લભ વહાલા૦
અવતાર એળે ગુમાઈએ, મહારા વહાલા૦
નિત્ય નવલી લીલા તે કેમ ગાઈએ, વલ્લભ વહાલા૦
અમુઝાઈએ અકુલાઇએ ગભરાઈએ, મહારા વહાલાવ ૩૨.
દયાલુ થઈ વણુ વાંકે મારો, વલ્લભ વહાલા૦
એ શું ઘટે છે નાથ વિચારો મહારા વહાલા૦
જાણીતા થઇને દુઃખ દેવું, વલ્લભ વહાલા૦
એ પણ ઘટતું નથી શું કહેવું, મહારા વહાલા૦ ૩૩
અભિજીતનો જોગ કયારે મલશે, વલ્લભ વહાલા૦
દાસીનો દહાડલો કેમ વલશે, મહારા વહાલા૦
સંયોગરસની માધુર વાણી, વલ્લભ વહાલા૦
સંભારી સંભારી ગભરાણી, મહારા વહાલા૦ ૩૪.

રાજુડી માટે રત્ન અમોલું, વલ્લભ વહાલા૦
નિમિષ વાર હું નહીં ભૂલું, મહારા વહાલા૦
સર્વે ખવાસણમાં ખાસી, વલ્લભ વહાલા૦
રાજુડી તું તો મારી દાસી, મહારા વહાલા૦ ૩૫.

સ્વકીય સમાજમાં તું વહાલી, વલ્લભ વહાલા૦
તુજ માટે સામો આવ્યો ચાલી, મહારા વહાલા૦
તુંને જોઇ શકું ન આપ સંભાલી, વલ્લભ વહાલા૦
તુજ વિના ઠકુરાઈ સહુ ઠાલી, મહારા વહાલા૦ ૩૬.

સત્યપ્રતિજ્ઞાની તો બલિહારી, વલ્લભ વહાલા૦
એ બધી વાતો કયાંથી વિસારી, મહારા વહાલા૦
તે વચનામૃત મુજને સાલે, વલ્લભ વહાલા૦
પણ તેમાં મારું કાંઇ ન ચાલે, મહારા વહાલા૦ ૩૭.

વિરહ વેલાએ વાહારે ધાઓ, વલ્લભ વહાલા૦
દર્શન દેઇ દેઈને હરખાઓ, મહારા વહાલા૦
જ્યાં લગી ભૂતલ રાજ બિરાજો, વલ્લભ વહાલા૦
ત્યાં લગી પીયુ પદ રસ પાજો, મહારા વહાલા૦ ૩૮.

જુગલ ચરણ મુજ મસ્તકે ધરજો વલ્લભ વહાલા૦
સુખીયાં કરીને સુખીયાં થાજો, મહારા વહાલા૦
નયણાંથી નાથ ન થાશો ન્યારા, વલ્લભ વહાલા૦
એટલું માગું છું પીયુજી મહારા, મહારા વહાલા૦ ૩૯.

જ્યાં જ્યાં અવતાર જે જે ધરશું વલ્લભ વહાલા૦
ત્યાં ત્યાંથી આવી પદ અનુસરશું, મહારા વહાલા૦
જેમ દીપક દેખી પુદી, વલ્લભ વહાલા૦
અણુએ રહેવાની નથી જુદી, મહારા વહાલા૦ ૪૦

લૌકિક દેહ નાશ થાશે, વલ્લભ વહાલા૦
શરણ આવેલો જીવ કયાં જાશે, મહારા વહાલા૦
આધિદૈવિક રૂપ લઇને, વલ્લભ વહાલા૦
ચરણકમલમાં રહેશે જઇને, મહારા વહાલા૦ ૪૧.

જેમ રાજ રાખશો તેમ રહીશું, વલ્લભ વહાલા૦
શ્રીમુખ જોઇને સુખીયાં થઇશું, મહારા વહાલા૦
નાથ ગયા છો મુજને મેલી, વલ્લભ વહાલા૦
કહોને કયાં થઈ આવું વહેલી મહારા વહાલા૦ ૪૨.

કૃત્યે થઈ છું ઘણી કુડી, વહ્લભ વહાલા૦
દિન દિન દશા આવી ભુંડી, મહારા વહાલા૦
વિરહનો અગ્નિ ઉર તાતો, વહ્લભ વહાલા૦
નિશદિન લાગ્યો ન ખમાતો, મહારા વહાલા૦ ૪૩.
જ્વાલાએ બલતો ને ગભરાતો, વલ્લભ વહાલા૦
તોએ ન પાપી પ્રાણ જાતો, મહારા વહાલા૦
વીત્યામાં રહ્યું નથી બાકી, વલ્લભ વહાલા૦
રોઇ રોઇને હું તો થાકી, મહારા વહાલા૦ ૪૪.
રાજુની વિનતિ ઉર ધરજો, વલ્લભ વહાલા૦
વેગે તે આણું હવે કરજો, મહારા વહાલા૦ ૪૫

# *Esoteric Doctrine.*

श्रावणस्यामले पक्ष एकादश्यां महानिशि।
साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ १ ॥

श्रावणस्य-of the lunar month of çravana. अमले पक्षे-in the bright half of a lunar month. एकादश्याम्-on the eleventh day. महानिशि-on mid-night. साक्षात्-in Bodily form; in Person; in Embodiment. भगवता-by the Lord प्रोक्तम्-prescribed; dictated; laid down authoritatively. तत्-that. अक्षरशः-ad Verbatim; syllable by syllable; 2. literally. उच्यते-is declared.

What is dictated by the Supreme Divinity in Embodiment on the mid-night of the eleventh day of the bright half of the lunar month of çravana is declared ad Verbatim. 1.

ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां देहजीवयोः।
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥ २ ॥

ब्रह्मसम्बन्धकरणात्-by the performance of Brahmasambandha-connection with or relation to the Almighty Brahman-; by forming a devotional tie with the Supreme Divinity. सर्वेषां-of all. देहजीवयोः-of bodies and souls. सर्वदोषनिवृत्तिः-cessation of all evils. हि-indeed; without fail; surely. 2. It is proper-justifiable. दोषाः-evils; sins. पञ्चविधाः-of five sorts स्मृताः-are laid down or recorded in Smritis.

By forming a devotional tie with the Supreme Divinity, all sorts of deprivity of one's body and soul are removed without fail. It is recorded in Smritis that evils are of five sorts. 2.

सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः।
संयोगजा स्पर्शजाश्चैव न मन्तव्याः कथञ्चन ॥ ३ ॥

सहजाः-inborn; innate; natural; pertaining to the five elements of a body देशकालोत्थाः-Those that arise on account of Space and Time. लोकवेदनिरूपिताः-ascertained in various worlds and Vedas. संयोगजाः-those arising out of conjunction (with unclean substances). स्पर्शजाः-those produced by the touch of अनधिकारी persons. च and many others. एव-only. न-not मन्तव्याः-ought to be regarded. कथञ्चन-on any account; in any case.

(They can be classified into five sorts) only:-(1) natural or pertaining to the five elements of a body; (2) those that arise on account of Space and Time; (3) those ascertained in various worlds and Vedas; (4) those arising out of contact with unclean substances; and (5) those produced by the touch of persons not entitled to Vedic ceremonies and rituals. [The word च in the text adds many accidental sins also, such as unclean sight etc ] These (five sorts of evils) ought not to be regarded in any case. 3.

अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथञ्चन।
असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥ ४ ॥

अन्यथा-in any other manner or way; otherwise. सर्वदोषाणाम्-of all evils. न-not. निवृत्तिः-cessation; complete destruction. कथञ्चन-even with great difficulty; even with great efforts. असमर्पितवस्तूनाम्-of undedicated things. तस्मात्-therefore. वर्जनम्-renunciation; abandonment; giving up. आचरेत् (one) should observe-practise-perform.

Otherwise cessation of all evils can, in no way, be achieved. Therefore, one should abstain from enjoying things unconsecrated (to the Supreme Divinity) 4

निवेदिभिः समर्प्यैव सर्वं कार्यमिति स्थितिः।
न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम् ॥ ५ ॥

निवेदिभिः-by those who are initiated in the doctrine of complete renunciation of the self to the Almighty. समर्प्यैव-having dedicated only.

सर्वम्-all (customary and scriptural observances). कार्यम्-fit to be performed. इति-thus. स्थितिः-imperative law. न-not मतम्-approved of; sanctioned. देवदेवस्य-of the Lord of deities; of the Supreme Lord. सार्धभुक्तसमर्पणम्-dedication of things and actions which are half enjoyed.

Those, who are initiated in the doctrine of complete renunciation of the self to the Almighty, should perform no (customary or scriptural) observance without dedication. (*i. e.* all actions whatever are intended to be performed by him should not be done without dedication.) This is the Imperative Law Dedication of things and actions which are half enjoyed is not approved of by the Lord of lords. 5.

तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम् ॥ ५½ ॥

तस्मात्-therefore. आदौ in the beginning. सर्वकार्ये in all actions. सर्ववस्तुसमर्पणम्-dedication of all objects. 5½.

Therefore, one should dedicate all things, in the beginning, while performing any action. 5½.

दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥ ६ ॥
न ग्राह्यमिति वाक्यं हि भिन्नमार्गपरं मतम् ॥ ६½ ॥

दत्तापहारवचनम्-the statement as regards the taking (away) of the things delivered. तथा च-and also; and likewise. सकलम्-all. हरेः-of Hari. न-not. ग्राह्यम्-should be accepted. इति-thus. वाक्यम्-statement; rule. हि-verily. भिन्नमार्गपरम्-devoted-having reference-to a different path Viz. Pûjâmârga-Path of Worship-. मतम्-is aimed at; is looked upon

The statement as regards the appropriation of what is delivered (to the Lord), as well as the precept that nothing of God Hari should be accepted are regarded to refer to (quite) a different path. 6½.

सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति ॥ ७ ॥
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥ ७½ ॥

सेवकानाम्-of Divine Servants; of Devotees यथा-the manner in which. लोके-in worldly affairs; in practical life. व्यवहारः-practise; an established rule. प्रसिद्ध्यति-be accomplished; be fulfilled; be successful. तथा-in that manner. कार्यम्-should be done समर्प्यैव-having dedicated only. सर्वेषाम्-of all. (1 Devotees, 2. Actions) ब्रह्मता-Innocence; the state of being faultless and impartial. ततः-thence.

Only after dedication (to the Lord), the devotees should perform everything in the manner in which their practical life should be successful in the world. Innocence (of all their actions will be achieved) of its own accord. 7½

गङ्गात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ॥ ८ ॥
गङ्गात्वे न निरूप्या स्यात्तद्वत्रापि चैव हि ॥ ८½ ॥

गङ्गात्वम्-till entrance to the sacred waters of the Ganges सर्वदोषाणाम्-of the defects of all waters गुणदोषादिवर्णना-delineation of merits and defects. गङ्गात्वे-after ingress in the sacred waters of the Ganges न निरूप्या स्यात्-is not described. तद्वत्-in like manner; analogously. अत्रापि-in this case also. च and एव indeed. हि-and it is proper.

Just as the merits and defects (of various waters) are delineated only till their entrance to the sacred waters of the Ganges; after their ingress in them they are not described; analogously, in this case also (the merits and defects of the actions of the devotees are considered only till Bhagavannivedana; after the achievement of a devotional life-after the dedication of all things and actions to the Supreme Lord-they are not to be regarded) 8½.

---

श्रीगोकुलेशो जयति ॥

# श्रीगोकुलेशाष्टकम्.

नत्वा श्रीगोकुलेशं तं रसरूपैकविग्रहं। व्याख्यास्ये भक्तबोधार्थं कृत्वा तत्प्रार्थनाष्टकम् ॥ अथ प्रभुस्वरूपस्य पूर्णशृङ्गाररसात्मकत्वात्तस्य रसस्य च संयोगरसानुभवं कारयित्वा पूर्णरसानुभवार्थं विप्रयोगरसे दीयमाने सति तस्य विप्रयोगस्य विकलत्वास्वास्थ्यप्रकृतिकत्वेनातिगाढतापरूपत्वात्त्तापमसहमानास्तामसभावापन्ना भक्तास्तापनिवृत्यर्थं प्रभुमुद्दिश्य स्वरूपदर्शनं प्रार्थयन्ते। प्राणाधिकप्रेष्ठेत्यादि ॥ हे प्राणाधिकप्रेष्ठ। हे गोकुलेश। त्वं भवजनानां निजं रूपं दर्शयेति पदसम्बन्धः। प्राणेभ्योप्यधिकप्रियतमोक्त्या त्वद्रूपा-

दर्शने प्राणा गच्छेयुरेवेतिभावः। तर्हि कथं स्थिता इत्याकाङ्क्षायां द्वितीयं सम्बोधनमाहुः गोकुलेशेति। लीलाख्यापकगोकुलस्वामिनामोक्त्या प्राणानां निर्गमने पूर्वं तन्नामैव कण्ठ आगत्य प्राणान् रुरोधेति ज्ञापितम्। स्वरूपादर्शने प्राणरक्षणं तापनिवर्तकत्वं जीवनकारित्वं सर्वप्रकाशकत्वं स्वरूपप्रदत्वं च लीलाविशिष्टनामकथनस्य 'तव कथामृतं तप्तजीवन'मितिश्लोके श्रीशुकेनोक्तम्। भवज्जनानामिति ॥ त्वदीयत्वोक्त्या स्वकीयानामुपेक्षापि न कर्तव्येतिभावः। तेषां तत्कालीनावस्था निरूप्यते॥ त्वद्विप्रयोगेति तवविप्रयोगरूपो योऽनलस्तेन तापितानां तावकानामन्यकृततापासंभवात् केवलं त्वद्रूपादर्शनजनिततापोदयादतिदैन्यकथनम्। रूपस्य तापनिवर्तकत्वमाहुः समस्तसन्तापनिवर्तकमिति। यद्रूपं बहुविधतापनिवर्तकं त्वदीयानामन्यकृततापासंभवाद्विरहजनिततापस्यैव बहुविधत्वद्योतकं समस्तपदम्। अन्यरूपस्य तापनिवर्तकत्वाभावान्निजपदम्। अदर्शनं तापहेतुरितिदर्शनमेव प्रार्थयन्ते दर्शयेतिपदेन ॥ १ ॥ अतःपरं राजसभावापन्ना विक्षिप्तचिताः संततस्त्वद्विरहजतापस्य बहुविधत्वेन सर्पदंशजनितविपरूपतां वदन्तः पूर्वोक्तसर्वसामर्थ्ययुक्तनामकथनेनैव पुनः संबोधयन्तो जीवनकारिस्वरूपदर्शनमेव प्रार्थयन्ते भवद्वियोगेति। भवतस्तव वियोग एव उरगः सर्पस्तस्य यो दंशस्तद्युक्तानां पुनः सर्वाङ्गेषु उद्यत् प्रसरत् यद्विषं तेन मूर्छितानां मोहप्राप्तानां तावकानां त्वदीयानां संप्रति अस्यामपि दशायां संजीवनं सम्यक् जीवनकारि यदेतादृशं तन्निजं स्वीयं रूपं दर्शयेति पूर्ववद्दर्शनमेव प्रार्थयन्ते। विषमूर्छितानां विषनिवर्तकं संजीवनं नामौषधं लोकप्रसिद्धमपीतिभावः ॥ २ ॥ ततः

सात्त्विकभावापन्नास्त्वद्विप्रयोगजनिततापस्य सर्वज्ञानाच्छादकत्वेनान्धकाररूपतां वदन्तः पूर्वोक्तप्रकारकनामसंम्बोधनेनैव त्वदीयानां ज्ञानप्रकाशकं स्वरूपदर्शनमेव पुनः प्रार्थयन्ते आकस्मिकेति। अकस्माज्जातो यस्तव विरहरूपो अन्धकारः तेन सम्यक् आच्छादितानि सर्वविषयज्ञानानि येषां तेषां त्वद्भक्ताज्ञानानां नेत्राणां वा प्रकाशजनकमेतादृशं निजं रूपं दर्शयेति पूर्ववत्। अनेन श्लोकत्रयेण त्रिविधभावापन्नसाधारणभक्तानां स्वार्थजनकरूपदर्शनमेव प्रार्थितम् ॥३॥ अथ युष्मद्विरहजनितविविधस्वतापं निवेद्य पश्चादेतद्भावत्रययुक्तानामसाधारणभक्तानां मध्ये राजसाः साधारणभक्ता विचित्रवर्णास्तरणस्थितरूपनिरूपणेनाद्भुतरसयुक्तं स्वानुभूतं यथादृष्टशृङ्गारस्वरूपं वर्णयन्तो दर्शनमेव प्रार्थयन्ते। विप्रयोगे दर्शनस्यैवावश्यकत्वात् सर्वत्र प्रार्थनमुक्तम्। स्वमन्दिरेति। स्वकीये मन्दिरे आस्तीर्णं नानावर्णयुक्तं सुखजनकस्पर्शं मृद्वत्यन्तं कोमलं तादृशं यदास्तरणं तस्मिन्निषण्णमुपविष्टम्। पुनः कीदृशम्? पृथु स्थूलं यत् उपधानं तदाश्रितः पृष्ठभागः पाश्चात्यभागो यस्य। तदेवम्भूतं निजं रूपं दर्शयेति प्रार्थयन्ते ॥४॥ ततः कृपादृष्टिजनितप्रसादनिरूपणेन सात्त्विकाः साधारणभक्ताः करुणारसयुक्तशृङ्गाररसस्वरूपं वर्णयन्तस्तादृशस्वरूपदर्शनं प्रार्थयन्ते सन्दर्शनार्थेति। सन्दर्शनमहोरात्रं प्रभोरुत्थानमारभ्य शयनावधि सम्यग्दर्शनम्। तदर्थमागता ये सर्वे लोकास्तेषां विशिष्टानि तत्तद्भावपूर्णानि यानि विलोचनानि नेत्राणि तेषामासेचनकमतृप्तिजनकं 'तदासेचनकं तृप्तेर्नास्त्यन्तो यस्य दर्शना'दित्यमरः। यद्वा आ समन्तात् निजानन्दसेककरम्।

पुनर्मनो जानातीति मनोज्ञम्। येन भावेन ये पश्यन्ति तेषां तद्भावं जानातीतिभावः। मनोहरं वा पुनः कृपया योवलोको दृष्टिपातस्तेनाहितःस्थापितस्तेषु प्रसादो येन। कृपादृशा भक्तानां तत्तद्भावपूर्वकमितिभावः एतादृशं निजं रूपं दर्शयेति ॥ ५ ॥ पुनरपि तामसा असाधारणभक्ताः प्रौढया तदेव स्वरूपं स्वप्रसादाधरामृतदातृत्वेन निरूपयन्तः तद्दर्शनमेव प्रार्थयन्ते यत्सर्वदेति। यद्रूपं सर्वदा सर्वस्मिन् काले चर्वितायाः नागवल्ली ताम्बूलं तस्या यो रसः प्रियो यस्य। अत्र ताम्बूलपदं विहाय स्त्रीलिङ्गनागवल्लिशब्दप्रयोगात्तज्जातीयसम्बन्धी रस एव सदा प्रभोः प्रिय इतिध्वनितार्थः। पुनस्तद्रसेन नागवल्लीरसेन रक्ता रञ्जिताः स्नेहकलारूपा दन्ता यस्य। पुनर्निजेषु स्वकीयेषु ताम्बूलचर्वितरूपं प्रसादं ददातीति तथा। अनेनासाधारणभक्तेषु दन्तजनितचर्वितदानेन स्नेहपूर्णाधरामृतप्रदमितिभावः। एतादृशं निजं रूपं दर्शयेति ॥ ६ ॥ एवं साधारणासाधारणभक्तानां मध्येऽसाधारणास्त्रिविधा अभ्यन्तरङ्गभक्ताः स्वेषां स्वरूपानन्दरसदातृत्वेन वर्णयन्तस्तत्स्वरूपदर्शनमेवप्रार्थयन्ते प्रतिक्षणमिति। प्रतिक्षणं निरन्तरं गोकुलसुन्दरीणां स्वीयत्वेनाङ्गीकृतमुख्यभक्तानां यानि अतृप्तिमन्ति तृप्तिरहितानि लोचनानि नयनानि। यद्वा लोचनपदोपलक्षितानि सर्वेन्द्रियाणि तेषां स्वस्वभोग्यरसपानस्य पात्रम्। यद्वा तासां सर्वेन्द्रियाण्येव रसपानपात्राणि यस्य रूपस्य तद्रूपम्।अत्राधाराधेययोः पात्ररसयोर्भिन्नत्वनिरूपणेपि द्वयोरानन्दैकस्वरूपत्वमेव। पुनःसमस्तस्य सौन्दर्यस्य लावण्यस्य रसस्य परमानन्दरसस्य च। यद्वा समस्तानां त्रिविधान्तरङ्गभक्तानामोघः समूहः प्रवाहो वा तेनपूर्णं यद्रूपम्। अनेन निरन्तर-

पानेप्यप्रच्युतरसौघपूर्णमितिभावः। एतादृशं निजं रूपं दर्शयेति। अत्रान्तरङ्गानां त्रैविध्येपि केवलं स्वरूपानन्दरसैकनिष्ठत्वेनैकविधरसात्मकरूपदर्शनमेव प्रार्थितम् ॥ ७॥ अथ त्रिविधाः साधारणभक्ता यथादृष्टं बहुविधरसयुक्तस्वरूपदर्शनमेव प्रार्थयन्ते क्वचित्क्षणमिति। क्वचित्कस्मिंश्चित्समये क्षणं वैणिकेषु वीणावादकेषु दत्तौ तन्त्रादाधीनकृतौ कर्णौ येन तत्। पुनः कदाचित् कस्मिंश्चित् काल उद्गाने उच्चैर्गान उत्कृष्टे गाने वा कृतमवधानं तदेकचित्तत्वं येन। पुनःक्वचन हास्ययुक्ता वाचो भाषमाणम्। एवंभूतं रूपं दर्शयेति। एतेषां राजससात्त्विकतामसानां साधारणत्वात् तत्तद्भावज्ञापकविशेषणत्रयेण त्रिविधस्वरूपदर्शनप्रार्थनमत्रासाधारणान्तरङ्गाणां साक्षादन्योन्यं परमफलरूपप्रभुस्वरूपानन्दरसैकभोक्तृत्वादस्य रसस्य चातिगोप्यत्वेनैवाधिकरसत्वसिद्धेरेएतद्गोपनार्थमादावन्ते च साधारणत्रिविधभक्तप्रार्थ्यस्वरूपदर्शननिरूपणेन सम्पुटीकृत्य तन्मध्ये तत् स्थापितमितिभावः। सर्वत्रातिवैक्लव्यात् प्रतिश्लोकं स्वरूपदर्शनमेव प्रार्थितम् ॥ ८ ॥ एवं त्रिविधभक्तकृतप्रभुस्वरूपदर्शनप्रार्थनमुक्त्वा एतदष्टकपाठजनितं यथाधिकारं त्रिविधं फलं निरूप्यते श्रीगोकुलेशेति। इदं श्रीगोकुलेशाष्टकं नित्यं श्रद्धया यः पठति स इष्टं फलं प्राप्नोतीति। ततश्च तदीयं रूपमवश्यं पश्यतीति। पश्चाद्धर्पयुक्तः सन् तत्प्रभुस्वरूपं स्वाधीनं च करोति। राजसानां वाञ्छितप्राप्तिः सात्त्विकानां स्वरूपदर्शनं तामसानां स्वरूपाधीनकरणं फले चेति त्रैविध्यम् ॥९॥

॥इतिश्रीकृष्णरायप्रोक्तं स्वकृतश्रीगोकुलेशाष्टकविवरणं सम्पूर्णम्॥

# વૈષ્ણવોને સૂચના.

૧

પુષ્ટિભક્તિસુધાના અષ્ટમ વર્ષના અને પુષ્ટિસુધાના પંચમ વર્ષના અંક અત્ર સમાપ્ત થઈ જાય છે, હવેથી પુષ્ટિભક્તિસુધાના નુતન વર્ષના અંક નવી રીતે ઉત્તમોત્તમ તરેહથી પ્રસિદ્ધ થશે.

# શ્રીપુરુષોત્તમજીનો પ્રાકટ્યોત્સવ.

## સંવત ૧૯૮૨.

શ્રીપુરુષોત્તમમંડલના આશ્રય નીચે દશદિગન્તવિજયી શ્રીગોસ્વામી શ્રીપુરુષોત્તમજીના પ્રાકટ્યોત્સવનિમિત્તે રવિવાર તા. ૧૯-૯-૨૬ને દિને મુંબઇના માધવબાગમાં એક પ્રસિદ્ધ સભા મળી હતી, જે વેલાએ ડેક્કન કોલેજના સંસ્કૃતના વ્યાખ્યાતા પ્રો. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી એમ. એ. એ "શ્રીપુરુષોત્તમજીની અદ્વિતીય વિદ્વત્તા"નું નિરૂપણ કરવા સાથે અન્ય વક્તાઓએ શ્રીપુરુષોત્તમજીના જીવનચરિત્ર વિષે વિવેચન કર્યું હતું. આ પ્રસંગે પ્રો. શાસ્ત્રીની શ્રીપુષ્ટિસંપ્રદાય અને વૈષ્ણવો પ્રતિ અનેકવિધ સેવાઓએ આકૃષ્ટ ઉક્ત મંડલના આશ્રય નીચે ગટ્ટુલાલજીના મન્દિરમાં પ્રતિસપ્તાહ મળતા વર્ગોમાં અધ્યયનકર્તાઓ તરફથી તેમને સમ્માનપત્ર તથા સુવર્ણપદક અર્પણ કરવાનો પણ સમારંભ કરવામાં આવ્યો હતો.

**પ્રાકટ્યોત્સવમાં કાર્ય.**

પ્રારમ્ભમાં કીર્તનાનન્તર પરમભગવદીય ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ પ્લીડરની દરખાસ્તથી અને પરમવૈષ્ણવ જમનાદાસ કાનજી બી. એ. ના ટેકાથી શ્રીપુરુષોત્તમજીનો પ્રાકટ્યોત્સવ ઉજવવા મળેલી સભાનું પ્રમુખસ્થાન શાસ્ત્રીજીએ તાલીઓના અવાજ વચ્ચે સ્વીકારતાં જણાવ્યું હતું કે 'આપની ઇચ્છાને અધીન થઈને આ સ્થાન મેં લીધું છે. ગયે વર્ષે આપણે આ જ સ્થાને મળ્યા હતા તે વેલાએ અત્રે સાંપ્રદાયિક પુસ્તકોના સંગ્રહનું પ્રદર્શન કર્યું હતું, તેવું આ વર્ષે આપણે કર્યું નથી, પરન્તુ તેથી આગલ વધીને સુદૃઢ કાર્ય કર્યું છે. ગયે વર્ષે મારી વિનીત સૂચનાનો સ્વીકાર કરીને આ આપણું શ્રીપુરુષોત્તમમંડલ સ્થપાયું હતું, જેની પ્રવૃત્તિ સમગ્ર વર્ષમાં સન્તોષકારક રહી છે. પ્રકૃત વર્ષે આપણા મંડલની પ્રવૃત્તિ કયી દિશામાં થઈ તદ્વિષયક વિવેચન વૈષ્ણવમાન્ય તેલીવાલાને કરવાને હવે જણાવીશ.

**પ્રમુખસ્થાન.**

વૈ. મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા વકીલ હાઇકોર્ટે જણાવ્યું કે—

માન્યવર પ્રમુખ અને ભાગ્યવાન્ વૈષ્ણવો,

આજે આપણે શ્રીપુરુષોત્તમમંડલના આશ્રય નીચે મળ્યા છીએ. ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીમહારાજનું નામ આપણા સંપ્રદાયમાં સુપ્રસિદ્ધ છે. શ્રીમહાપ્રભુજી (શ્રીમદ્વલ્લભાચાર્યજી) અને શ્રીવિઠ્ઠલનાથજી પછી એક વિદ્વાન્ તરીકે સંપ્રદાયમાં કોઇનો પણ પ્રભાવ પડ્યો હોય તો તે શ્રીપુરુષોત્તમજીનો છે. તેમનો આપણા ઉપર મહાન્ ઉપકાર છે. તેમનું વક્તવ્ય સચોટ છે. તેમણે પોતાના આયુષ્યના ૪૦ વર્ષ સુરતમાં શ્રીબાલકૃષ્ણજીની સેવામાં ગાળ્યાં, અને ત્યાં તેમ જ કુમસમાં રહીને અનેક ગ્રંથો સિદ્ધ કર્યા. તેમના તે ગ્રંથો સંપ્રદાયનાઓને તથા તેની બહારનાઓને ચકિત કરી નાખે તેવા છે. તેમનું વૈદુષ્ય-વિદ્વતા-જ્ઞાન-અદ્વિતીય ગણી શકાય. સ્મરણ નામાવશેષ કે શુકવત્ ન રહે, પણ તેમનું સ્મરણ સતત રહે, તેથી આ મંડલની સ્થાપના કરવામાં આવી છે. શ્રીપુરુષોત્તમજીના ગ્રંથો વિદ્વાનોનાં પણ માનમર્દન કરે તેવા છે. એ ગ્રંથો સહસા સમજમાં આવે તેવા નથી, પણ તે આપણને સહુને સહેલાઈથી સમજાય તે રીતે શાસ્ત્રીજીએ તેના અધ્યાપનનો આરંભ કરેલો છે હું હવે આ મંડલદ્વારા ગત વર્ષે કયા ગ્રંથો વંચાયા અને હાલ કયા કયા ગ્રન્થોનું વાચન ચાલુ છે તે જણાવીશ. પ્રથમ આપણે શ્રીપુરુષોત્તમજીનો 'બહિર્મુખમુખધ્વંસવાદ' ગ્રંથ લઈ એના ત્રણે વિભાગનું સાંગોપાંગ વાચન કર્યું, એ પછી આપણે શ્રીવલ્લભા-

**શ્રીપુરુષોત્તમમંડલની ગત વર્ષની પ્રવૃત્તિ વિષે વૈ. તેલીવાલા.**

ચાર્યજીનો સુપ્રસિદ્ધ વાદગ્રંથ 'પત્રાવલંબન' શ્રીપુરુષોત્તમજીની ટીકા સાથે વાચ્યો. એ ગ્રંથનું નામ દરેક વૈષ્ણવને પરિચિત છે. શ્રીવલ્લભાખ્યાનમાં 'પત્રાવલંબને પંડિત જીત્યા ગજમાયિકમત શતખંડ' પંક્તિઓ સર્વના સ્મરણમાં હશે. તેના અધ્યયન પછી શાસ્ત્રીજીએ એનો સાર પણ આપણને નિવેદિત કર્યો. એ ગ્રંથનું શ્રીપુરુષોત્તમજીની ટીકા સાથે ગત વર્ષે ભગવદીય ભાઈ રણછોડદાસ વરજીવનદાસે મુદ્રણ પણ કરાવ્યું છે, આ ગ્રંથાનન્તર 'પ્રપઞ્ચસંસારભેદ'નું પણ વાચન થઈ ગયું છે. વર્ગમાં વાચવામાં આવેલો અને અદ્યાપિ વંચાતો ગ્રન્થ 'માંડૂક્યોપનિષદ્' છે. શાંકરો દશ ઉપનિષદોને પ્રાચીન જણાવે છે, તેમાં પણ સામાન્ય વાચકવર્ગને વિશેષતઃ માયાવાદ દેખાતો નથી. શંકરાચાર્ય પોતાના ગુરુ ગોવિંદના પણ ગુરુ ગૌડપાદની માણ્ડૂક્યોપનિષત્ પરની કારિકાનો આશ્રય સર્વને જણાવે છે કે તેમાં માયાવાદ નિરૂપવામાં આવ્યો છે, તેથી શ્રીપુરુષોત્તમજીએ એ ઉપનિષદ્ અને ગૌડપાદકારિકા પર દીપિકા કરીને એવું સિદ્ધ કરી આપ્યું છે કે માંડુક્યોપનિષદ્‌માં કે તે પરની ગૌડપાદની કારિકામાં પણ માયાવાદ નહિ પણ બ્રહ્મવાદ છે. સંપ્રદાયના આકર ગ્રંથો સમજવાની ઈચ્છા હોય તેમને માટે 'અણુભાષ્યાદિ' વાચવામાં આવે છે. હાલ આનંદમયાધિકરણ વંચાય છે. ત્રિસૂત્રીપરનું ભાષ્ય વંચાયા પછી તે પરની શ્રીકૃષ્ણચંદ્રજીની 'ભાવપ્રકાશિકાવૃત્તિ' પણ વાચવામાં આવી હતી. આ વૃત્તિમાં શ્રીપુરુષોત્તમજીના 'ભાષ્યપ્રકાશ' અને 'અણુભાષ્ય' ઉભયનો ઉત્તમ સાર આપેલો છે. સંપ્રદાયનું અસ્તિત્વ રક્ષવું હોય તો તે શ્રીપુરુષોત્તમજીની શ્રેણીથી રક્ષાશે. પ્રભુ વરણ કરે તો જ ભાવનાત્મક અધિકારનું ગ્રહણ થઈ શકે, પણ સામાન્ય જનસમાજનું અવલંબન તો પ્રમાણપદ્ધતિ પર જ હોઈ શકે. શ્રીપુરુષોત્તમજીના નામમાત્રનો પરિચય નહિ પરન્તુ એમના ગ્રન્થોનું સાંગોપાંગ અધ્યયન કરીને તે દ્વારા સદાચાર સંપ્રદાયમાં પ્રવર્તાવવાનો આ મંડલનો સદુદ્દેશ છે. શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોના અધ્યયનથી અને તેમાંથી ફલિત થતા સદાચારના સેવનથી પ્રમાણનિષ્ઠ થયા પછી ક્યારેક કોઇક અધિકારીને પ્રમેયમાં પણ નિષ્ઠા થાય અને તે દ્વારા શ્રીગોકુલેશ શ્રીહરિરાયજી આદિએ ઉપદિષ્ટ આચાર્યશ્રીનું પ્રમેય પણ સ્ફુરે. આ રીતે પ્રમાણ અને પ્રમેયપદ્ધતિ ઉભયની સંગતિ છે. બીજો જે ગ્રંથ વંચાય છે તે શ્રીસુબોધિનીજી છે. શ્રીસુબોધિનીજીમાં દશમસ્કંધ મૂર્ધન્ય છે. તેમાં પણ વેણુગીત પરમસુંદર છે. શ્રીપદ્મનાભદાસજીએ ગાયું છે કે 'વેણુગીત ઔર યુગલગીતકી રસભરખા બરખાઈ,' અર્થાત્ પદ્મનાભદાસજીના સમયમાં પણ વેણુગીતનાં અને યુગલગીતનાં શ્રીસુબોધિનીજી ઉત્તમોત્તમ છે એમ વૈષ્ણવોનો અનુભવ હતો. વેણુગીતમાં પ્રભુના અલૌકિક રસાત્મક સ્વરૂપનો જે આંતર અનુભવ શ્રીગોપીજનોએ કરેલો તેનું નિરૂપણ વ્યાસજીએ કર્યું છે, અને તેનું ઉદ્‌ઘાટન શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં કર્યું છે, અને શ્રીપુરુષોત્તમજીએ પ્રમાણપદ્ધતિનું અવલંબન કરીને રસનિષ્પત્તિપ્રકાર સવિસ્તર નિરૂપિત કર્યો છે. શ્રીસુબોધિનીજી સકલ સાહિત્ય સાથે શાસ્ત્રીજી વાચે છે, અને સરલતાથી સમજાવે છે. આ સરલતાનું કારણ ભગવદીય સોની રણછોડભાઈ છે. તેમણે તે સાહિત્ય પોતાનાં માતૃશ્રીના સ્મરણાર્થે છપાવી પ્રસિદ્ધ કર્યું છે. સંપ્રદાયમાં વિદ્યા પ્રતિની આ અભિરુચિ જોતાં મંડલની એક વર્ષની પ્રવૃત્તિ ખેદ દર્શાવનારી નહિ પરન્તુ સંતોષકારક લેખાવી જોઇએ. જો હાલની આપણી એ પ્રવૃત્તિ પ્રભુકૃપાએ ચાલુ રહી તો તે બીજ થોડા સમયમાં વૃક્ષરૂપે ઉગી તેનાં સુંદર ફલ સંપ્રદાયને અને વૈષ્ણવોને પ્રાપ્ત થશે.

**વૈ. વાડીલાલના વિચારો.**

તદનંતર વૈ. વાડીલાલ નગીનદાસ શાહ પ્લીડરે જણાવ્યું કે શ્રીપુરુષોત્તમજીની વિદ્વત્તા એવી તો અગાધ છે કે તેઓશ્રીના ગ્રંથોમાં મારો ચંચુપાત ન હોવાથી હું તે વિષે પરિચય કરાવી શકું તેમ નથી, પરન્તુ શ્રીમહાપ્રભુજીની કૃપાથી જેમને તેના અધ્યયનનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે તેમનો નિઃસંશય નિશ્ચય થયો હશે કે સંપ્રદાય પ્રતિ નિન્દકોના આક્ષેપો નિર્મૂલ છે, તેના નિરાસ માટે

આપણુને કોઇ પણ નવ્ય પ્રયાસની આવશ્યકતા નથી. આપણી ઉપર દયા કરીને શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઇજી શ્રીગોકુલેશ શ્રીહરિરાયજી શ્રીપુરુષોતમજી પ્રભૃતિ મહની ગ્રંથરૂપા સામગ્રી મૂકી ગયા છે, પરન્તુ ખેદની તો વાતો એ છે કે તે જોવાનો પણ આપણુને-વૈષ્ણવોને-કે ગુરુવર્ગને પણ અવકાશ નથી! મુંબઇમાં વૈષ્ણવોની વસતિ ત્રણ લાખની છે. શાસ્ત્રીજી ગાંઠનું દ્રવ્ય ખર્ચી આપણુને એ ગ્રંથોનો લાભ આપવાને દર અઠવાડીએ પુનાથી અને ભરુચથી પણ અત્રે આવે છે, પણ ૫૦-૬૦ વૈષ્ણવો પણ ભાગ્યે જ તેનો લાભ લે છે. આચાર્યશ્રીએ અને પ્રાચીન આચાર્યવંશ્યોએ મહાન્ ગ્રંથો લખવા પાછળ જે શ્રમ લીધો છે તેની આપણુને દરકાર નથી, કદર નથી. યત્રપર્યન્ત આ સ્થિતિ રહેશે તત્રપર્યન્ત આપણા પ્રતિ આક્ષેપોનો નિરાસ નહિ અપાય. 'બહિર્મુખમુખધ્વંસવાદ' 'પંડિતકરભિન્દિપાલ' વગેરે ગ્રંથો જોઇએ નહિ તો **'ઠોરપુરી ખાઇ બેસનારા'** જ ગણાઈએ. લોક તો જેવું જોશે તેવું જ કહેશે. એ ગ્રંથો પ્રસિદ્ધ કરવાનો તથા તે ભણવાભણાવવાનો જેમના પર ભાર છે, અને જેમનું તે કર્તવ્ય છે, તેમને શ્રીમહાપ્રભુજીની કૃપાથી તે સુઝશે નહિ તત્રપર્યન્ત સંપ્રદાયનો ઉદય થશે નહિ. શ્રીપુરુષોત્તમજીના સમયમાં પણ પારમ્પરિક વાસનાદિ બંધ પડી જતાં શ્રીપુરુષોત્તમજીને **'संप्रदाये निवृत्ते'** શબ્દ ભાષ્યપ્રકાશના ઉપસંહારમાં લખવા પડ્યા. તે વખતે પણ વિદ્યાના વિરોધીઓ તેઓશ્રીને 'વેદપશુ'ના નામથી ઓળખાવતા. તેથી કરીને એમ સમજવાનું નથી કે પુષ્ટિમાર્ગને વિદ્યા સાથે વૈર છે. પુષ્ટિમાર્ગમાં આપણે શ્રીપુરુષોત્તમની સેવા અને ગુણગાન કરવાનાં છે. શ્રીપુરુ-ષોત્તમ ભગવાન્ જ્ઞાન વૈરાગ્ય વીર્ય ઐશ્વર્ય યશ અને શ્રી એમ ૭ ગુણે સંપન્ન છે, અને તેથી આપણે તેમને પરિપૂર્ણ માનીએ છીએ, તો તેમના સેવક જ્ઞાન પ્રતિ વૈરકર્તા ક્યાંથી હોય? આચાર્યશ્રી આદિએ જે જ્ઞાનસામગ્રી પ્રસિદ્ધ કરી છે તેનો જ વિસ્તાર શ્રીપુરુષોત્તમજીએ કર્યો છે. તેઓશ્રીએ અણુભાષ્યનો વિસ્તાર તે પરની 'પ્રકાશ' નામની ટીકા કરીને કર્યો છે, અને તે ઉભયે પર શ્રીયોગિગોપેશ્વરજીની 'રશ્મિ' નામની ટીકા છે. આચાર્યજીનો એવો એક પણ ગ્રંથ નથી કે જે પર શ્રીપુરુષોત્તમજીની ટીકા ન હોય. જે ગ્રંથ પર તેમની ટીકા ન હોય તે ગ્રંથ શ્રીઆચાર્યજીનો ન હોવાના સન્દેહને ક્વચિદ્ અવકાશ મલી શકે છે, અર્થાત્ શ્રીપુરુષોત્તમજીએ આચાર્યશ્રીના યાવન્માત્ર ગ્રંથ પર ટીકા કરી છે, સંપ્રદાયના સેવાપ્રકારાદિ પ્રતિ આક્ષેપોનો પણ નિરાસ કર્યો છે. શ્રીપુરુષોત્તમજીના વૈદુષ્ય-વિદ્વત્તા-વિષે વિશેષતઃ પરિચય આપણુને શાસ્ત્રીજી કરાવશે, પરન્તુ શ્રીઆચાર્યશ્રીની કૃપાથી આપણા વૈષ્ણવભાઈઓને અને આચાર્યવંશ્યોને આ ગ્રંથોના સંરક્ષણની અને સભાષાંતર પ્રસિદ્ધિ સાથે અધ્ય-યનની તથા અધ્યાપનની સદ્બુદ્ધિ પ્રાપ્ત થતાં સદાચાર પ્રવર્તતાં જ્ઞાનશૂન્યતા સ્વતઃ જ નિર્મૂલ થઈ જશે.

લોકોપકારનું કાર્ય જ્યાંથી અટક્યું ત્યાંથી તે ચાલુ રાખવાનો ઉદ્દેશ મંડલે કયી રીતે પાર પાડ્યો તે વિષે કેટલુંક વિવેચન કરી ગ્રંથપ્રસિદ્ધિ અને અધ્યયનાધ્યાપન ઉપર રા. સાંગાણીએ ભાર મેલ્યો હતો.

**સનાતની સાંગાણીના વક્તવ્યનો સાર.**

મંડલની પ્રવૃત્તિઓની અનેકવિધતા દર્શાવતાં ગોસ્વામી શ્રીપુરુષોત્તમજી મહારાજની અદ્વિતીય વિદ્વત્તાનાં તેમણે રચેલા અનેકાનેક ગ્રંથોમાંથી પ્રમાણો શાસ્ત્રીજીએ આપ્યાં હતાં, અને જણાવ્યું હતું કે એમની વિદ્વતા પ્રતિપક્ષીઓને પણ સ્વીકારવી પડે તેવી છે. વિશેષમાં તેમણે જણાવ્યું હતું કે મુંબાઇસરકારના કેળવણી ખાતા તરફથી મુદ્રિત 'અણુભાષ્ય'ના ઉપોદ્ઘાતમાં શ્રીપુરુષોત્તમજીના પ્રકાશ વિષે લખતાં તે મુદ્રણનું કાર્ય-જેમના હસ્તક હતું અને જેઓ સ્માર્ત છે તે-શ્રીધર શાસ્ત્રી પાઠકને પણ સ્વીકારવું પડ્યું છે કે પોતાના ગ્રંથોમા પ્રતિસૂત્ર જેવી સમીક્ષા શ્રીપુરુષોત્તમજીએ કરી છે તેવી અન્ય કોઇએ પણ કરી નથી. સમાપ્તિમાં તેમણે ગોસ્વામી મહારાજોને અને વૈષ્ણવો-

**પ્રમુખ શાસ્ત્રીજીના ભાષણનો સાર.**

નેતે ગ્રંથોનું અધ્યયન કરવા અને સર્વથી પ્રથમ સાનુવાદ પ્રકાશ[1] પ્રસિદ્ધ કરવાની ભલામણ કરી હતી.

### સમ્માનપત્ર આપવાનો સમારંભ.

અનન્તર ઉક્ત સભાનું વિસર્જન થઈને શાસ્ત્રીજીને સમ્માનપત્ર અને સુવર્ણપદક આપવાની સભા મળી હતી. વૈ. જગજીવનદાસ ગોવર્ધનદાસની દરખાસ્ત અને વૈ. જમનાદાસ કાનજીના ટેકાથી આ સભાનું પ્રમુખસ્થાન માધવબાગવાળા શેઠ ધર્મદાસ ત્રિભુવનદાસે લીધું હતું. વૈ મૂલચંદ્ર તેલીવાલાએ શાસ્ત્રીજીને એનાયત કરવાનું માનપત્ર-જે સંસ્કૃતમાં લખાઈ સાટિન પર છપાયલું હતું અને જેમાં શાસ્ત્રીજીની સંપ્રદાયની અને વૈષ્ણવોની છેલ્લા ૪૨ વર્ષની સેવાઓનું વર્ણન કરવામાં આવ્યું હતું તે[2]-વાંચી બતાવ્યું હતું. તેમ કરતાં તેમણે જણાવ્યું હતું કે શાસ્ત્રીજી પોતાના અનેક આર્થિક લાભો છોડી પોતાને ખર્ચે અત્રે આવી આપણને પોતાના જ્ઞાનનો લાભ આપે છે તો તેના પ્રમાણમાં આ સમ્માનપત્ર અને પદક 'પત્રપુષ્પ' સમાન તેમણે લેખવાની પ્રાર્થના છે. મારી ઉપર તો શાસ્ત્રીજીના અનેક ઉપકારો છે. સંપ્રદાયના સાહિત્ય પ્રતિની મારી અભિરુચિ જ તેમના સત્સંગને આભારી છે મારા પ્રથમ લગ્નસમયે આશીર્વાદમાં મને તેમણે 'અણુભાષ્ય' આપ્યું, તે મને ફ્ળ્યું છે. શાસ્ત્રીજીમાં શાસ્ત્રિસ્કૂલ અને ગ્રેડ્યુએટસ્કૂલ બંનેનું સુયોગ્ય મિશ્રણ આપણે જોઈએ છીએ, જેનો લાભ સંપ્રદાયને અને આપણને હાલ પણ મળતો રહ્યો છે. લક્ષ્મીરામ કૃષ્ણરામ ભટ્ટે સમ્માનપત્ર ગુજરાતીમાં સમજાવતાં શાસ્ત્રીજીની વિવિધ સેવાઓની પ્રશંસા કરી હતી. શાસ્ત્રીજીને સમ્માનપત્રનું તથા પદકનું અર્પણ કરતાં પ્રમુખ શેઠ ધર્મદાસે જણાવ્યું કે આજની આ સભાના પ્રમુખસ્થાને ગોસ્વામી બાલક બિરાજ્યા હોત તો તે વિશેષ ઉચિત થઈ પડત. શાસ્ત્રીજીએ પ્રત્યુપકાર માન્યા પછી કીર્તનાનન્તર સભાનું વિસર્જન થયું હતું.

---

## શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામનું ભાષણ.

### શ્રીપુરુષોત્તમજીની અદ્વિતીય વિદ્વત્તા.

શાસ્ત્રીજીએ પ્રારંભમાં શ્રીવેણુગીતના **बर्हापीडं नटवरवपुः** તથા **सौन्दर्यं निजहृद्गतं प्रकटितं** શ્લોકથી મંગલાચરણકરણાનન્તર જણાવ્યું કે—

**ભાગ્યવાન્ વૈષ્ણવો,**

શ્રીપુરુષોત્તમજીના ચરિત્ર વિષે ગત વર્ષે એટલું બધું કથાયું છે કે તેનો અનુવાદ કરીને આપનો સમય પુનઃ લેવો અનુચિત થઈ પડશે, આથી તેઓશ્રીની કેવલ અનુપમ વિદ્વત્તાનો આપને આસ્વાદ કરાવવાને આજે અત્ર ઉપસ્થિત થયો છું.

### વેદવેદાન્ત અને શ્રીપુરુષોત્તમજી.

આપણા પુષ્ટિમાર્ગ પ્રતિ કેટલાકોનો એવો આક્ષેપ છે કે તેમાં વેદને સ્થાન નથી, અથવા જેમ પ્રકાશની અને અંધકારની એકત્ર સહસ્થિતિ હોઈ શકે નહિ તેમ પુષ્ટિમાર્ગ અને વેદ ઉભય પરસ્પરવિરુદ્ધવસ્તુવેદક હોવાથી તે ઉભયની સંગતિ સંભવતી નથી. શ્રીપુરુષોત્તમજીએ સિદ્ધ કરી દર્શાવ્યું છે કે પુષ્ટિમાર્ગનો અને વેદનો પરસ્પર વિરોધ નથી, પરન્તુ જે એકમાં છે તે જ અન્યમાં

---

૧. અણુભાષ્યપ્રકાશના ગુર્જરાનુવાદનું મુદ્રણ નિજાશ્રયે કરવાની પ્રસન્નતા સુગૃહીતનામધેય નિલકાયિત શ્રીમદ્ગોવર્ધનલાલજીએ વૈ. રણછોડદાસભાઈ વરજીવન શ્રૉફના દ્વારા દર્શાવી છે એ સમુદ્ઘોષ કરતાં આનન્દ થાય છે.

૨. આ સમ્માનપત્ર અન્યત્ર સાનુવાદ મુદ્રિત છે.

પ્રકારભેદે છે. શ્રીમહાપ્રભુજીએ ગાયત્રી ઉપર ભાષ્ય રચીને તે દ્વારા સિદ્ધ કર્યું છે કે ગાયત્રીમાં બીજાને 'રાસલીલૈકતાત્પર્ય'નું જ નિરૂપણ કરવામાં આવ્યું છે. તે જ વસ્તુની વિશેષતઃપ્રકાશક 'ગાયત્રીકારિકા' શ્રીગુસાંઇજીએ લખી છે, અને તે ઉપર શ્રીપુરુષોત્તમજીએ વિવરણ લખીને વિસ્તારથી ઊહાપોહ કરીને સિદ્ધ કરી આપ્યું છે કે વેદનો જ સાર પુષ્ટિમાર્ગ છે. આ 'ગાયત્રીભાષ્ય'ની તે ઉપરના સર્વ સાહિત્યે અને ગુર્જરાનુવાદે સહિત ત્રણ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ ગઈ છે, તેથી જેમને તે વિષે જીજ્ઞાસાવિશેષ હોય તેમણે તે વાંચીને સ્વનિશ્ચય કરી લેવો. ઉપનિષદ્‌માં પણ ગાયત્રીગીત બ્રહ્મવાદનું જ નિરૂપણ છે. આપણા પ્રતિ ઉપનિષદ્વિષયક પણ એવો આક્ષેપ કરવામાં આવે છે કે શાંકરમાન્ય દશ મુખ્ય ઉપનિષદ્દોમાં સામાન્યરીત્યા માયાવાદનું અને માંડૂક્યોપનિષદ્‌માં તો વિશેષતઃ માયાવાદનું જ નિરૂપણ કરવામાં આવેલું છે, આ ઉપનિષદ્‌ની શંકરાચાર્યના દાદાગુરુ-એટલે કે સન્યાસીઓ પરણતા ન હોવાથી તેમના ગુરુ ગોવિંદાચાર્યના પણ વિદ્યાગુરુ-ગૌડપાદાચાર્યે કારિકા લખેલી હોવાથી રા.તેલીવાલાએ જણાવ્યા પ્રમાણે શાંકરો આગ્રહપૂર્વક કહે છે કે ગૌડપાદની કારિકામાં માયાવાદ જીવબ્રહ્મવાદ અને નિરાકારબ્રહ્મવાદ નિરૂપ્યો છે, પરન્તુ શ્રીપુરુષોત્તમજીએ માંડૂક્યોપનિષદ્‌ની નિજ 'દીપિકા'માં ગૌડપાદની કારિકાનો અને શાંકરભાષ્યનો પરસ્પર વિરોધ દર્શાવીને એમ સિદ્ધ કરી આપ્યું છે કે ગૌડપાદની કારિકાઓમાં પણ માયાવાદને સ્થાન નથી, પરન્તુ સર્વે ઉપનિષદો બ્રહ્મવાદનું જ નિરૂપણ કરે છે. આશ્રય બ્રહ્મ નીચું પડે અને આશ્રિત માયા તદુપરિ આરોહી નિજેચ્છાનુસાર બ્રહ્મને ભ્રમાવે છે એમ ઉપનિષદોનો આશય નથી, પરંતુ ઉપનિષદોનું બ્રહ્મ એવું છે કે જે માયાસદૃશ અનંત આશ્રિત શક્તિઓને સ્વાધીન રાખીને લીલાએ પરિણમે છે. 'માંડૂક્ય' ઉપનિષત્ સાથે નિકટ સંબંધ ધરાવતી 'નૃસિંહતાપનીય' ઉપનિષત્ છે. આ ઉભય ઉપનિષદ્‌માં તુરીયાનું નિરૂપણ છે, તેથી 'નૃસિંહતાપનીય' ઉપર પણ શ્રીપુરુષોત્તમજીએ 'દીપિકા' દીપાવી દર્શાવ્યું છે કે તેમાં પણ માયાવાદનો ગંધ નથી. શાસ્ત્રીજી રમાનાથે આ ઉભયે ઉપનિષદોની દીપિકાઓ મુદ્રિત કરી છે. આ વિના 'બ્રહ્મોપનિષદર્થસંગ્રહ' તથા 'કૈવલ્યોપનિષદર્થસંગ્રહ' પણ પુષ્ટિભક્તિસુધામાં મુદ્રિત છે. શ્રીપુરુષોત્તમજીની અન્ય પણ કૃતિનો ઉપન્યાસ વારંવાર દૃષ્ટિપથ થાય છે, 'છાંદોગ્ય'ની પણ આપશ્રીની દીપિકા છે, અર્થાત્ પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્ત ઉપનિષત્પ્રતિપાદ્ય છે કે તદ્વિરુદ્ધ છે તેનો મિથ્યાજલ્પ નહિ કરતાં આ સાહિત્યનું અધ્યયન કરીને પુષ્ટિમાર્ગમાં વેદનો વિરોધ છે કે સ્વારસ્ય છે તેની તુલના કરવી વાસ્તવિક થઈ પડશે.

## ગીતાજી અને શ્રીપુરુષોત્તમજી.

શ્રીમદ્ભગવદ્ગીતાની પિતૃવ્યશ્રીવ્રજરાજકૃત 'અમૃતતરંગિણી'ના પ્રારમ્ભમાં અને અન્તમાં તુલનાત્મક લેખ લખીને સિદ્ધ કર્યું છે કે દ્વિતીય ગીતાપ્રસ્થાનમાં પણ પુષ્ટિમાર્ગ જ પ્રધાનત્વે ઉપદિષ્ટ છે, શ્રીપુરુષોત્તમજીના પિતૃવ્ય શ્રીવ્રજરાજજીએ ગીતોપરિ 'અમૃતતરંગિણી' નામની ટીકા લખી છે તેના આરમ્ભમાં મર્મમય ઉપોદ્ઘાત લખીને શ્રીગીતાજીનું પણ પરમતાત્પર્ય પુષ્ટિમાર્ગમાં જ છે એમ સર્વ મતનો ઉપન્યાસ અને સમીક્ષા કરીને જેમ શ્રીપુરુષોત્તમજીએ દર્શાવ્યું છે તેમ જ ગીતાના અન્તિમપ્રાય 'સર્વધર્માન્ પરિત્યજ્ય' શ્લોક ઉપરના 'ન્યાસાદેશ'શ્લોકની શ્રીગુસાંઇજીની વિવૃતિ વિવરીને સ્પષ્ટ સિદ્ધ કર્યું છે કે ગીતાનું પણ પર્યવસાન પુષ્ટિમાર્ગમાં જ છે. આ ગીતાટીકા પં રત્નગોપાલભટ્ટજીએ પચિસેક વર્ષપર શ્રીપુરુષોત્તમજીના નામથી કાશીમાં મુદ્રિત કરી હતી.

## મીમાંસા અને શ્રીપુરુષોત્તમજી.

શ્રીપુરુષોત્તમજીએ પૂર્વમીમાંસાના પ્રાપ્ય 'ભાવાર્થપાદભાષ્ય'નું પણ વિવરણ કર્યું છે. અમે પૂર્વ, અમે ઉત્તર, અમે પ્રાચીન, અમે અર્વાચીન, અમે પ્રાઞ્ચ અમે નવ્ય, એમ પૂર્વમીમાંસાનો અને ઉત્તરમીમાંસાનો વેદાર્થત્વે પ્રાદુર્ભાવ થયો છે. પૂર્વ વિના ઉત્તરનો

સંભવ નથી, તેમ જ પૂર્વ પણ ઉત્તરની અપેક્ષા રાખે છે. જેમ મીમાંસામાં પૂર્વ અને ઉત્તર ભેદ છે તેમ શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદમાં પણ 'સાંપ્રદાયિક' અને 'નવ્ય' એમ બે શાખા છે, તેમાં 'નવ્ય'નો આરંભ શ્રીપુરુષોત્તમજીથી થાય છે. વ્યાકરણ, ન્યાય, વૈશેષિક સાંખ્ય, યોગ, અલંકાર એ સર્વમાં પણ સંપ્રદાય અને નવ્ય એમ ભેદ સુપ્રસિદ્ધ જ છે. પૂર્વમીમાંસાના દ્વિતીયાધ્યાયના પ્રથમ 'ભાવાર્થ પાદ'ના ભાષ્યનું વિવરણ કરીને ભટ્ટમતથી અને પ્રભાકરમતથી સ્વસિદ્ધાન્તની ભિન્નતા દર્શાવીને ભાટ્ટો ભૂલ્યા પ્રભાકરો પ્રસમર્યા એમ સ્પષ્ટ કર્યું છે. ઉત્તરમીમાંસા ઉપર પણ શ્રીપુરુષોત્તમજીએ ગ્રંથ-ત્રયી પ્રસિદ્ધ કરી છે. અધિકારણમાલામાં પ્રત્યેક અધિકરણનો સાર આપ્યો છે, તેમાં પણ સંશયબીજનો અને સંગતિનો પ્રકાર કોઈ પણ ટીકાકાર શ્રીપુરુષોત્તમજીવદ્ નિરૂપતા નથી. 'ભાવપ્રકાશિકા'-નામની બ્રહ્મસૂત્રવૃત્તિ શ્રીપુરુષોત્તમજીના વિદ્યાગુરુ શ્રીકૃષ્ણચંદ્રજીએ પ્રથમ આરંભેલી તેની પણ સશુદ્ધિવૃદ્ધિ સમાપ્તિ તો શ્રીપુરુષોત્તમજીએ જ કરી, પરંતુ શ્રીપુરુષોત્તમજીની પ્રતિષ્ઠા–અને તેથી કરીને સકલ સંપ્રદાયની પણ પ્રતિષ્ઠા–'અણુભાષ્યપ્રકાશ' નામનો તેમનો ઉત્તમોત્તમ ગ્રંથ સિદ્ધ કરે છે. આ મહાગ્રંથમાં અણુભાષ્યના વ્યાખ્યાનમાત્રથી સંતોષ ન માનતાં પ્રત્યધિકરણને અંતે પ્રાપ્ત સર્વ ભાષ્યનો ઉપન્યાસ અને સમીક્ષા કરીને શ્રીવલ્લભાચાર્યજીના અર્થની સરલતા અને સ્વાભાવિકતા શ્રીપુરુષોત્તમજીએ સિદ્ધ કરી આપી છે, અને તેથી જે જે દેશમાં અને જે જે કાલમાં બ્રહ્મસૂત્રનું અધ્યયન થાય છે અને થશે તેની સંપૂર્તિ આ 'ભાષ્યપ્રકાશ' વિના કદાપિ થઈ શકશે જ નહિ. આ 'પ્રકાશ'નામનો ગ્રંથ માત્ર 'ચાર દિવાલ' વચ્ચે જ વંચાય તેવો નથી, પરંતુ તત્ત્વ-જીજ્ઞાસુમાત્રે તેનો સમાશ્રય કર્યા વિના ગત્યન્તર જ નથી. સરકારી કેળવણીખાતા તરફથી પ્રસિદ્ધ થતી બોમ્બે સંસ્કૃત સિરિઝમાં 'અણુભાષ્ય' ના પ્રકાશક મારા સન્મિત્ર વે. શા. સં. પાઠકશાસ્ત્રી મુક્તકંઠે સ્વીકાર કરે છે કે બ્રહ્મસૂત્ર ઉપર પ્રકાશ જેવા ગ્રંથનું દર્શન અદ્યાપિ પંડિતોને[1] થયું નથી. આ પાઠકશાસ્ત્રી આરૂઢસ્માર્ત શાંકર વિદ્વાન્ છે, અને તે પંડિત શ્રીપુરુષોત્તમજી વિષે જે અભિપ્રાય પ્રકટ ઉચ્ચારે છે, તેથી શ્રીપુરુષોત્તમજીની વિદ્વત્તાનું ભાન આપને કાંઇક અંશે થશે એમ હું માનું છું, કારણકે 'પ્રકાશ' માં શાસ્ત્રાર્થ અધ્યાયાર્થ પાદાર્થ અધિકરણાર્થ સૂત્રાર્થ અને અક્ષરાર્થ એની તો નિપુણતાથી સંગતિપૂર્વક દર્શાવ્યા છે કે બ્રહ્મસૂત્ર ઉપરના ગ્રંથોમાં 'પ્રકાશ' સદૈવ અદ્વિતીય જ રહેશે. આપણા સંપ્રદાયમાં શ્રીનૃસિંહની, શ્રીવામનની અને શ્રીરામચંદ્રજીની એમ ત્રણ જયન્તી સ્વીકારાય છે. શ્રીકૃષ્ણ તો સાક્ષાદ્ અવતારી હોવાથી તેમનો પ્રાદુર્ભાવોત્સવ મનાય છે અને તે જ પ્રકારે શ્રીમદાચાર્યચરણનો પણ પ્રાદુર્ભાવમહોત્સવ સ્વીકારાય છે. અંગી શ્રીમહાપ્રભુજીમાં અંગભૂત તેમના શુદ્ધ વંશમાત્રનો સમાવેશ થઈ જવાથી ભિન્નભિન્ન જયન્તીનો અવકાશ જ પુષ્ટિમાર્ગમાં નથી, તથાપિ આવતે વર્ષે આ શ્રીપુરુષોત્તમજીના ઉત્સવાર્થે આપણે મલીએ તત્પ્રાક્ શ્રીપુરુષોત્તમજીના આ ઉત્તમોત્તમ 'પ્રકાશ' ગ્રંથમાંથી એક પણ પાદનું ભાષાંતર કોઈ ધનિક ગોસ્વામી વા વૈષ્ણવ કરાવીને 'ભાષ્યપ્રકાશ'નું અધ્યયન આપણને સુગમ કરી આપે એવી આશા હું અત્ર સવિનય દર્શાવું તો તે અસ્થાને નહિ ગણાય આ યુગ અધ્યયનાધ્યાપનનો છે. ભાડુતી શાસ્ત્રીઓ ઉપર વિશ્વાસ રાખીને બેસી રહેવાનો હવે સમય રહ્યો નથી.

### શ્રીમદ્‌ભાગવત અને શ્રીપુરુષોત્તમજી.

વેદ ગીતા અને સૂત્ર ઉપર શ્રીપુરુષોત્તમજીના સાહિત્યવિષયક કાંઇ જ્ઞાન આપ સર્વને પ્રાપ્ત થયું, હવે ચતુર્થ પ્રસ્થાન શ્રીમદ્ભાગવત ઉપર શ્રીપુરુષોત્તમજીએ જે સાહિત્ય રચ્યું છે તે વિષે હું કાંઇક કહું છું. બીજા વૈદાન્તિકો શ્રીમદ્ભાગવતને ચતુર્થપ્રસ્થાનત્વે સ્વીકારતા નથી, તેથી 'શ્રીમદ્ભાગવત-વિષયકશંકાનિરાસવાદ'નામનો ગ્રંથ લખીને શ્રીમદ્ભાગવતની ચતુર્થ પ્રસ્થાનત્વે યોગ્યતા શ્રીપુરુષોત્તમ-

૧ एतादृशो ग्रन्थः पण्डितैरदृष्टचरः। ઉપોદ્ઘાત, પત્ર ૪૫.

જીએ સાધી છે. શ્રીમદ્‌ભાગવતના સપ્ત અર્થમાંથી ચતુષ્ટયી શ્રીમહાપ્રભુજીના 'તત્ત્વદીપનિબંધ'માં, અને શિષ્ટ અર્થત્રયી શ્રીમદ્‌ભાગવતોપરિ તેમના 'શ્રીસુબોધિની'નામના ભાષ્યમાં નિરૂપી છે. 'તત્ત્વદીપનિબંધ'ના 'પ્રકાશ' ઉપર શ્રીપુરુષોત્તમજીએ 'આવરણભંગ' નામની ટીકા પંચમ સ્કંધપર્યંત કરીને 'પ્રકાશ'ના અભાવમાં ષષ્ઠ સ્કંધથી સમાપ્તિપર્યંત શ્રીમદાચાર્યજીના 'ભાગવતાર્થનિબંધ' ઉપર 'યોજના' નામની ટીકા શ્રીપુરુષોત્તમજીએ કરીને નિબંધનું વાચન સરલ કરી આપ્યું છે. શ્રીસુબોધિનીજીના પ્રથમ દ્વિતીય તૃતીય દશમ અને એકાદશના ચાર અધ્યાય ઉપર પણ શ્રીપુરુષોત્તમજીના 'પ્રકાશ' વિના મૂલ ગ્રંથનું યથાર્થ જ્ઞાન અશક્યપ્રાય છે. શ્રીમદ્‌ભાગવત ઉપરનું શ્રીમદાચાર્યનું ભાષ્ય યદ્યપિ 'શ્રીસુબોધિની' કહેવાય છે, તથાપિ તેનો આશય અતીવ ગંભીર હોવાથી તે 'પ્રકાશ'ના અભાવમાં તો વસ્તુતઃ દુર્બોધિની જ રહે છે. આ પ્રકારે વેદ ગીતા સૂત્ર અને ભાગવતપર્યંતના ચારે પ્રસ્થાન ઉપર શ્રીપુરુષોત્તમજીનો પરિશ્રમ આપણા ઉપકારને અર્થે જે થયો છે તેનું સાફલ્ય તો ત્યારે જ કે જ્યારે આપણે તેનો આસ્વાદ લઈએ અને અન્ય સર્વને પણ લેવરાવીએ. હું આપને અત્ર સ્મરણ કરાવું કે આપણો સંપ્રદાય ભોગનો સર્વથા નથી તો તે ક્ષન્તવ્ય લેખશો.

## સ્વતન્ત્ર પ્રકરણગ્રંથો અને શ્રીપુરુષોત્તમજી.

સ્વતંત્ર પ્રકરણ ગ્રંથો ઉપર પણ શ્રીપુરુષોત્તમજીનું સાહિત્ય ન્યૂન નથી. તેમની ષોડશ ગ્રંથ ઉપરની વિવૃતિઓ ભાઇ તેલીવાલાએ પ્રસિદ્ધ કરી છે. એવી વિવૃતિ વિના **नमामि यमुना-महम्**નું પણ અર્થજ્ઞાન અશક્યપ્રાય છે. આ સર્વ ગ્રંથોની શૈલી પ્રમાણમાર્ગીય હોવાથી અન્ય સાંપ્રદાયિકોને પણ આપણા સિદ્ધાંતનું જ્ઞાન શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોથી જેવું સરલ થઈ જાય છે તેવું અન્ય કોઇની પણ ટીકાથી થઈ શકતું નથી એમ કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી. આપણા શ્રીપુષ્ટિસંપ્રદાયમાં જેમ સેવ્યસ્વરૂપ યુગલ છે, જેમ કોઇક કૉલેજોમાં પ્રિન્સિપલ Joint હોય છે, તેમ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં ભાષ્યકારનું પણ યુગલ છે, ભાષ્યકાર joint છે, અર્થાત્ 'અણુભાષ્ય'ના શિષ્ટ ૧॥ અધ્યાયનું ભાષ્ય શ્રીમદાચાર્યના દ્વિતીય કુમાર શ્રીવિઠ્ઠલેશ્વરચરણે કર્યું છે, તેથી સંપ્રદાયમાં શ્રીવિઠ્ઠલેશ્વરચરણ પણ **ભાષ્યકારત્વે** 'આચાર્ય' લેખાય છે, આથી શ્રીપુરુષોત્તમજીએ શ્રીવિઠ્ઠલેશ્વરચરણના 'વિદ્વન્મંડન' 'ભક્તિહંસ' ઇત્યાદિ ગ્રંથોપરિ 'સુવર્ણસૂત્ર' અને તીર્થ ' તેમ જ ' વિવેક ' ઇત્યાદિ ટીકાગ્રંથો રચ્યા છે. 'ભક્તિહંસ' ઉપર શ્રીરઘુનાથજીની 'ભક્તિતરંગિણી' વિવૃતિ ઉપર જેમ શ્રીપુરુષોત્તમજીએ 'તીર્થ' અને 'વિવેક' એમ ટીકાદ્વયી રચી તેમ જ શ્રીગુંસાઇજીના 'વલ્લભાષ્ટક' ની શ્રીગોકુલનાથજીની ' વિવૃતિ ' ઉપર પણ ટીકા રચીને શ્રીગુંસાઇજીના સપ્ત બાલકો પ્રતિ પણ નિજ આદર દર્શાવીને જગદ્‌ને દર્શાવી આપ્યું છે કે શ્રીવિઠ્ઠલેશ્વરના પુત્રો પણ સુયોગ્ય જ હતા.

## સ્વતંત્ર વાદગ્રંથો.

અત્રપર્યંત મેં શ્રીપુરુષોત્તમજીના ટીકાગ્રંથો વિષે કહ્યું. હવે શ્રીપુરુષોત્તમજીના સ્વતંત્ર ગ્રંથો વિષે બે અક્ષર કહું છું. **अंशो नानाव्यपदेशात्** સૂત્રમાં જીવને બ્રહ્મનો અંશ કથ્યો અને ભાષ્યમાં તેમ જ પ્રકાશમાં જીવનું અંશત્વ સ્ફુટ કર્યું તથાપિ વક્તવ્યવિશેષ હોવાથી પ્રકરણત્વે શ્રીપુરુષોત્તમજીએ વાદગ્રન્થ કરીને સંપ્રદાયના સિદ્ધાંતના કઠિન ભાગનું સ્પષ્ટીકરણ વાદિપ્રતિવાદિન્યાયે કરી આપ્યું છે. આવા વાદગ્રંથમાંથી માત્ર કેટલાકનું જ મુદ્રણ 'વાદાવલિ'માં તો થયલું છે. 'બ્રહ્મસ્ત' 'પંડિતકરભિન્દિપાલ' ઇત્યાદિ વાદગ્રંથો પ્રસિદ્ધ થવાના છે. આ કોટિના ગ્રન્થોમાં ઉત્તમોત્તમ ગ્રન્થ 'પ્રસ્થાનરત્નાકર' છે. 'સર્વદર્શનસંગ્રહ'માં પ્રત્યેક દર્શનનો પૃથક્‌ત્વે સાર આપવામાં આવ્યો છે, જ્યારે 'પ્રસ્થાનરત્નાકર'માં પ્રમાણ પ્રમેય સાધન અને ફલ એમ ચતુર્ધા વિષયભેદે વસ્તુવિચાર થયલો છે. અનંત-

કૃષ્ણપંડિત આ વાદગ્રન્થ વાંચે અને એ ગ્રન્થના જેવો બીજો એક પણ ગ્રન્થ કોઇ પણ સંપ્રદાયના સાહિત્યમાં છે એમ જો સિદ્ધ કરી આપે તો તેનું અરુત્ર અને મારી સ્મશ્રુ, આ કહેવાનો આશય એટલોજ છે કે આવા સુનિપુણ ગ્રન્થો આપણા સંપ્રદાયમાં વિદ્યમાન છે તથાપિ અધ્યયનાધ્યાપન બહુ શિથિલ થઇ જવાથી તેનો ઉચિત લાભ કોઇ લેતું નથી. લીલાવદ્ જેમ જ્ઞાન પણ દશપ્રકારક છે એવું અન્ય ક્યા સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે? માત્ર 'પ્રસ્થાનરત્નકાર'ને જ સંપ્રદાયનો પ્રતિનિધિગ્રંથ માનીને કેવલ તેનું જ પરિશીલન કરવામાં આવે તો બહુ જ સ્વલ્પ સમયમાં સર્વ આસ્તિકનાસ્તિક દર્શનનું સલક્ષણપ્રમાણક જ્ઞાન સિદ્ધ થઇ શકે તેમ છે, તેથી જેમને 'અણુભાષ્યપ્રકાશ' વિચારવાનો અવકાશ ન હોય તેમણે પણ આ 'પ્રસ્થાનરત્નાકર' ગ્રન્થ વાચવાજેટલો તો અવકાશ પ્રાપ્ત કરવો ઉચિત જ છે, કારણ કે સાંપ્રદાયિક ગ્રન્થોમાં પ્રથમ સ્થાન 'પ્રકાશ'ને અને દ્વિતીય જ સ્થાન આ 'પ્રસ્થાનરત્નાકર'ને છે. 'પ્રકાશ'નું મૂલ્ય પઞ્ચવિંશતિ મુદ્રિકા છે, જ્યારે 'પ્રસ્થાનરત્નાકર'નું મૂલ્ય માત્ર અર્ધમુદ્રિકા છે. આથી સાધારણસ્થિતિનો પણ જીજ્ઞાસુ આ ગ્રન્થ પ્રાપ્ત કરીને ધારે તો તે ઉત્તમ ગ્રંથસ્થ વિજ્ઞાનનો લાભ પ્રાપ્ત કરી શકે તેમ છે. અત્રપર્યંત શ્રીપુરુષોત્તમજીના ટીકાગ્રન્થ અને સ્વતંત્રગ્રન્થનું દિગ્દર્શન કરાવ્યું, અને પ્રમાણગ્રંથની સંખ્યા અને વ્યાપકતા પ્રદર્શિત કરી. હવે શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થમાં વૈદુષ્યનો જે સમુત્કર્ષ પ્રતીત થાય છે તેનું કાંઇક નિરૂપણ કરું છું કે જેથી શ્રીપુરુષોત્તમજીનું વૈદુષ્ય-વિદ્વત્તા-અદ્વિતીયછે એમ આપ સર્વનો નિશ્ચય થાય.

## મતદર્શનોની તુલનાત્મક સમીક્ષા.

### પ્રમાણવિચાર.

પ્રમાણપ્રમેયસાધન અને ફલથી ગ્રન્થકારનું વૈદુષ્ય-વિદ્વત્તા-નિર્ણીત થઇ શકે છે. ચાર્વાક કેવલ પ્રત્યક્ષને જ પ્રમાણ માનેછે, અને તેનું પ્રમેય પ્રત્યક્ષગમ્ય જ હોવાથી, યદ્યપિ ચાર્વાક બૃહસ્પતિનો અવતાર ગણાય છે તથાપિ, આપણા અંતઃકરણમાં તેના સિદ્ધાન્ત વિષે આદર થઇ શકતો નથી. ચાર્વાકનો કોઇ પણ મૂલ ગ્રન્થ યદ્યપિ અદ્યાપિ ઉપલબ્ધ થયો નથી, તથાપિ 'સર્વદર્શનસંગ્રહાદિ' માં તે મતનો ઉપન્યાસ સંતોષકારક હોવાથી ચાર્વાક મત વિષે આપણને પર્યાપ્ત જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ પ્રત્યક્ષપ્રમાણની ગતિ ક્યાંપર્યંત હોઇ શકે? ચાર્વાકને આથી પૃથ્વ્યાદિ મહાભૂતપર્યંતના જ્ઞાનમાં જ સંતોષ માની લેવો પડયો. બૌદ્ધે પ્રત્યક્ષપ્રમાણમા અનુમાનપ્રમાણની પૂર્તિ કરી અને પ્રમેય પણ બુદ્ધિપર્યંત સ્વીકાર્યું, તથાપિ પરમાત્મપર્યંત ગતિ કરવાને તે દર્શનમાં કાંઇ પણ સામગ્રી નથી. સાંખ્યદર્શનમાં યદ્યપિ તૃતીય શબ્દપ્રમાણ સ્વીકારાયું, તથાપિ તે શબ્દપ્રમાણનું સ્થાન પ્રત્યક્ષની અને અનુમાનની નીચે હોવાથી **श्रुतेस्तु शब्दमूलत्वात्** ઇત્યાદિ બ્રહ્મસૂત્ર વાચવાથી આપણને જે આનંદ પ્રાપ્ત થાય છે તે સાંખ્યદર્શનમાં થઇ શકતો નથી, તેનું પ્રમેય પણ પ્રકૃતિપુરુષપર્યંત જ હોવાથી સાક્ષાદ્બ્રહ્મપર્યંત તે દર્શન પણ ગમન કરી શકતું નથી. પ્રત્યક્ષથી અને અનુમાનથી શબ્દપ્રમાણ શ્રેષ્ઠ છે એટલું જ નહિ પરંતુ પ્રત્યક્ષ અને અનુમાન પણ નિગમને અનુકૂલ હોય તો જ પ્રત્યક્ષાદિનો પ્રમાણત્વે અંગીકાર શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદગ્રંથોમાં છે, અને તેથી **'वेदो नारायणः साक्षात्' 'वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'सर्वे वेदा यत्पदमामनन्ति'** ઇત્યાદિનું અવલંબન શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં અક્ષરશઃ થાય છે. પ્રત્યક્ષાદિના પ્રામાણ્યને અર્થે અંતઃકરણ શુદ્ધસત્ત્વસ્વરૂપ વસુદેવાત્મક થઇ જવું જોઇએ. બુદ્ધિતત્ત્વ શુદ્ધ ન હોય તત્રપર્યન્ત પ્રમાણમાં અપ્રમાણની અને અપ્રમાણમાં પ્રમાણની ભ્રાંતિ પણ સંભવે છે. સાક્ષાદ્ બૃહસ્પતિ સાક્ષાદ્ બુદ્ધાવતાર સાક્ષાદ્ ઋષભાવતાર અને સાક્ષાત્ કપિલાવતાર પણ જો વેદથી વિરુદ્ધ અનુમાન પણ આગ્રહ કરે તો તે મતનો અંગીકાર આર્યાવર્તમાં થઇ શકતો નથી. આ દૃષ્ટિબિંદુથી

જોતાં આર્યાવર્તત્વનું લક્ષણ નિગમાનુસારિત્વ છે. 'પ્રસ્થાનરત્નાકર' ગ્રંથના આરંભના ૫૦ પત્રપર્યન્ત પ્રમાણની જે પરીક્ષા શ્રીપુરુષોત્તમજીએ કરી છે તેનું અવગાહન કરવાથી પ્રમાણતઃ શ્રીપુરુષોત્તમજીનું આસ્તિક વૈદુષ્ય-વિદ્વત્તા-અદ્વિતીય છે એમ નિશ્ચિત થઈ જાય છે.

## પ્રમેયવિચાર.

હવે પ્રમેય પ્રતિ દૃષ્ટિ કરીએ, ઇતર દર્શનનું પ્રમેય મહાભૂત, દેહ ઇંદ્રિય પ્રાણ મન અહંકાર બુદ્ધિ ચિત્ત પ્રકૃતિ અથવા પુરુષ પર્યંત હોય છે, ત્યારે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું પ્રમેય એક જ અદ્વિતીય બ્રહ્મ છે. આથી **ऋणं कृत्वा घृतं पिबेत्, सर्वं शून्यम्, सर्वं दुःखम्, सर्वं तुच्छम्, सर्वं क्षणिकम्** ઇત્યાદિ પ્રમેયથી અતીવ વિલક્ષણ, પ્રકૃતિથી અને પુરુષથી પણ અતીવ વિચક્ષણ, **यदक्षरं वेदविदो वदन्ति** ઇત્યાદિમિક્ષક અક્ષરબ્રહ્મ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું પ્રમેય છે, અને આ બ્રહ્મ પણ અવિદ્યા માયા અદષ્ટ ઇત્યાદિથી અત્યંત વિનિર્મુક્ત છે. વેદપ્રતિપાદ્ય અક્ષરથી પણ અતીત પરબ્રહ્મની પણ પ્રાપ્તિનો પ્રકાર **ब्रह्मविदाप्नोति परम्** શ્રુત્યુક્ત દિશાએ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદે આદર્યો છે, તેથી વસ્તુતઃ આ બ્રહ્મવાદનું પ્રમેય કેવલ આનન્દાત્મક આનંદમય શુદ્ધ બ્રહ્મ છે.

## સાધનવિચાર.

સાધનની દૃષ્ટિએ કેટલાંક દર્શન 'ઋણપૂર્વક ઘૃતપાન'નો ઉપદેશ કરે છે, કેટલાંક શારીર તપનો ઉપદેશ કરે છે, કેટલાંક અગ્નિહોત્રાદિનો ઉપદેશ કરે છે, કેટલાંક વિવેકાદિનો ઉપદેશ કરે છે, કેટલાંક યમ-નિયમાદિનો ઉપદેશ કરે છે, ત્યારે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ નિષ્કામ કર્મ અખંડ શુદ્ધ અદ્વૈતજ્ઞાન, ઉપાસના, સાધનભક્તિ અને ફલભક્તિ એમ ક્રમ દર્શાવે છે, તેથી સાધનદૃષ્ટિએ પણ સકામથી ભિન્ન નિષ્કામ કર્મપૂર્વક તામસાદિ સગુણ જ્ઞાનથી ભિન્ન ગુણાતીત માહાત્મ્યજ્ઞાન અંગત્વે આ સિદ્ધાન્તમાં સ્વીકારવામાં આવે છે. માહાત્મ્યજ્ઞાન પણ પૂર્વાંગત્વે જ સ્વીકારવામાં આવે છે. માહાત્મ્યજ્ઞાન પણ પૂર્વાંગમાત્ર છે, અન્યથા ભણ્યો પણ ગણ્યો નહિ તેવું થાય, તેથી માહાત્મ્યજ્ઞાનમાત્રથી પણ સંતોષ નહિ માની લેતાં સુદૃઢ સર્વતોધિક સ્નેહ પ્રભુમાં ધારણ કરવાનો ઉપદેશ બ્રહ્મવાદ કરે છે, અર્થાત્ સાધનકક્ષાથી પણ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં પ્રભુગામી સ્નેહનો ઉપદેશ હોવાથી આ દર્શન સર્વથી શ્રેષ્ઠ છે.

## ફલવિચાર.

ફલવિચારથી જોતાં પણ જ્યારે અન્ય દાર્શનિકો સ્વર્ગાદિ લોકમાં ગમન સ્વીકારે છે, અથવા દુઃખની અત્યંત નિવૃત્તિમાત્ર ફલત્વે સ્વીકારે છે, ત્યારે તેમ ન સ્વીકારતાં શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં કેવલ જ્ઞાનીનું બ્રહ્મમાં સાયુજ્ય સ્વીકાર્યું છે, જ્ઞાનિભક્તની તો અક્ષરાતીત પરતઃપર સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ '**ऋचो अक्षरे परमे व्योमन्**' ઇત્યાદિ શ્રુત્યુક્ત માર્ગે સ્વીકારાઈ છે, અને કેવલ અનન્ય ભક્તનો તો સદાસર્વદા શ્રીકૃષ્ણમાં ગોપીવદ્ વિહાર સ્વીકારાયો છે. જે દર્શનમાં વેદ જ મુખ્ય અને કેવલ પ્રમાણ છે, જે દર્શનમાં અક્ષરબ્રહ્મથી પણ અતીત પરબ્રહ્મ પ્રમેય છે, જે દર્શનમાં જ્ઞાનોત્તર ભગવદ્દર્શનૈકપ્રાપ્ય શુદ્ધ સ્નેહ સાધન છે, અને જે દર્શનમાં યથાક્રમ અક્ષરબ્રહ્મ વા પરબ્રહ્મ ફલ છે તે દર્શનની ઉત્તમતા અને તે ઉત્તમ દર્શનના ઉપપાદક શ્રીપુરુષોત્તમજીની અદ્વિતીય વિદ્વત્તા આપ સર્વેને પ્રત્યક્ષ પ્રતીત થઈ શકે તેમ છે, તથાપિ કેટલાંક લક્ષણ નિરૂપીને હું મારા ભાષણનો ઉપસંહાર કરીશ.

## બુદ્ધિની તીવ્ર વિશાલતા અને હૃદયની ગહનતા.

શ્રીપુરુષોત્તમજીની દૃષ્ટિ સંકુચિત નથી પરંતુ વિશાલ છે. કોઈક દર્શનમાં બુદ્ધિની વિશાલતા હોય છે તથાપિ હૃદયની ગહનતા હોતી નથી, પરન્તુ શ્રીપુરુષોત્તમજીના જ્ઞાનભક્તિગ્રંથોમાં બુદ્ધિની તીવ્રતા અને વિશાલતા અને હૃદયની ગહનતા અક્ષરે અક્ષરે પ્રતીત થાય છે. જે શ્રીપુરુષોત્તમજીએ સાંગોપાંગ વેદોપવેદ પ્રામાણ્યત્વે સ્વીકાર્યો, તે શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થનું

એક પત્રમાત્ર વાચવાથી અસંખ્ય શ્રુતિનો ઉપન્યાસ દૃષ્ટિગોચર થાય છે, અર્થાત્ શ્રીપુરુષોત્તમજી શ્રુતિસંપન્ન હતા એટલું જ નહિ પરંતુ મન્વાદિસ્મૃતિ પણ શ્રુતિને જ અનુકૂલ હોવાથી શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થોમાં વેદાનુકૂલ મન્વાદિ સ્મૃતિનો પણ ઉપન્યાસ વારંવાર દૃષ્ટિગોચર થયા કરે છે. શ્રીપુરુષોત્તમજીનું સ્મૃતિમાં વદુષ્ય—વિદ્વતા—કેવલ 'દ્રવ્યશુદ્ધિ' ગ્રંથના વાચનથી કલી શકાય એમ છે, તેમાં આધુનિક લાદીપર લાગતી ચીની પ્રભૃતિનો પણ વિચાર પ્રમાણપૂર્વક કરવામાં આવ્યો છે ! આ પ્રસ્તાવમાં શ્રીપુરુષોત્તમજી કેટલાક ગ્રન્થોનાં નામ આપે છે, જે ગ્રંથોનાં દર્શન મને પણ અદ્યાવધિ થયાં નથી. આપણે ત્યાં શ્રીમદ્ભાગવતનો સ્વીકાર ચતુર્થપ્રસ્થાનત્વે થયલો હોવાથી શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોમાં વેદના ઉપબૃંહણ ઇતિહાસપુરાણનાં ઉપપુરાણનાં અને તંત્રોનાં પણ પ્રમાણનો ઉપન્યાસ એટલો જ દૃષ્ટિગોચર થાય છે. આપણા સંપ્રદાયમાં જે સેવાપ્રકાર પ્રચલિત છે તે શ્રુતિમૂલક અને તંત્રમૂલક પણ હોવાથી શ્રીપુરુષોત્તમજી સાત્વતતંત્રમાં અસંત નિષ્ણાત હતા, અર્થાત્ શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોમાં શ્રુતિના, સ્મૃતિના ઇતિહાસપુરાણોપપુરાણના અને નારદપંચરાત્રાદિ તંત્રના પણ ઉપન્યાસ વારંવાર દૃષ્ટિપથ થાય છે. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો સમુત્કર્ષ શાસ્ત્રદૃષ્ટિએ સિદ્ધ કરવાને પ્રવૃત્ત થયલા ઉપપાદક શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થોમાં આસ્તિક નાસ્તિક ઉભયે દર્શનનો યથાર્થ ઉપન્યાસ હોય એમાં આશ્ચર્ય જ નથી. યદ્યપિ શ્રીપુરુષોત્તમજીના સમસ્ત ગ્રન્થો અદ્યાપિ ઉપલબ્ધ થયા નથી, તથાપિ આખ્યાયિકાથી તેમના ગ્રન્થોનું પૂર નવલક્ષશ્લોકજેટલું જણાય છે. આ શ્રીગોસ્વામી પુરુષોત્તમજી ઉષઃકાલમાં સ્નાનાદિક કરીને મંગલાથી રાજભોગપર્યંતની સેવા પહોંચીને સુરતથી અતિસમીપ દુર્વાસક્ષેત્રમાં(ડુમસમાં)બિરાજીને ગ્રન્થનિરીક્ષણ કરતા, અને સાંજે સન્ધ્યારાતિકાસમયે પુનઃ પ્રભુસમીપ ઉપસ્થિત થઈ જતા શ્રીપુરુષોત્તમજીએ નામસેવાને અર્થે દુર્વાસક્ષેત્રનું વરણ કર્યું, તેમાં પણ મને તો એવો આશય જણાય છે કે સત્યનો શોધ **દુર્વાસાના જેટલા સદાગ્રહે** કરીને અસત્યનો અત્યંત નિગ્રહ કરવો. સુરતથી ડુમસ પધારતાં વાહનમાં પણ વાચી શકાય એવાં પુસ્તકો શ્રીપુરુષોત્તમજી બહુ જ પરિશ્રમપૂર્વક સિદ્ધ કરાવતા, અને અદ્યાવધિ સુરતના પુસ્તકાલયમાં તેવાં પુસ્તકોનાં દર્શન થાય છે.

## દાર્શનિકત્વે ખ્યાતિ.

પરંતુ શ્રીપુરુષોત્તમજીની વાસ્તવિક ખ્યાતિ ઉત્તમોત્તમ દાર્શનિકત્વે છે. આથી શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોમાં પાણિન્યાદિના દર્શનનો ઉપન્યાસ હોય છે એટલું જ નહિ પરંતુ ચાર્વાકાદિદાર્શનિકોનો પણ ઉપન્યાસ દૃષ્ટિગોચર થાય છે, જેમ અન્ય દર્શનોમાં 'પ્રાંચઃ' અને 'નવ્યાઃ'—'પ્રાચીન અને અર્વાચીન' પદ્ધતિએ વિચાર કરનારા—એમ ભેદ દૃષ્ટિપથ થાય છે, તેવો જ ભેદ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં પણ સિદ્ધ કરીને ઉત્પાદક શ્રીમહાપ્રભુજીથી આરંભીને નિજપિતૃપર્યંતના ગોસ્વામી બાલકો સાંપ્રદાયિક વિદ્વાન્ હતા એમ તેમણે સિદ્ધ કરી આપ્યું છે. શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં ફલોન્મુખ વા ફલરૂપ સંન્યાસનું ગ્રહણ કેવલ શ્રીવલ્લભાચાર્યજીએ જ કર્યું, તદનન્તર અદ્યાવધિના ગોસ્વામિબાલકોએ ગૃહસ્થાશ્રમ જ સ્વીકાર્યો છે, આદર્શ ગૃહસ્થાશ્રમ વિના આ કાલમાં ભક્તિમાર્ગીય મુખ્ય સંન્યાસ સંભવતો નથી એમ શ્રીવલ્લભાચાર્યજીએ જ 'સન્યાસનિર્ણય' માં '**सन्यासवरणं भक्तावन्यथा पतितो भवेत्**' ઇત્યાદિએ નિરૂપણ કર્યું છે, તેથી ગૃહસ્થાશ્રમમાં ભક્તિમાર્ગીય સ્થિતિ સિદ્ધ કરીને વ્યસનપર્યંતનાં સાધન પરિપક્વ કરીને સ્વયં પરિપક્વ થયલા ભક્તને અર્થે પુષ્ટિમાર્ગમાં પણ સન્યાસની આજ્ઞા છે જ, અર્થાત્ પુષ્ટિમાર્ગમાં સન્યાસનો વિરોધ છે એમ માન્યતા અર્ધદગ્ધ ભ્રાન્તોની જ છે.

## શ્રીમહાપ્રભુજીની વિરક્તતા.

શ્રીવલ્લભાચાર્યજીનું જીવન વિરક્ત અને કેવલ નિઃસ્વાર્થ હતું. આપના સમક્ષ શ્રીમહાપ્રભુજીનું ચિત્ર બિરાજે છે તેનાં દર્શન કરવાથી આપ જોઈ શકશો કે શ્રીમદાચાર્યચરણ કેવલ શ્વેત

ધોતીઉપરણા ધર્યા છે, તેમના શ્રીકંઠમાં હીરામોતીની માલાઓ નથી, પરંતુ કેવલ તુલસીની માલા છે, તેઓશ્રીએ અડેલાદિ નિજ સ્થલમાં 'આ ગૃહ ખમ્ભંપટ્ટીવારુ દીક્ષિત વલ્લભભટ્ટ લક્ષ્મણભટ્ટનું છે' એમ ફલક કદાપિ માર્યું હતું નહિ,પરન્તુ પુષ્ટિમાર્ગીય સન્યાસનું સ્વરૂપ પ્રકટ કરવાની તીવ્ર વૃત્તિથી નિજ પર્ણકુટીને પણ અગ્નિસાત્ કરી દીધી હતી. **વસુધૈવ કુટુંબકમ્**'માં જે વિશાલતાનું ભાન થાય છે તે વિશાલતા આદરીને તેઓશ્રીએ ભક્તિમાર્ગીય પૂર્ણ ત્યાગનો અંગીકાર કર્યો હતો. શ્રીમહાપ્રભુજી પછી શ્રીગુસાંઈજીનો જે ગૃહસ્થાશ્રમ હતો તે આદર્શ ગૃહસ્થાશ્રમ હતો, એટલે કે તે ગૃહસ્થાશ્રમ પણ સર્વથા ભોગપ્રધાન ન જ હતો, પરંતુ કેવલ ભગવત્સેવાસાધક હતો. 'ભગવત્સેવા નહિ કરો અને બહિર્મુખ થશો તો સર્વથા કાલ તમારું પણ ભક્ષણ કરશે' આ શિક્ષાશ્લોકનું મર્મ શ્રીગુસાંઈજીના હૃદયમાંથી કદાપિ દૂર ગયલું જણાતું નથી. સમગ્ર રજપુતસ્થાન–અરે અકબર બાદશાહ પણ–શ્રીગુસાંઈજીની આજ્ઞાનું ધારણ શિરસા કરતું, તેથી જો કે શ્રીગુસાંઈજીની ધનસંપત્તિ પરિપૂર્ણ હતી તથાપિ તે સંપત્તિનો પણ વિનિયોગ શ્રીગુસાંઈજી ભગવત્સેવામાં જ કરતા, તેઓશ્રી સ્વપુત્રાર્થે પણ ધનસંચય કરતા નહિ, પરંતુ કેવલ પ્રભુસેવાને જ અર્થે તેમ કરતા.

## શ્રીપુરુષોત્તમજીનો વિદ્યાવ્યાસંગ.

શ્રીગુસાંઈજીની આ શૈલીનો પરિપૂર્ણ લાભ શ્રીપુરુષોત્તમજીએ પ્રાપ્ત કર્યો, ગમે તે સંપ્રદાયનો ઉત્તમ પંડિત પ્રાપ્ત થતાં તેને શુદ્ધ સરલ અંતઃકરણથી શ્રીપુરુષોત્તમજી આશ્રય આપતા, એટલું જ નહિ પરંતુ દિવસના અમુક વિભાગમાં તે તે પંડિતો સાથે શાસ્ત્રીય ચર્ચા કરીને એવા તો વશ કરી લીધા હતા કે તે તે સંપ્રદાયના અપ્રાપ્ય પણ ગ્રન્થોની ઉપયોગાર્હ ઉત્તમોત્તમ શુદ્ધ **પ્રતિઓ શ્રીપુરુષોત્તમજીને** અનાયાસે પ્રાપ્ત થઈ જતી. આથી શાંકરવેદાન્તગ્રંથોમાં જે પાઠ હોય છે. તેનાથી પણ સમુચિતતર પાઠ ક્વચિત્ શ્રીપુરુષોત્તમજી દર્શાવે છે. સાંખ્યાદિ પંડિતો પણ સમન્વયાદિ હેતુએ પ્રકૃતિકારણવાદ સિદ્ધ કરવાને તત્પર થાય છે, તત્ર પણ '**સમન્વયાત્**'નો જે અર્થ શ્રીપુરુષોત્તમજી આપે છે તે જ અર્થનું ગ્રહણ કરાય ત્યારે જ સમન્વયહેતુથી સાંખ્યપ્રકૃતિવાદ પણ સાધી શકાય. શ્રીપુરુષોત્તમજીએ પોતાની એક પાઇનો પણ કુમાર્ગે વ્યય કર્યો નથી. વિદ્વાનોને આશ્રય આપતાં શ્રીપુરુષોત્તમજી કદાપિ એવો સંકુચિત વિચાર લાવતા નહિ કે આ તો શાંકર હોવાથી આપણો પ્રતિસ્પર્ધી છે. તેઓશ્રીના આશ્રયનું પાત્ર ઉત્તમોત્તમ જ પંડિત થઈ શકે એ તો સ્વાભાવિક જ હતું, અને તેથી ગમે તેવા પોતાને પંડિત માની બેસતા પંડિતમ્મન્યોથી તો તેઓ સદૈવ સુદૂર જ રહેતા.

## તીવ્ર બુદ્ધિમત્તા.

અત્રપર્યન્ત શ્રીપુરુષોત્તમજીની વિદ્વત્તા નિરૂપી. ગ્રંથમાંથી અનેકાનેક પ્રમાણોનો સંચય કરીને તેમનો યથાસમય ઉપયોગ કરવાને તે સર્વ પ્રમાણોનો સારી રીતિએ પરિપાક કરીને અવધારણ કરવું પડે છે, અર્થાત પ્રમાણસંચય કર્યા પછી પણ સ્મૃત્યર્થ સમુચિત અવધારણની અપેક્ષા રહે છે. શ્રીપુરુષોત્તમજીના કોઇ પણ ગ્રંથનું એક પત્રમાત્ર પણ નિરીક્ષતાં આ અદ્ભુત શક્તિ તેમનામાં અત્યુત્તમ પ્રકારે હતી એમ નિશ્ચિત થઈ જાય છે. આપણને ગાથા અત્ર એમ કહે છે કે શ્રીવલ્લભાધીશ્વરદ્વારા શ્રીપુરુષોત્તમજીને એવું તો વરદાન પ્રાપ્ત થયું હતું કે કોઇ પણ ગ્રંથનો આદિ અને અંતભાગમાત્ર વિચારી લેવાથી શ્રીપુરુષોત્તમજીને તે સમગ્ર ગ્રંથનો આશય સ્ફુરી જતો. આનું પણ સ્વારસ્ય એ જ કે ઉત્તમ સંસ્કૃત ગ્રંથના આદિમાં અને અંતમાં ગ્રંથનું સમગ્ર તત્ત્વ નિપુણતાથી નિરૂપિત હોવાથી સુયુક્ત વિદ્વાન્ આદિ અને અંતમાત્રથી સમગ્ર ગ્રંથનું તાત્પર્ય અનાયાસે ગ્રહી શકે છે, એટલું જ નહિ પરંતુ યથાસમય તેનો યોગ્ય ઉપન્યાસ પણ કરી શકે છે.

## પદ્ધતિનો વિશેષ અને સુયુક્ત સંમિશ્રણ.

શ્રીમહાપ્રભુજીની શ્રીગુસાંઇજીની અને શ્રીપુરુષોત્તમજીની પદ્ધતિમાં પણ કાંઇક વિશેષ છે. શ્રીમદાચાર્યચરણ સંપૂર્ણત્વે વૈદિક દીક્ષિત અને આરૂઢમીમાંસક તેમ જ વૈયાકરણ હતા, અર્થાત્ શ્રીમહાપ્રભુજીના ગ્રંથોનું લક્ષણ વેદની તદંગની અને મીમાંસાની દૃષ્ટિએ પૂર્ણજ્ઞાનવત્તા છે. શ્રીગુસાંઇજીમાં કાવ્યપ્રકાર વિશેષ હતો. તેઓશ્રીના ગ્રંથો પ્રાયઃ કાદંબરીવત્ સમાસાત્મગૌડી શૈલીમાં લખાયલા છે. 'સ્વપ્નદર્શન,''પ્રબોધ,''શૃંગારમંડન'ઇત્યાદિ સુમધુર ગ્રંથ પણ આ પ્રકારના છે. મીમાંસાને સ્થાને શ્રીગુસાંઇજીમાં ન્યાયકૌશલ્ય હતું. શ્રીગુસાંઇજીના 'વિદ્વન્મંડન'માં 'આવિર્ભાવતિરોભાવ' વાદપ્રસંગમાં આ લક્ષણ પ્રકટ છે. 'આનંદમયાધિકરણ'માં પણ શ્રીગુસાંઇજીની શૈલી અલંકારમય અને ન્યાયગર્ભ પ્રતીત થાય છે. પિતાપુત્રના આ શૈલીભેદના વિશદ ગ્રહણથી શ્રીમહાપ્રભુજીના ગ્રન્થમા સંશ્લિષ્ટ શ્રીગુસાંઇજીની પંક્તિઓ શ્રીપુરુષોત્તમજી પૃથક્ કરી દે છે. ભાષ્યનો શિષ્ટ સાર્ધાધ્યાય શ્રીગુસાંઇજીની કૃતિ છે એમ પ્રથમતઃ દર્શાવવાનું માન પણ શ્રીપુરુષોત્તમજીને જ છે, અને તત્ર પણ મૂલ આ શૈલીભેદનો વિવેકગ્રહ છે. શ્રીપુરુષોત્તમજીમાં આ સર્વનું સુયુક્ત મિશ્રણ હતું, અને તેથી જેમ અનેક પ્રકારની કુશલતાએ એક સુનિપુણ 'બેરિસ્ટર' પોતાનો 'કેસ' ચલાવે છે તેવી રચનાથી શ્રીપુરુષોત્તમજી વાદિપ્રતિવાદિન્યાયે નિજ સિદ્ધાંતનું સમર્થન અધિકરણન્યાયે કરે છે. 'અધિકરણમાલા' જેવો ગ્રંથ વાચતાં પણ તેમની આ શૈલી અનુભવાય છે. વસ્તુતઃ 'અધિકરણ'નો અર્થ ન્યાયસભા થાય છે, અને ન્યાયસભામાં જેમ અમુક વિષયમાં સંદેહ પ્રાપ્ત થવાથી 'કેસ' થાય છે અને વાદી અને પ્રતિવાદી ઉભયે નિજ પક્ષનું સ્વદૃષ્ટિબિંદુએ સમર્થન કરે છે અને અંતે ન્યાયાધીશ ન્યાય આપે છે, તે જ પ્રકારે વાદમાં પણ વિષયવાક્યમાં સંદેહબીજ સ્પષ્ટ કરીને પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ કર્યા પછી તેની સંગતિ કરી આપવામાં આવે છે. કોઇ પણ અધિકરણ એવું નથી કે જેમાં શ્રીપુરુષોત્તમજીએ આ પ્રકારે અધિકરણના પંચ અંગ સ્પષ્ટ કર્યા ન હોય. આ જ્ઞાનામૃતનું પાન કરવાનો અધિકાર પંડિતોનો છે, તેથી હું પુનઃ આગ્રહપૂર્વક કહું છું કે પંડિતોએ તો અવશ્ય 'પ્રકાશ'નું અને તેના અભાવે તો 'પ્રસ્થાનરત્નાકર'માત્રનું પણ અવશ્ય અવગાહન કરવું.

## સત્યશોધનની જીજ્ઞાસા.

જ્યારે શ્રીપુરુષોત્તમજી વાદમાં ઉતરે ત્યારે 'બાબાવાક્યં પ્રમાણં' નહિ કરતાં શુદ્ધ નિષ્પક્ષપાતે સત્ય શોધવાને યત્ન કરતા પ્રતીત થાય છે વ્યક્તિના નામમાત્રથી તેઓશ્રી ભય પ્રાપ્ત કરતા નહિ, તેમ અન્યને કરાવતા પણ નહિ. **'विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात्'** સૂત્રનો વિચાર કરતાં 'મયટ્' પ્રત્યય વિકારનો બોધ કરે છે કે પ્રાચુર્યનો એનો નિર્ણય કરતાં શંકરાચાર્યનો અને ભામતીકાર વાચસ્પતિમિશ્રનો ઉપન્યાસ કરીને 'પાણિનિ' 'કાશિકાવૃત્તિ' 'પ્રસાદ' 'સિદ્ધાંતકૌમુદી' 'મનોરમા' અને 'શબ્દેન્દુશેખર' પર્યંતનો અભિપ્રાય લઈ ને પ્રાયઃ નિજસમયસ્થ રામકૃષ્ણભટ્ટના 'સિદ્ધાંતરત્નાકર'નો પણ અભિપ્રાય દર્શાવે છે, અને 'પાણિનિ'ના પણ અભિપ્રાયાનુસાર 'મયટ્' પ્રત્યય 'આનંદમય'માં વિકારવાચી નથી, પરંતુ પ્રાચુર્યવાચી છે, એમ નિરૂપણ કરતાં નિજ જ્ઞાનસંપત્તિ અત્યંતપ્રત્યગ્ર up-to-date છે એમ સ્પષ્ટ કરાવીને શંકરાચાર્ય અધીરત્વે કેવો અને કેટલો અન્યાય કરી રહ્યા છે એ નિશ્ચય કરવાનું કાર્ય નિજ વાચકને સ્વાધીન કરી દે છે. પુનાની હાઇસ્કૂલના એક માજી હેડમાસ્તરે'પદ્દર્શનચિંતનિકા'માં કહ્યું અને મોક્ષમુલરે અનુવાદ પણ કરી દીધો કે 'વિકારશબ્દ' સૂત્ર ઉપર શ્રીવલ્લભાચાર્યે Rape-બલાત્કાર-કર્યો છે,' આ કથનમાં અને અનુવાદમાં કેટલું સત્ય છે અથવા અસત્ય છે તે નિર્ણય કરવાનું કાર્ય 'અણુભાષ્ય'ના સુપ્રામાણિક વાચકોનું છે.

## દૃષ્ટિબિંદુભેદે સૂક્ષ્મવિચાર.

શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોનું અધ્યયન જ્યારે હું કરું છું ત્યારે મને એમ પણ અનુભવ થાય

છે કે શાંકરદર્શનનું જ્ઞાન પણ કેવલ'ભામતી'માં દર્શાવેલા પ્રકારેજ નહિ પરંતુ દક્ષિણમાં વિદ્યાનગરમાં થઈ ગયેલા વિદ્યારણ્યાદિના પણ પ્રકારે અવિદ્યાવાદાદિદષ્ટિબિન્દુએ પણ શ્રીપુરુષોત્તમજીએ પ્રાપ્ત કર્યું હતું. અન્ય સંપ્રદાયમાં માયાવાદ અવિદ્યાવાદ અવચ્છેદવાદ પ્રતિબિંબવાદ આભાસવાદ ઇત્યાદિ નિરીક્ષતા સારે તેઓશ્રીના અંતઃકરણમાં શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં પણ એવી સૂક્ષ્મતા હોવી જ જોઇએ એમ નિશ્ચય થવાથી શ્રીમહાપ્રભુજીના દૃષ્ટિબિંદુથી કંઇક ભિન્ન શ્રીગુસાંઇજીનો દૃષ્ટિબિંદુભેદ તેમ જ નિજ પિતામહ શ્રીયદુનાથજીનો, પિતા શ્રીપીતાંબરજીનો પિતૃવ્ય શ્રીવ્રજરાજનો અને મન્ત્રપદ શ્રીકૃષ્ણચંદ્રજીનો પણ દર્ષ્ટિબિંદુભેદ શ્રીપુરુષોત્તમજી વારંવાર પ્રસિદ્ધ કરતા, અને 'ભક્તિવર્ધિની'ની ટીકામાં તો શ્રીગોકુલેશથી આરંભીને પિતાપર્યંતના તમામ ટીકાકારોનો આશય દર્શાવીને'**મમ તુ એવં પ્રતિભાતિ**'-મને તો આમ લાગે છે-શબ્દથી પૂર્વસિદ્ધ પ્રાચીન મતથી પણ નિજ મતની નવ્યતાનો Originalityનો-પણ સાક્ષાત્કાર તેઓશ્રી કરાવે છે,અર્થાત**અભયં સત્ત્વસંશુદ્ધિઃ**ઇત્યાદિ ગીતાવાક્યમાં જે 'અભય'નું સ્વરૂપ દર્શાવ્યું છે તે 'અભય' શ્રીપુરુષોત્તમજીમાં પ્રત્યક્ષ અનુભવાય છે. શાસ્ત્રના અવગાહનકર્તાઓને તો વિદિત જ છે કે મૂલ ગ્રંથમાં પાઠભેદ ન કરતાં દેશકાલને લીધે તે જ મૂલ વાક્યનો નવ્ય અર્થ કરવો પ્રાપ્ત થાય છે, તેમ અત્ર પણ શ્રીગુસાંઇજીના અને શ્રીગોકુલેશના **પ્રકટ પુરુષોત્તમત્વને** લીધે સંપ્રદાયમાં સંયોગરસ અતિશય આગલ પડી ગયો, અને યદ્યાપિ શ્રીહરિરાયજીએ વિપ્રયોગરસને આગ્રહ કર્યો જ,તથાપિ તેનું પરિપોષણ પ્રમાણપદ્ધતિએ કરવાની આવશ્યકતા શ્રીપુરુષોત્તમજીના સમયમાં ઉપસ્થિત થઈ ગઈ હતી,તેથી શ્રીપુરુષોત્તમજીએ ઉપપાદ્ય પ્રમેયમાર્ગનો પણ વિચાર પ્રમાણદૃષ્ટિએ જ કરીને સંપ્રદાયનો,ઉત્કર્ષ સિદ્ધ કર્યો છે. યદ્યપિ શ્રીહરિરાયજીમાં આ પ્રકારની વિશિષ્ટ યોગ્યતા હતી જ, તથાપિ તે શ્રીમાન્ વારંવાર મૂર્છાવસ્થામાં રહેતા, તેથી પ્રમાણદૃષ્ટિએ પુષ્ટિસંપ્રદાયનું સંરક્ષણ કરવાને જ અર્થે શ્રીપુરુષોત્તમજીનું પ્રાકટ્ય તે કાલે આવશ્યક જ હતું,અને તેથી નાસ્તિક નવ્યત્વને-Independenceને -અવલંબીને નહિ પરંતુ પ્રાચીન જ પ્રમેયમાર્ગને અવલંબીને પ્રમાણદૃષ્ટિનવ્યત્વે પ્રમાણનિષ્ઠાની નવી જ પદ્ધતિએ શ્રીપુરુષોત્તમજીએ પુષ્ટિમાર્ગીય પ્રમેયમાર્ગનું સંરક્ષણ કર્યું છે. શ્રીપુરુષોત્તમજીની સહૃદય વિદ્વત્તાનો યથાર્થ અનુભવ કરવાની ઇચ્છાવાને 'વેણુગીત'માં તેઓશ્રીના પ્રકાશમાંથી રસનિષ્પત્તિપ્રકારનું અવગાહન કરવું,જેથી પ્રમાણનિષ્ઠાથી વિલક્ષણ તેઓશ્રીની પ્રમેયનિષ્ઠાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થઈ શકે.'અણુભાષ્યપ્રકાશ 'માં 'તર્કપાદ' નું અવગાહન કરવાથી શ્રીપુરુષોત્તમજીમાં સાંખ્યમતનું વૈશેષિકમતનું ચતુર્વિધબૌદ્ધમતનું અનૈકાન્તિક જૈનમતનું કાપાલિકાદિ શૈવમતનું તેમ જ પાંચરાત્રાદિભાગવતવૈષ્ણવમતનું જ્ઞાન કેટલું બધું ગહન હતું તે સહજ અહીં શકાય તેમ છે.

## શ્રીપુરુષોત્તમજીનો પ્રધાનમલ્લ.

બ્રહ્મસૂત્રકારનો પ્રધાનમલ્લ (વાદની કુસ્તીમાં મુખ્ય પ્રતિસ્પર્ધી) સાંખ્ય છે, જેમ શ્રીવલ્લભાચાર્યજીનો પ્રધાનમલ્લ શંકરાચાર્ય છે, અર્થાત્ જેમ સાંખ્યના ખંડનથી અન્યમત ઉપર વિજય સૂત્રકાર કરી શકયા, જેમ શાંકરમતના ખંડનથી શ્રીમદ્વલ્લભાચાર્યજી વાદિમાત્રનો નિગ્રહ કરી શકયા, તેમ જ શ્રીપુરુષોત્તમજીનો પ્રધાનમલ્લ 'ભામતી'કાર વાચસ્પતિમિશ્ર છે.શ્રીપુરુષોત્તમજીએ ગૌડપાદની 'કારિકા' ઉપર 'દીપિકા' પ્રકટ કરીને સિદ્ધ કરીઆપ્યું છે કે ગૌડપાદના મતથી શાંકરમત વિભિન્ન છે, એટલુંજ નહિ પરંતુ 'આનંદમયાધિકરણ'ને અંતે તો એમ પણ ઉદ્ઘોષ કર્યો કે શાંકરમત વાચસ્પતિમિશ્ર 'ભામતી'કારના પણ મતથી ભિન્ન છે.શ્રીપુરુષોત્તમજી દક્ષિણમાં પધાર્યા તે પછી જ જે વિદ્યારણ્યાદિની દિશાએ શાંકરમતનું સૂક્ષ્મ જ્ઞાન તેમણે વિચક્ષણતાથી પ્રાપ્ત કરી લીધું તે જ વિદ્યારણ્યના વિદ્યાનગરમાં એકાદ શતકાનન્તર જ શ્રીવલ્લભાચાર્યજીએ દિગ્વિજય કરીને વિદ્યારણ્યના મતનું સમુન્મૂલન કર્યું!

## ઉપસંહાર.

આ મારા કથનથી આપણા સંપ્રદાયના અદ્વિતીય વિદ્વાન્ શ્રીપુરુષોત્તમજીની વિદ્વત્તાનું અપૂર્વત્વ આપ ગ્રહી શક્યા હશો. ધીરજભાઈએ અને તેલીવાલાએ શ્રીપુરુષોત્તમજીના ટીકાઓએ સહિત અનેક મૂલ ગ્રંથ પ્રસિદ્ધ કર્યા છે, પરંતુ શ્રીપુરુષોત્તમજીના "પ્રકાશ" સાથે મૂલગ્રંથોનું અધ્યયન અધ્યાપન અતિસુગમ થાય એવી યોજનાઓ સિદ્ધ કરવાનું કાર્ય સમગ્ર સંપ્રદાયનું છે, તેથી હું પુનઃ સ્મરણ કરાવું છું કે વિશેષ નહિ તો માત્ર "અણુભાષ્ય"ના પ્રથમપાદનું પણ 'પ્રકાશ' સાથે ભાષાંતર કોઇ પણ ધનાઢ્ય ગોસ્વામી વા વૈષ્ણવ સત્વર કરાવી સંપ્રદાયનો સમુત્કર્ષ સિદ્ધ કરવા બદ્ધપરિકર થાય એવી સન્મતિ પ્રભુ તેમને આપો. પુરુષોત્તમમંડલના વર્ગનો લાભ જે બન્ધુઓ લે છે તેમને તો શ્રીપુરુષોત્તમજીના ગ્રંથોની વિશાલતાનું અને ગહનતાનું કાંઇક દર્શન થયા જ કરે છે અને તેથી તેમનો તો હવે એમ પણ નિશ્ચય થયો હોવો જોઇએ કે જેની રીતિએ શંકરાચાર્યના માયાવાદમાં વિદ્યારણ્ય અદ્વિતીય છે, અથવા જેમ જૈનમતમાં હેમચંદ્ર અદ્વિતીય છે, તેમ જ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં પણ દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજી અદ્વિતીય વિદ્વાન્ છે, અને તેથી યત્રપર્યન્ત એમના અદ્વિતીય ગ્રંથોનાં અધ્યયન અધ્યાપન આદિની પ્રવૃત્તિ આપણે કરીશું નહિ તત્રપર્યન્ત આપણા સંપ્રદાય પ્રતિના અને વિશેષ કરીને શ્રીપુરુષોત્તમજી પ્રતિના ઋણમાંથી આપણે મુક્ત થઈ શકીએ એમ મને લાગતું નથી, એટલું જ નહિ પરંતુ શ્રીપુરુષોત્તમજીના ગ્રંથના અધ્યયનાદિમાં કોઇ પણ અંશે શિથિલતા દર્શાવાશે તો તેનું દુષ્પરિણામ કદાચિત્ સમગ્ર સંપ્રદાયને સહવું પડે એમ પણ મારું તો મન્તવ્ય છે, તેથી શ્રીગોસ્વામીઓને અને વૈષ્ણવોને મારી સવિનય પ્રાર્થના છે કે સાંપ્રદાયિક અધ્યયન પ્રતિ સાગ્રહ વિમુખતા અથવા સહજ શિથિલતા દર્શાવાય છે તે તત્કાલ દૂર કરીને પ્રમાણપદ્ધતિએ પ્રમેયસંપ્રદાયના ગ્રંથોના અધ્યયનમાં આપણે સર્વેએ અત્યંત સમાદર રાખવો જોઇએ.



# ॥ सन्मानपत्रम् ॥

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

## भगवच्छास्त्रनिष्णात विद्वद्वरमग्नलालशास्त्रिणः ॥

श्रीमतां वैदुष्यं न कस्यचिदाश्रयजन्यं वा सम्बन्धजन्यं वा किन्तु श्रीमदाचार्यचरणानां निरतिशयकृपापरिपूर्णकटाक्षेण प्राप्तं वर्तते। तल्लाभो भवद्भिः साम्प्रदायिकेभ्यो गतचत्वारिंशद्वर्षान् निःशुल्कं दत्तः। श्रीमत्पुरुषोत्तममण्डलस्य प्राकट्यं श्रीमतामेव प्रयासेन जातम्। 'सम्प्रदाये निवृत्ते' साम्प्रदायिकाकरग्रन्थानामध्ययनं लुप्तप्रायं यदासीत् तस्मिन्समये व्यावहारिकान् देहानार्थिकान् प्रतिबन्धान् विहाय श्रीमदणुभाष्यादीनां श्रीमत्पुरुषोत्तमग्रन्थानां चाध्यापनमस्माकं कारितं तदर्थं वयं श्रीमतां सर्वथा ऋणिनः। सम्प्रदायरक्षार्थं श्रीमदाचार्यचरणाः श्रीमतो बहून् वर्षान् रक्षेयुरिति तान् प्रार्थयामह इति।

मोहमयी
श्रीपुरुषोत्तमप्राकट्योत्सवः
भा. शु ११ सं. १९८२.

निवेदकाः
श्रीपुरुषोत्तममण्डलाध्येतारः।

# ॥ સન્માનપત્ર ॥

॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥

॥ શ્રીગોપીજનવલ્લભાય નમઃ ॥

॥ શ્રીમદાચાર્યચરણકમલેભ્યો નમઃ ॥

## ભગવચ્છાસ્ત્રનિષ્ણાત વિદ્વદ્વર મગનલાલ શાસ્ત્રી,

આપની વિદ્વત્તા કોઇના પણ આશ્રયે વા સમ્બન્ધે જન્ય નથી, પરન્તુ શ્રીમદાચાર્યચરણની નિરતિશય કૃપાએ પરિપૂર્ણ કટાક્ષે પ્રાપ્ત છે. તેનો લાભ આપે સામ્પ્રદાયિક વૈષ્ણવોને ગત ૪૨ વર્ષપર્યન્ત નિઃશુલ્ક આપ્યા કર્યો છે. આ શ્રીપુરુષોત્તમમંડલનું પ્રાકટ્ય આપના જ પ્રયાસે થયું છે. 'સમ્પ્રદાય નિવૃત્ત થઇ ગયે સતે' સામ્પ્રદાયિક આકર ગ્રન્થોનું અધ્યયન યદા લુપ્તપ્રાય થઈ ગયું તેવે સમયે વ્યાવહારિક દૈહિક આર્થિક પ્રતિબન્ધોને વિસહીને શ્રીમદણુભાષ્યાદિનું અને શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થોનું અધ્યયન આપે અમને કરાવ્યું તદર્થ અમે આપના સર્વથા ઋણી છીએ. સમ્પ્રદાયની રક્ષાને અર્થે શ્રીમદાચાર્યચરણ આપને બહુ વર્ષપર્યન્ત રક્ષે એમ તે શ્રીને પ્રાર્થીએ છીએ.

મોહમયી,
શ્રીપુરુષોત્તમપ્રાકટ્યોત્સવ
ભા. શુ. ૧૧ સં. ૧૯૮૨.

નિવેદકો
**શ્રીપુરુષોત્તમમંડલના અધ્યેતા.**

# भक्तिवर्धिनी

**श्रीश्रीवल्लभविरचितविवृतिथी समेत.**

લેખકઃ-ઉજમશી બાપુલાલ કાપડીયા.

કૃપામધુએ સંપૂરિત સ્વાચાર્યપાદાબ્જને નમન કરીને તત્પરાગે આરકત બુદ્ધિએ, 'ભક્તિવર્ધિની'નું વ્યાખ્યાન કરીશ ૧. પિતૃપાદની રજને હૃદયમાં ધારણ કરીને તદ્બુદ્ધિની ક્રદનાના સિદ્ધ્યર્થ હું પ્રવૃત્ત થયો છું, અન્યથા નહિ જ એ નિશ્ચિત છે. ૨ .

અથ આચાર્યચરણ સ્વમાર્ગમાં અંગીકૃત પરન્તુ સ્વમાર્ગીય ભક્તિના વૃદ્ધિપ્રકારનો ન જાનતા ભકતોને કૃપાએ તે વૃદ્ધિપ્રકારના જ્ઞાપનાર્થ તદ્વૃદ્ધિપ્રકારની પ્રતિજ્ઞા **यथा** ઇત્યાદિ શ્લોકે કરે છે.

## यथा भक्तिः प्रवृद्धा स्यात्तथोपायो निरूप्यते।
## बीजभावे दृढे तु स्यात्त्यागाच्छ्रवणकीर्तनात्॥१॥

**શ્લોકાર્થ**—જે પ્રકારે સ્વમાર્ગીય ભક્તિ પ્રકર્ષે વૃદ્ધિને પામે તત્પ્રકારક ઉપાય નિરૂપાય છે. તે તો બીજભાવ દૃઢ થયે ત્યાગથી અને શ્રવણકીર્તનથી થાય. ૧.

**यथा** જે સાધને **भक्तिः** સ્વપ્રવર્તિતમાર્ગરૂપ ભકિત **प्रवृद्धा स्यात्** પ્રકર્ષે વૃદ્ધિને પામે **तथा**, તત્પ્રકારક **उपायः** સાધન **निरूप्यते** કથાય છે એમ અર્થ. **પૂર્વપક્ષઃ**—ભકિતની ઉત્પત્તિના પ્રકારો શાસ્ત્રોમાં અને પુરાણાદિમાં ઉક્ત છે જ, અને ઉત્પન્નતનન્તર તેની વૃદ્ધિ તો અનુક્તસિદ્ધ જ છે, તે આ પ્રકારે, **શ્રીભાગવત**માં 'દાન વ્રત તપ હોમ જપ સ્વાધ્યાય સંયમ અને અન્ય વિવિધ શ્રેયોએ કૃષ્ણમાં ભકિત નિશ્ચય સિદ્ધ થાય છે' એમ, એકાદશસ્કન્ધમાં પણ 'શ્રદ્ધામૃતકથામાં' એમ ઉપક્રમ કરીને 'એ પ્રકારે આત્મનિવેદી મનુષ્યોના ધર્મોએ, હે ઉદ્ધવ, મારામાં ભકિત સમ્યક્ પ્રકારે ઉત્પન્ન થાય છે, અન્ય કયો અર્થ અવશિષ્ટ રહે?' એમ, પ્રથમસ્કન્ધમાં પણ 'જેનાં, ખરે, શ્રવણમાત્રે પરમપુરુષ કૃષ્ણમાં પુમાનને શોકમોહભયાપહા ભકિત ઉત્પન્ન થાય છે.' એમ, **ગીતા**માં પણ 'બ્રહ્મભૂત પ્રસન્નાત્મા નથી શોચતો કે નથી આકાંક્ષા રાખતો, સર્વ ભૂતોમાં સમ તે મારી પરા ભકિતને પ્રાપ્ત કરે છે' એમ (શાસ્ત્રોમાં) ભકિતની ઉત્પત્તિના પ્રકારો ઉક્ત છે જ. યદ્યપિ ઉત્પત્તિ પ્રકારો ઉક્ત છે તથાપિ વૃદ્ધિપ્રકાર ઉક્ત નથી તેથી ભકિતની વૃદ્ધિના પ્રકારને અર્થે આચાર્યનું કથન સંભવે છે એમ આશઙ્કા થાય તો એ આશઙ્કા પણ ન કરવી, વૃદ્ધિનો પ્રકાર પણ તત્ર-શાસ્ત્રોમાં જ-ઉક્ત-છે. તૃતીયસ્કન્ધના પઞ્ચમાધ્યાયમાં 'હે દેવ, આપની કથાસુધાના પાને પ્રવૃદ્ધભકિતએ જે વિશદાશય ભકતો વૈરાગ્યસાર બોધનો પ્રતિલાભ કરીને અઞ્જસા અકુણ્ઠધિષ્ણ્યને જેમ પ્રાપ્ત થયા' એમ અત્ર વૃદ્ધિનો પ્રકાર પણ ઉક્ત છે. યદ્યપિ અત્ર પુરાણાદિ શાસ્ત્રોમાં ભકિતની ઉત્પત્તિના અને વૃદ્ધિના પ્રકારો પણ ઉક્ત છે જ, તેથી જ ઉભયનો સમ્ભવ સને પણ 'જે પ્રકારે ભકિત પ્રવૃદ્ધ થાય' એમ પુનઃ પણ ભકિતવૃદ્ધિપ્રકારના કથનમાં કયો હેતુ? એમ પ્રશ્ન થાય તો **સિદ્ધાન્ત.** સત્ય, પૂર્વોક્ત દાનવ્રતાદિ સાધનો મર્યાદામાર્ગીય હોવાથી તે સાધનોએ ઉત્પન્ન ભકિત પણ તન્માર્ગીય અર્થાત્ મર્યાદામાર્ગીય જ છે એમ અવધારવું, કારણ કે 'કાર્યનું અને કારણનું એકજાતીયત્વ' એ નિયમ છે. વૃદ્ધિનો પ્રકાર પણ મર્યાદામાર્ગીયસાધનસાધ્યત્વે અને મુક્તિફલકત્વે મર્યાદામાર્ગીય જ. આચાર્ય તો **સ્વપ્રકટિત** શુદ્ધપુષ્ટિમાર્ગીય ભકિતનું નિરૂપણ કરવાને અર્થે, **સ્વપ્રકટિતશુદ્ધપુષ્ટિમાર્ગીય-**

ભકિતનું અને મર્યાદાભકિતનું વૈલક્ષણ્ય જ્ઞાપિત કરવાને અને તત્ફલનું પણ વૈલક્ષણ્ય કથવાને ભિન્ન પ્રકારે સ્વમાર્ગીય ભકિતને અને તદ્વૃદ્ધિપ્રકારસાધનને **यथा** ઇત્યાદિએ નિરૂપે છે જે પ્રકારે સ્વમાર્ગીય સ્વપ્રવર્તિત સાધનોએ શુદ્ધપુષ્ટિમાર્ગીયા ભકિત પ્રકર્ષે વૃદ્ધા થાય. ફલોન્મુખત્વ એ વૃદ્ધિમાં પ્રકર્ષ, અર્થાત્ જે સાધનોએ સ્વપ્રકટિત શુદ્ધપુષ્ટિમાર્ગીયા ભકિત ફલોન્મુખ થાય **तथा** તત્પ્રકારક ઉપાય તત્પ્રકારક સાધનસમુદાય **निरूप्यते** કથાય છે એમ અર્થ.

**बीजभावे दृढे तु स्यात्** ઇત્યાદિએ પૂર્વોક્ત સાધનસમુદાયોને જ કથે છે. અત્ર બીજ-શુદ્ધ પુષ્ટિમાર્ગીય આચાર્યના અનુગ્રહપૂર્વક સ્વમાર્ગપ્રકારકભગવન્નિ-

**बीजभावे दृढे तु स्यात्** વેદનાનન્તર ભગવદઙ્ગીકાર એ જ બીજભાવ. તેનું દાર્ઢ્ય અર્થાત્ નિરન્તર તદેકપરતાએ ભગવન્માર્ગસ્થિતિ. **तु** શબ્દે માર્ગાન્તરીય સાધનોનો વ્યુદાસ અવધારવો. ત્યારે ભકિત પ્રવૃદ્ધ-ફલોન્મુખ-થાય.

**त्यागाच्छ्रवणकीर्तनात्** ઇત્યાદિએ ભકિતની પ્રવૃદ્ધિમાં સ્વમાર્ગીય અન્ય સાધનોને કથે છે. **त्यागात्** શુદ્ધપુષ્ટિમાર્ગીય સાધનોથી અનિરિક્ત સાધનોના ત્યાગથી.

**त्यागाच्छ्रवणकीर्तनात्**; **श्रवणकीर्तनात्** તદ્વત્-તેજ પ્રકારે-શુદ્ધપુષ્ટિમાર્ગીય ભગવદ્ધર્મના શ્રવણથી, અને તે જ પ્રકારે તદ્વત્‌જ શુદ્ધપુષ્ટિમાર્ગીય ભગવદ્ધર્મના કીર્તનથી, અત્ર શ્રવણના અને કીર્તનના એકવદ્ભાવની ઉક્તિએ-સમાહારદ્વન્દ્વસમાસે-ઉભયનું પણ એકત્નીયત્વ છે એમ જ્ઞાપિત છે. ૧.

યદ્યપિ પૂર્વે બીજના દાર્ઢ્યનો પ્રકાર ઉક્ત જ છે, તથાપિ કદાચિત્ ઇતરવ્યાસંગે અન્તરાય સમ્ભવે છે, તેથી જે પ્રકારે ઇતરવ્યાસઙ્ગના અભાવે બીજદાર્ઢ્ય સિદ્ધ થાય તદર્થ **बीजदार्ढ्यप्रकारस्तु** ભગવદ્ભજનરૂપ અન્ય પ્રકારને કથે છે.

**बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः ।**
**अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ॥२॥**

**श्लोकार्थः**--બીજદાર્ઢ્ય પ્રકાર તો ગૃહમાં સ્થિતિ કરીને સ્વધર્મતઃ અવ્યાવૃત્ત (ભક્તે) પૂજાએ (અને) શ્રવણાદિએ કૃષ્ણને ભજવા. ૨.

**टीकाः**-તુ શબ્દે એતદતિરિક્ત અન્ય પ્રકારોનો વ્યુદાસ કર્યો.

સ્વમાર્ગીય-પુષ્ટિભકિતમાર્ગીય—ભગવદ્ભજન તો ગૃહમાં સ્થિતિનાં અભાવે સમ્ભવતું નથી તેથી **गृहे स्थित्वा** ઇત્યાદિએ પૂર્વે ગૃહસ્થિતિને કથે છે. ભગવ-

**गृहे स्थित्वा स्वधर्मतः** ભજનને અનુકૂલ **गृहे** ગૃહમાં **स्थित्वा** સ્થિતિ કરીને **स्वधर्मतः** સ્વધર્મતઃ **कृष्णं** કૃષ્ણને **भजेत्** ભજવા. અત્ર-આ શ્લોકમાં-**स्वधर्म** પદે વર્ણાશ્રમના ધર્મો વિવક્ષિત-કથવાની ઇચ્છા-નથી,[1] પરન્તુ સ્વમાર્ગીય-પુષ્ટિભકિત-

---

૧. કેવલ વર્ણાશ્રમધર્મનો જ અત્યાગ્રહ કર્વા કર્મજડ આસુરો પુષ્ટિભકિતમાર્ગીય સ્વધર્મનો વિચાર કરશે કે ભકિતમાર્ગબાધક શ્રાદ્ધાદિ કામ્ય કર્મોનો પણ અઙ્ગીકાર કરીને બાહિર્મુખ્ય જ પ્રાપ્ત કરશે? સામાન્ય પણ શ્રવણભકિતમાં દૈહિક ધર્મો પરધર્મ હોવાથી હેય છે એ વિષયની મીમાંસા શ્રીમહાપ્રભુજીએ વિશ્વાસ્વધર્મ શ્લોકમાં કરી છે, અને તદનુવાદ વે. શા. સં. મગનલાલ શાસ્ત્રીજીએ 'પુષ્ટિસુધા' ના ચતુર્થ વર્ષના ચતુર્થાંકમાં આપ્યો છે, તેનું અત્ર સ્વચ્છ અનુસન્ધાન અવશ્ય કર્તવ્ય છે. રાસપઞ્ચાધ્યાયીના યત્પત્યપત્ય શ્લોકનાં શ્રીસુબોધિનીજીમાં તો ધર્મશાસ્ત્રો શારીરધર્મને જ સ્વધર્મ કથતા હોવાથી તેઓ અનાત્મવિદ્ અભક્ત છે અને આત્મધર્મને વા ભગવદ્ધર્મને તેઓ સ્વધર્મ કથતા નથી એ સ્પષ્ટ ઉપદેશ અવિસ્મરણીય જ છે.

**માર્ગીય-ભગવદ્ધર્મો** વિવક્ષિત છે. શાથી? વર્ણાશ્રમ ધર્મોમાં સ્વધર્મનો અભાવ છે **તેથી.** તે આ પ્રકારેઃ- ધર્મ દ્વિવિધ-બે પ્રકારના-છે. એક ધર્મ શરીરપર્યવસાયી છે; દ્વિતીય ધર્મ આત્મપર્યવસાયી છે. તત્ર સન્ધ્યાવન્દનથી આરમ્ભીને યાગાન્ત વર્ણાશ્રમના ધર્મો શરીરપર્યવસાયી જ છે. કારણ કે તત્તદ્ધર્મોનું ઇન્દ્રલોકાદિના ભોગમાં જ પર્યવસાન છે. ભોગની સમાપ્તિ થયે પુનઃ 'ક્ષીણ પુણ્ય થયે મર્ત્યલોકમાં પ્રવેશ કરે છે' એ વચનથી શરીરસુખમાં જ પર્યવસાયિત્વ છે, પરન્તુ આત્માનું પરલોકસાધકત્વ નથી. **સ્વ**પદ આત્મપર હોવાથી **સ્વધર્મ**પદે આત્મપર્યવસાયી ધર્મ કથાય છે, અને તે તો ભગવદ્ધર્મ જ છે. અને તે પ્રકારે પ્રમાણ પણ સપ્તમસ્કન્ધમાં પ્રહ્લાદનું વચન છે. '**यद्यज्जनो भगवते विदधीत मानं तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः**' એમ.[1] કિઞ્ચ, **ધર્મ**પદ **तसिल्** પ્રત્યયાન્તત્વે અવિકૃત હોવાથી **સ્વધર્મતઃ** એ કથનથી અવિકૃત ધર્મ ઉક્ત છે. તેથી અવિકૃત ધર્મ તો ભગવદ્ધર્મ જ હોવાથી **સ્વધર્મ**પદે ભગવદ્ધર્મ જ છે એમ સર્વ અનવદ્ય.

અને તે સ્વધર્મ કયો? એ આશઙ્કા થાય તો કથે છે કે **अव्यावृत्तो भजेत्कृष्णम्** ઇત્યાદિ.

**अव्यावृत्तो भजेत् कृष्णम्.** **અવ્યાવૃત્ત** ભગવદ્ભજનને અનનુકૂલ-પ્રતિકૂલ-વ્યાવૃત્તિથી રહિત ભક્તે **कृष्णं** કૃષ્ણને **भजेत्** ભજવા. અત્ર ભજનમાં **कृष्ण**પદ ફલવાચક હોવાથી આ ભજન મને ફલરૂપ છે એમ જાણીને ભજન કર્તવ્ય છે. પરન્તુ સાધનની બુદ્ધિએ નહિ[2] એક જ ભજન સાધનરૂપ અને ફલરૂપ પણ કયે પ્રકારે સમ્ભવે? એમ જો પ્રશ્ન થાય તો સત્ય સાક્ષાત્પુષ્ટિમાર્ગીયફલ અન્ય સાધનોએ અસાધ્ય હોવાથી પુરુષોત્તમનું ભજન જ સાક્ષાત્પુષ્ટિમાર્ગીયફલસાધક છે. જેમ મહારાજે ધાર્ય પણ સુવર્ણરત્નાદિક જ છે, વ્યવહાર્યમાત્ર પણ તન્મય જ છે. અને વળી કોશમાં સંગ્રાહ્ય પણ સુવર્ણરત્નાદિક જ છે, કારણ કે મહારાજ સર્વતોધિક છે અને સુવર્ણ પણ સર્વ ધાતુની અપેક્ષાએ ઉત્કૃષ્ટ છે, તેમ આ ફલનું સર્વોત્કૃષ્ટત્વભાવથી સર્વોત્કૃષ્ટ જ સાધન અપેક્ષિત છે, અને સર્વોત્કૃષ્ટ સાધનનો વિચાર કરતાં ભજનથી અતિરિક્ત સર્વોત્કૃષ્ટત્વનો અભાવ હોવાથી સર્વોત્કૃષ્ટ જ સાધન સર્વોત્કૃષ્ટ ફલ જ છે તેથી ભજન જ સાધન અને ભજન જ ફલ એમ અનુપપત્તિ કોઇ પણ નથી.

અગ્રે **पूजया श्रवणादिभिः** ઇત્યાદિએ ભજનના પ્રકારને કથે છે. અત્ર **पूजा** પદે

**पूजया श्रवणादिभिः** આગમમાં-વેદમાં-ઉક્ત પ્રકારે પૂજા વિવક્ષિતા નથી, કારણ કે પૂર્વ **कृष्ण** પદે સદાનન્દ ફલરૂપ પુરુષોત્તમનું ભજન પ્રકારત્વે ઉક્ત છે. આગમમાં ઉક્ત પૂજાનું પુરુષોત્તમની વિભૂતિમાં પર્યવસાન થતું હોવાથી તે આગમોક્ત પૂજા પુરુષોત્તમભજન-પર્યવસાયી નથી, તથાપિ પુરુષોત્તમભજનપ્રકારમાં પણ પૂજાની ગણના હોવાથી તે પૂજા શુદ્ધપુષ્ટિમાર્ગીયા જ છે એમ જાણવું. અત એવ શુદ્ધપુષ્ટિમાર્ગવિસ્ત્રામિ-

---

૧. આ શ્લોક ઉપર શ્રીગુંસાઇજીકૃત સ્વતન્ત્ર લેખનો ગુર્જરાનુવાદ પઞ્ચમ વર્ષના જ દ્વિતીયાઙ્કમાં પ્રસિદ્ધ થઈ ગયો છે, તેનું અવશ્ય મનન કર્તવ્ય છે.

૨ જો કે અગ્રે 'लभते सुदृढां भक्तिम्' ઇત્યાદિએ અલૌકિકદેહસમ્પત્તિપૂર્વક સાક્ષાત્પુરુષોત્તમનું ભજન ફલ છે એમ ઉક્તિએ આધુનિક ભજનને સાધનત્વ પ્રાપ્ત થાય છે, તથાપિ પુષ્ટિમાર્ગમાં **પુરુષોત્તમ જ ભજનીય હોવાથી, યદ્યપિ આધુનિક ભજનમાં અલૌકિક દેહસમ્પત્તિ નથી તથાપિ આધુનિક ભજન પુરુષોત્તમપર્યવસાયી જ છે તેથી આ ભજન પણ ફલરૂપ છે એમ જ્ઞાપનાર્થ કથ્યું કે આ ભજન મને ફલરૂપ છે એમ જાણીને ભજન કર્તવ્ય છે.**

નીજીઓએ પ્રમેયપ્રકરણીય સપ્તમાધ્યાયમાં[1] ગુણગાનમાં હરિણીના ભાવને નિરૂપીને પશ્ચાત્ તદ્ભાવદૃષ્ટિ જ પૂજા છે એમ કહ્યું છે, કારણ કે તત્ર 'પ્રણયાવલોકે વિરચિતા પૂજા કરી' એમ કથન છે. હરિણીના ભાવને સજાતીય ભાવપૂર્વક શ્રીકૃષ્ણદર્શનસેવાકરણ જ પૂજાએ ભજન. એતદ્ભાવના જ્ઞાપનાર્થ અત્ર એતન્માર્ગીય ભજનસાધન પૂજા આ છે એમ જણાવવાને **पूजया** એમ કહ્યું. આ માર્ગમાં ભજન સેવા જ છે. અત્ર કોઇ સ્નેહરહિતસેવા પૂજા જ એમ પૂજાપદનું વ્યાખ્યાન કરે છે તે વિચારક્ષમ નથી. શાથી? માર્ગનો ભેદ નિયામક છે તેથી. આચાર્યે તો **સ્વપ્રકટિત શુદ્ધપુષ્ટિમાર્ગીય ભકિતની વૃદ્ધિને અર્થે भक्तिवर्धिनीરૂપ શાસ્ત્ર કર્યું છે.** તદીય શાસ્ત્રમાં તદઙ્ગીકૃત શ્રીઆચાર્યચરણે અઙ્ગીકૃત જ અધિકારી છે, અન્ય તો નહિ. તેઓ આચાર્યનાં શ્રીમહાપ્રભુજીના અનુગ્રહે શુદ્ધપુષ્ટિમાર્ગીય હોવાથી તત્પ્રદર્શિતસેવાકરણ સસ્નેહ હો વા સ્નેહરહિત હો, પરન્તુ તે પુરુષોત્તમપર્યવસાયી હોવાથી ભકિતમાર્ગીય જ થાય છે, પરન્તુ પૂજામાર્ગીય તો નહિ જ. કિંચ, શુદ્ધપુષ્ટિમાર્ગીયસેવાપ્રકારસદૃશ વસ્ત્રાલઙ્કારસમર્પણરૂપ પ્રકારો તો પૂજામાં પણ દૃષ્ટિગોચર થાય છે તથાપિ તેમનું વિભૂતિમાં પર્યવસાન હોવાથી તે પૂજામાર્ગીય જ છે, પરન્તુ સાદૃશ્યમાત્રે તે ભકિતમાર્ગીય નથી. કારણ કે માર્ગનો ભેદ નિયામક છે. કિંચ, **જે માર્ગનો હોય તેણે કૃત સર્વ ભગવદ્ધર્માદિક પણ તન્માર્ગીય જ થાય છે.** જેમ 'પ્રમાદથી કર્મ કરનારનું' એ શ્લોકમાં કર્મસાદ્ગુણ્યાર્થ કૃત વિષ્ણુસ્મરણ કર્મમાર્ગીય જ છે. વળી 'જેની સ્મૃતિએ અને નામોકિતએ' શ્લોકમાં સ્મૃત્યાદિત્રય પણ કર્મમાર્ગીય જ છે, પરન્તુ નવધાભકિતમાં ઉક્ત સાદૃશ્યમાત્રે ભકિતમાર્ગીય નથી.[2] એ પ્રકારે સેવોપયોગી પૂજાને કથીને **श्रवणादिभिः** ઇત્યાદિએ તેને ઉપયોગી શ્રવણાદિકને પણ કહે છે. સેવાકરણાનન્તર અવશિષ્ટ કાલમાં ઇતરના વ્યાસઙ્ગના અભાવાર્થ શ્રવણ કર્તવ્ય છે. **आदि** પદે કીર્તન સ્મરણ ચિન્તન પણ કર્તવ્ય છે. ૨.

એ પ્રકારે અવ્યાવૃત્તિપૂર્વક ભજનને કથીને કદાચિત્ ભગવદ્રૂપે વ્યાવૃત્તિના સમયમાં પણ હરિમાં–સર્વદુઃખહર્તામાં–ચિત્તના વ્યાસઙ્ગપૂર્વક જ વ્યાવૃત્તિ કર્તવ્યા છે. એમ **व्यावृत्तोपि हरौ चित्तम्** ઇત્યાદિએ કહે છે.

**व्यावृत्तोपि हरौ चित्तं श्रवणादौ यतेत्सदा।**
**ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥३॥**

**श्लोकार्थः**–વ્યાવૃત્ત (ભક્તે) પણ હરિમાં શ્રવણાદિમાં ચિત્તને સદા યતવું, તેથી પ્રેમ તથા આસકિત અને જ્યારે વ્યસન થાય (ત્યારે બીજભાવ દૃઢ થાય) ૩.

**टीका**:–વ્યાવૃત્તિના કરણની અનન્તર અવશિષ્ટ સમયમાં પૂર્વવત્ **श्रवणादौ** શ્રવણ (કીર્તન સ્મરણ ચિન્તન) ઇત્યાદિમાં ચિત્તનું અવણ઼દર્થ યત્ન કરવો.

એ પ્રકારે ભકતમાર્ગીય ભકિતવૃદ્ધિના સાધનોને કથીને **ततः प्रेम** ઇત્યાદિએ ભકિતવૃદ્ધિના પ્રકારને કહે છે. પૂર્વ–પ્રથમ–પ્રેમ થાય છે. તતઃ સ્નેહાઙ્કુર ઉત્પન્ન થાય છે. તદનન્તર પ્રૌઢભાવ ઉત્પન્ન થયે આસકિત થાય છે. ચિત્ત ભગવત્સ્વરૂપમાં વ્યાસક્ત અર્થાત્ લગ્ન તદેકપર થાય છે. તતઃ પ્રૌઢભાવ થયે વ્યસન થાય છે. વ્યસન એટલે ભગવત્સ્વરૂપવ્યતિરેકે સ્થિતિ કરવાને પણ અશક્ત

---

૧. સ્વલ્પ સમયમાં, જ આ અધ્યાયનો ગુર્જરાનુવાદ પણ સુપ્રસિદ્ધ થશે.

૨. જીજ્ઞાસુએ અત્ર શ્રીગુસાંઈજીકૃત ભકિતહંસનું અનુસન્ધાન અવશ્ય કર્તવ્ય છે. સકામ કર્મ યાગાદિમાં વિષ્ણુસ્મરણ જ કરીએ છીએ એ ખણ્ડોકિતનો પરિહાર થઇ જ ગયો સમજવો.

નથી તે આ પ્રકારે. દશમસ્કન્ધમાં 'ગોપીઓને, ગોવિન્દના દર્શનમાં પરમ આનન્દ હતો, જેમને જેના વિના ક્ષણ પણ યુગશત જેવો હતો' એમ-એ પ્રકારે જ્યારે વ્યસન થાય છે, ત્યારે બીજભાવ દૃઢ થાય છે-૩.

એ પ્રકારે વ્યસનપર્યન્ત બીજદાર્ઢ્યના પ્રકારને કથીને અગ્રે **बीजं तदुच्यते** ઇત્યાદિએ બીજના દૃઢત્વને નિરૂપે છે.

**वीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ।**
**स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद्गृहारुचिः ॥ ४ ॥**

શ્લોકાર્થ:-તે પૂર્વોકત-બીજ (વ્યસનભાવાનન્તર) દૃઢ થાય છે એમ ભકિતશાસ્ત્રમાં નિરૂપ્યું છે. (બીજનું દાર્ઢ્ય અર્થાત્) જે કોઇએ પણ નાશ પામતું નથી સ્નેહથી રાગનો વિનાશ થાય, આસકિતએ ગૃહારુચિ થાય. ૪.

**टीका:-तत्** તે પૂર્વોકત **बीजं** બીજ વ્યસનભાવની અનન્તર **दृढं** દૃઢ થાય છે એમ **बीजं तदुच्यते शास्त्रे:** શાસ્ત્રે ભકિતશાસ્ત્રમાં **उच्यते** નિરૂપાય છે એમ અર્થ.

દૃઢત્વનું લક્ષણ **यन्नापि नश्यति** ઇત્યાદિએ કથે છે. **यत्** જે બીજ કોઇપણ લૌકિકનાશકે વા અલૌકિકનાશકે પણ નાશ પામતું નથી એમ બીજદાર્ઢ્યનું લક્ષણ

**यन्नापि नश्यति.** લૌકિકનાશક અર્થાત્ દુઃસઙ્ગાદિ, અલૌકિકનાશક કાલાદિ, તેણે પણ તે પૂર્વોકત બીજ નાશ પામતું નથી એમ અર્થ.

અતઃપર જે પ્રકારે સ્નેહાદિત્રયના મધ્યમાં જેણે જે પ્રકારે સ્વાપનોદન થાય છે, તે પ્રકારે તેના અપનોદનપ્રકારને વદે છે. અત્ર સ્નેહાદિની ઉત્પત્તિમાં મુખ્ય ત્રણ

**स्नेहाद्रागविनाशः स्यात्** અપનોદક છેઃ-(૧) ભગવત્‌થી અતિરિકત વિષયમાં રાગ, (૨) ગૃહાસકિત

**आसक्त्या स्यात्** અને (૩) ભગવાનથી વ્યતિરેકે પણ કાલનિર્વાહ. તત્ર **स्नेहाद्रागविनाशः**

**गृहारुचिः।** **स्यात्** ઇત્યાદિએ રાગાદિત્રયનાં ક્રમે એકૈક અપનોદકત્વને કથે છે. તત્ર પૂર્વે યથાકથઞ્ચિદ્ અલ્પસ્નેહાઙ્કુરની ઉત્પત્તિએ પણ ભગવદતિરિકત વિષયમાં રાગ થતો નથી. તદનન્તર જ્યારે આસકિત થાય છે, તતઃ પ્રૌઢભાવ થાય છે, ત્યારે ગૃહાસકિતનો અપનોદ થાય છે. ભગવદાસકિતએ ગૃહાસકિત ચાલી જાય છે. ૪.

આસક્ત્યનન્તર **गृहस्थानाम्** ઇત્યાદિએ ગૃહારુચિમાં હેતુદ્વયને કથે છે.

**गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।**
**यदा स्याद् व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥५॥**

શ્લોકાર્થ:-ગૃહસ્થોનું બાધકત્વ અને અનાત્મત્વ ભાસે છે. જ્યારે કૃષ્ણમાં વ્યસન થાય ત્યારે જ નિશ્ચય કૃતાર્થ થાય. ૫.

**टीका:**-ગૃહે સ્થિત ભાર્યાપુત્રાદિ, ગૃહમાં સ્થિતિ કરે તે ગૃહસ્થોઃ અર્થાત્ ભાર્યાપુત્રાદિ તેમને સ્વસજાતીયભાવનો અભાવ હોવાથી તેમણે સહ સમ્બન્ધ ભાવનો

**गृहस्थानां बाधकत्वम्.** વિઘાતક છે એમ સ્ફૂર્તિએ તેઓમાં અરુચિ થાય જ છે, તેથી **बाधकत्वं भासते** એમ કથ્યું.

યદ્યપિ ભાર્યાપુત્રાદિ ભાવબાધક છે એમ કહ્યું, તથાપિ 'અરે પુત્રોના કામાર્થ પુત્રો પ્રિય થતા નથી; પરન્તુ આત્માના કામાર્થ પુત્રો પ્રિય થાય છે.' એ શ્રુતિએ **अनात्मत्वं च भासते.** તે પુત્રાદિમાં આત્મસમ્બન્ધિત્વે પ્રિયત્વની પણ સ્ફુર્તિએ સર્વાત્માએ બાધકત્વની સ્ફુર્તિ થશે નહિ એમ આશઙ્કાના નિરાસાર્થ તે ભાર્યાપુત્રાદિમાં તાદૃશ ભગવદાસક્ત ભક્તને આત્મસમ્બન્ધિત્વસ્ફુર્તિના અભાવે જેમ સર્વાત્માએ પ્રિયત્વનો અભાવ તે પ્રકારને **अनात्मत्वं च भासते** ઇત્યાદિએ કહે છે. પોતાની ભગવદાસક્તિએ નિરૂપાધિ સ્નેહાસ્પદત્વે-નિરૂપાધિ સ્નેહના ભાજનત્વે-ભગવાનમાં જ આત્મત્વ સ્ફુરે છે, પરન્તુ સ્વ આત્મામાં આત્મત્વ સ્ફુરતું નથી. અતઃ ભગવદીઓમાં જ તે ભક્તોને આત્મસમ્બન્ધિત્વ ભાસે છે, પરન્તુ સ્વાત્મસમ્બન્ધીઓમાં આત્મસમ્બન્ધિત્વ ભાસતું નથી એમ અર્થ. તે ભાર્યાપુત્રાદિમાં આત્મસમ્બન્ધિત્વના ભાનનો અભાવ હોવાથી તેઓનું બાધકત્વ જ ભાસે છે, પરન્તુ સ્વાત્મીયત્વ સ્ફુરતું નથી એમ જણાવવાને **बाधकत्वमनात्मत्वम्** એમ કહ્યું. આ પ્રકારે ગૃહારુચિમાં હેતુદ્વય કહ્યું.

એ પ્રકારે તાદૃશ ભક્તનું ગૃહારુચિમાં હેતુદ્વય કહીને તેની જ સ્નેહવૃદ્ધિની પરાકાષ્ઠાને **यदा स्यात्** ઇત્યાદિએ કહે છે. **यदा** જે કાલમાં **कृष्णे**, ફલાત્મક કૃષ્ણમાં **व्यसन स्यात्** થાય. ભગવાનના દર્શનાદિ વ્યતિરેકે તત્સમ્બન્ધિવ્યતિરેકે સ્થિતિની અશક્તિ એ વ્યસન તે જ્યારે થાય અર્થાત્ તાદૃશ ભાવ જ્યારે થાય ત્યારે જ **कृतार्थ** થાય, કૃત છે અર્થ જેણે તાદૃશ થાય. **अर्थ** અત્ર ભક્તિમાર્ગીયસાક્ષાદ્ભગવત્સમ્બન્ધ ફલરૂપ છે તે અર્થ સ્વમાં કૃત થાય અર્થાત્ સમ્પાદિત થાય છે. ત્યારે કૃત છે પૂર્વોક્તફલરૂપ અર્થ જેણે, અર્થાત્ ભગવાને તે ભક્તને તેનું દાન કર્યું છે. એતત્ફલદાનથી અતિરિક્ત ફલનું દાન યુક્ત નથી એમ જ્ઞાપનાર્થ **हि** પદ કહ્યું. ૫.

**यदा स्याद् व्यसन कृष्णे कृतार्थः स्यात्तदैव हि.**

એ પ્રકારે તે વ્યસનવાન્ ભક્તની યોગ્યતાના ભાવનું અને તેના ફલનું નિરૂપણ કરીને **तादृशस्यापि** ઇત્યાદિએ તે ભક્તની અગ્રિમ વ્યવસ્થાને કહે છે.

तादृशस्यापि सततं गेहस्थानं विनाशकम्[1] ।
त्यागं कृत्वा यतेद्यस्तु तदर्थार्थैकमानसः ॥ ६ ॥
लभते सुदृढां भक्तिं सर्वतोऽप्यधिकां पराम् ।
त्यागे बाधकभूयस्त्वं दुःसंसर्गात्तथान्नतः ॥ ७ ॥

શ્લોકાર્થઃ—તાદૃશ ભાવયુક્ત ભક્તને પણ સતત ગેહસ્થાન વિનાશક છે. ત્યાગ કરીને તેણે તો યત્ન કરવો. તદર્થાર્થૈકમાનસ તે ભક્ત સુદૃઢ સર્વતોઽપ્યધિક પરા ભક્તિને પ્રાપ્ત કરે છે. ત્યાગમાં દુઃસંસર્ગથી તથા અન્નતઃ બાધકભૂયસ્ત્વ છે. ૬-૭

---

1 યદ્યપિ મિ. તેલીવાલા વિનાશનમ્ મુદ્રિત કરતા દિસે છે, તથાપિ શ્રીગોકુલનાથજી તો વિનાશકમ્ પાઠનો અંગીકાર કરે છે.

**ટીકાઃ-तादृशस्यापि** તાદૃશ ભાવે યુક્ત ભક્તને પણ **सततं** નિરન્તર **गेहस्थानं** ગૃહમાં સ્થિતિ તાદૃશભાવના અને સત્સઙ્ગના અભાવથી **विनाशकं**

**तादृशस्यापि सततं** તે ભાવની વિઘાતક છે એમ અર્થ. જે જેનો વિઘાતક તે તેની **गेहस्थानं विनाशकम्** સન્નિધિમાં સ્થિતિ કરી શકતો નથી. અત એવ ફલપ્રકરણમાં **'यर्ह्यम्बुजाक्ष'** પદ્યમાં શ્રીરુક્મિણીજીરૂપા સ્વામિનીજીઓએ નિરૂપિત છે કે यर्हि યત્પ્રભૃતિ-જ્યારથી-त्वत्पादतलं આપના ચરણતલનો **अस्माकम** અમે સ્પર્શ કર્યો તત્પ્રભૃતિ-ત્યારથી-અન્યસમક્ષ, અન્યસમક્ષ સ્થાતું સ્થિતિ કરવાને ન पारयामः અમે શક્ત નથી. તે જ પદ્યનું આચાર્યચરણે વિવરણ કર્યું કે 'જેમ દેહાભિમાની વ્યાઘ્ર દેહવિઘાતક હોવાથી તેની સન્નિધિમાં સ્થિતિ કરવાને શક્ત નથી' એમ અતઃ तादृशस्य એમ કહ્યું.

અતઃ પર પૂર્વોક્ત ભાવે યુક્ત ભક્તની ગૃહસ્થિતિ ભાવવિઘાતક હોવાથી તત્ર ગૃહમાં સ્થિતિ કરવાને અશક્તિએ તે ગૃહનો ત્યાગ જ કરે છે તેથી **त्यागं कृत्वा**

**त्यागं कृत्वा** ગૃહનો ત્યાગ કરીને-એમ કહ્યું.

તે ભક્તનાં ગૃહત્યાગની અનન્તર તેની સ્થિતિનો પ્રકાર **यतेद्यस्तु** ઇત્યાદિએ કહે છે.

**यतेद्यस्तु** ત્યાગની અનન્તર તે ભક્તે યત્ન જ કરવો. પરન્તુ પ્રકારાન્તરે સ્થિતિ ન કરવી.

**तदर्थैकमानसः** ઇત્યાદિએ તેના યત્નના વિષયને કહે છે. તાદૃશ ભક્તનો મદ્વિષયક ભાવ તે વિષય ભગવાન્ જ થાય છે તેથી તે ભગવાન્ જ અર્થ[1] **सच**

**तदर्थैकमानसः** **असौ अर्थश्च** એમ કર્મધારયસમાસે **तदर्थ** ભગવાન્ તેને અર્થે અર્થાત્

**लभते सुदृढां भक्तिं** ભગવદર્થ જ કેવલ માનસ અર્થાત્ મન છે જેનું તાદૃશ થઇને **सुदृढां भक्तिं लभते** સુદૃઢ ભક્તિને પ્રાપ્ત કરે છે. પૂર્વ તે ભક્તની વ્યસનપર્યન્ત સર્વોપનોધ ભક્તિને કહીને પણ પુનઃ **तदर्थैकमानसः** એમ કહીને પણ સુદૃઢ ભક્તિને પ્રાપ્ત કરે છે એમ જે કહ્યું તેનો આ આશય છે. તેથી પણ સુદૃઢ સર્વાત્મભાવરૂપા અર્થાત્ સાક્ષાત્ સ્વરૂપાનુભવાત્મિકા ભક્તિને પ્રાપ્ત કરે છે એમ તે ભક્તિના લાભના કથનને તાદૃશના પૂર્વોક્ત અતિવિગાઢભાવે વિદ્યમાન દેહના અપગમની અનન્તર લીલૌપયિક અલૌકિક દેહને પ્રાપ્ત કરીને સાક્ષાત્ સ્વરૂપસમ્બન્ધી ફલને પ્રાપ્ત કરે છે એમ અર્થ.

**सर्वतोप्यधिकाम्** ઇત્યાદિએ ફલરૂપ ભક્તિના સ્વરૂપને કહે છે. **सर्वतः** સર્વતઃ અર્થાત્ ચતુર્વિધ-સારૂપ્ય સાયુજ્ય સાલોક્ય અને સામીપ્ય-મોક્ષની

**सर्वतोप्यधिकाम्** અપેક્ષાએ પણ **अधिकाम्** અધિક

**पराम्** પરા અર્થાત્ અગણિતાનન્દપુરુષોત્તમપર્યવસાયિની. એ પ્રકારે પૂર્વોક્ત 'ભક્તિવૃદ્ધિનું' પર્યવસાન અને ફલ કહીને પુનઃ ત્યાગમાં બાધકભૂયસ્ત્વના કથનનો આ

**त्यागे बाधकभूयस्त्वम्.** આશય છે. કદાચિત્ કોઇ[2] ભક્તિમાર્ગાનુસારી પૂર્વોક્ત ત્યાગના સ્વરૂપને ન જાણીને હું પણ ગૃહાદિનો ત્યાગ કરીને ભક્તિની વૃદ્ધિને સાધીશ એમ વિચારીને જો ગૃહાદિને ત્યજવને ઇચ્છે તો **त्यागे बाधकभूयस्त्वं** ઇત્યાદિએ તેનો તત્ર

1. 'तादृशस्यापि यद्विषयको भावः स भगवानेव भवतीति। स एवार्थः।' એ વાક્યમાં इति અન્વય વાક્યસમ્પૂર્તિદ્યોતક નથી, પરન્તુ હેતુવાચક છે.

2. પૂર્વોક્તપ્રકારત્યાગીનો તો 'दृढं यत्रापि नश्यति' ઈત્યાદિએ બાધકાભાવ ઉપપાદિત જ છે તેથી પૂર્વોક્ત ત્યાગ અત્ર વિવક્ષિત નથી. તેથી પુનઃ ત્યાગમાં બાધકભૂયસ્ત્વ જે કહ્યું છે તે-'કદાચિત્ કોઇ' એમ વક્ષ્યમાણત્યાગમાં જ બાધકભૂયસ્ત્વ છે.

નિષેધને કહે છે. તાદશના ત્યાગમાં ગૃહાદિના ત્યાગે ભક્તિવૃદ્ધિના સાધનમાં બાધકભૂયસ્ત્વ-બાધકોનું બાહુલ્ય-હોવાથી ફલ સિદ્ધ થતું નથી.

દુઃસંસર્ગાત્ ઇત્યાદિએ બાધકોને જ કહે છે. દુઃસંસર્ગ પોતાને પૂર્વોક્ત ત્યાગનાં હેતુભૂત ભાવનો અભાવ હેવથી સર્વાત્મભાવે ચિત્ત ભગવદેકપર ન હોવાથી

દુઃસંસર્ગાત્તથાન્નતઃ ચિત્તના ચાંચલ્યથી દુઃસંગને અને ભગવદ્ભાવાભાવવાનને લૌકિકોનો સઙ્ગ સમ્ભવે છે તેથી તેનું બાધકત્વ સ્પષ્ટ જ છે. અને વળી તેને પૂર્વસિદ્ધ ગૃહાદિના બુદ્ધિપૂર્વક ત્યાગનો અભાવ હોવાથી શરીરના નિર્વાહને અર્થે યત્ર કુત્રચિત્ અન્નના ભક્ષણે તે અન્ન ભગવાનના અસમર્પણે જનિત દોષથી યુક્ત હોવાથી તદન્નના-અસમર્પિત અન્નના-ભક્ષણે પોતાને પણ બાહિર્મુખ્યદોષ સંભવે છે. યદ્યપિ એતાદશને પણ ઇન્દ્રિયનિગ્રહના અભાવરૂપ બાધક દોષો સમ્ભવે છે, તથાપિ દુઃસઙ્ગ અને અન્નદોષ એ ઉભય અતિપ્રબલ હોવાથી ઉભયની જ ગણના કરી છે. ૭.

એમ સતે તાદશ ભક્તે દોષાભાવપૂર્વક કયે પ્રકારે કાલનો નિર્વાહ કરવો એ આશઙ્કામાં **અતઃ સ્થેયમ** ઇત્યાદિ કહે છે.

**अतः स्थेयं हरिस्थाने तदीयैः सह तत्परैः ।**
**अदूरे विप्रकर्षे वा यथा चित्तं न दूष्यति ॥८॥**

શ્લોકાર્થઃ-અતઃ તત્પર તદીયોએ સહ હરિસ્થાનમાં અદૂર વા વિપ્રકર્ષ (સ્થાનમાં) રહેવું, જે પ્રકારે ચિત્ત ન દૂષાય. ૮.

**ટીકાઃ**-જેથી પૂર્વોક્ત પ્રકારે સ્થિતિમાં દોષની સમ્ભાવના છે **अतः** તેથી દોષના અભાવપૂર્વક કાલના નિર્વાહને અર્થે **हरिस्थाने** પોતે ભક્તિમાર્ગીય હોવાથી

**अतः स्थेयं हरिस्थाने.** **ભક્તિમાર્ગીય સેવાપ્રકારથી** યુક્ત ભગવત્સ્થાનમાં શ્રીગોવર્ધનાદિમાં રહેવું.

**तदीयैः सह तत्परैः** ઇત્યાદિએ તત્ર ભગવત્સ્થાનમાં-પણ સ્થિતિના પ્રકારને કહે છે. **तदीयैः** ભગવદીયોએ **सह** સહ સ્થિતિ કરવી. તેમાં પણ **तत्परैः**

**तदीयैः सह तत्परैः** ભગવત્સ્વરૂપમાં ભગવત્સેવામાં ભગવદ્ધર્મના શ્રવણાદિમાં પરાયણ ભગવદીયોએ **સહ.** એતત્પ્રકારક સ્થિતિના અભાવે તત્ર ભગવત્સ્થાનમાં-પણ દુઃસઙ્ગે પૂર્વસિદ્ધિ બુદ્ધિના નાશનો સંભવ હોવાથી જીવનનું વૈયર્થ્ય જ થાય તેથી પૂર્વોક્તપ્રકારે સ્થિતિ કરવી એમ જાણવું.

નિરન્તર તત્પ્રકારિકા સ્થિતિના અસમ્ભવમાં ચિત્તદોષના અભાવાર્થ, **अदूरे, विप्रकर्षे वा** ઇત્યાદિએ પ્રકારાન્તરે પણ સ્થિતિના પ્રકારને કહે છે. **अदूरे** પૂર્વોક્ત

**अदूरे विप्रकर्षे वा** સ્થાનથી સ્વલ્પ અન્તરાગે, અથવા, **विप्रकर्षे** તેથી પણ કોઇક દૂર સ્થલમાં સ્થિતિ કરવી. 'ભગવત્પરાયણ તદીયોએ સહ' એમ સ્થિતિના પ્રકારને કથીને પણ પુનઃ 'અદૂર વા વિપ્રકર્ષ સ્થલમાં' એમ જે કહ્યું તેનો આ આશય છે. અતિનિકટ સ્થિતિમાં-'અતિપરિચયથી અવજ્ઞા' એ ન્યાયે કદાચિત્ ભગવદ્ભક્તની અવજ્ઞા પણ સમ્ભવે છે, તેના અભાવને અર્થે '**अदूरे विप्रकर्षे वा**' એમ કહ્યું. તત્ર પણ એ પ્રકારે પણ સ્થિતિ કરીને તદીયભક્તોએ સહ સઙ્ગ તો કાર્ય જ. સ્વતન્ત્ર નહિ એમ ઉક્ત છે.

એ રીતિએ પ્રકારત્રયે સ્થિતિપ્રકારને કથીને પણ **યથા ચિત્તં ન દુષ્યતિ** ઇત્યાદિએ સ્થિતિપ્રકારના નિર્ગલિત પ્રકારે અથવા સ્વમનોભિલષિત પ્રકારે **યથા ચિત્તં न दुष्यति ।** અને જે પ્રકારે ભગવદ્બાહિર્મુખ્યદોષે ચિત્ત ન દૂષાય તે પ્રકારે સ્થિતિ કરવી પરન્તુ પ્રકારાન્તરે નહિ એમ અર્થ છે. એ રીતિએ ભક્તિવૃદ્ધિના પ્રકારને કથીને વૃદ્ધિની પરમકાષ્ઠાને કથીને તત્સાધ્ય ફલ પણ કથ્યું. ૮.

તદનન્તર ભક્તિવૃદ્ધિના પ્રકારને કથીને વૃદ્ધિની પરમકાષ્ઠાને કથીને શુદ્ધપુષ્ટિસાધનપ્રકારને ન જાણતાં 'ગૃહને ત્યજીને વૃદ્ધિને સાધીશ' એ વિચારે પ્રવૃત્ત ભક્તની બાધસમ્ભાવનાના નિરાકરણપૂર્વક ફલસિદ્ધ્યર્થ સ્થિતિપ્રકારને કથીને **सेवायां वा कथायां वा** ઇત્યાદિએ શુદ્ધપુષ્ટિમાર્ગીય ધર્મદ્વયમાં આસક્ત ભક્તોને પણ એતન્માર્ગીય ફલની સિદ્ધિ થાય છે એમ જણાવે છે.

## सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।
## यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥ ९ ॥

**श्लोकार्थ**—સેવામાં વા કથામાં જેની આસક્તિ યાવજ્જીવ દૃઢ હોય તેનો નાશ કોઈ પણ દેશકાલમાં થતો નથી એમ મારી મતિ છે. ૯.

**टीका**—**सेवायां** શુદ્ધપુષ્ટિમાર્ગાચાર્યે પ્રકટિતપ્રકારકસેવામાં, **वा** અથવા **कथायां** તેના અવશિષ્ટ સમયમાં તન્માર્ગીયલીલાની કથામાં **यस्य** જેની **आसक्तिर्दृढा** ચિત્તવ્યાસઙ્ગપૂર્વક આગ્રહ **यावज्जीवं भवेत्** યાવજ્જીવ હોય **तस्य** તેનો **क्वापि** કોઇ પણ દેશકાલભેદે પણ **नाशः** નાશ **न भवेत्** થતો નથી, ને ભાવ તેનો ફલસાધક થાય છે.

અથવા, સેવા અને કથા એમ ઉભયનું વિકલ્પે કથન હોવાથી ભગવદિચ્છાએ કોઇની સેવામાં જ દૃઢાસક્તિ થાય છે, પરન્તુ તે આસક્તિ યાવજ્જીવ અપેક્ષિત છે, પરન્તુ યત્કિંચિત્ કાલ નહિ. **तस्य** પદથી ભગવદિચ્છાએ સેવાસક્તનો અને કથાસક્તનો કોઇ પણ સ્થલમાં નાશ થતો નથી. તન્માર્ગીયફલની પ્રાપ્તિમાં અન્તરાય થતો નથી, એમ **मम मतिः** મદીય મતિ છે, તેથી સ્વમતમાં ફલવિલમ્બના અભાવમાં હેતુત્વકથને ફલની પ્રાપ્તિમાં નિઃસંદિગ્ધત્વ કથ્યું. ૯.

એ પ્રકારે પૂર્વોક્ત શ્લોકમાં સેવાસક્તના અને કથાસક્તના ફલને કથીને કદાચિત્ કોઇ સેવાસક્ત કથાસક્ત ભક્તનાં દર્શન કરીને સ્વયં પણ આસક્તિવ્યતિરેકે ઉત્સાહમાત્રે સેવા કરવાને ઇચ્છે તેને બાધ સમ્ભવે છે તત્ર **बाधसम्भावनायां तु** ઇત્યાદિએ બાધના સ્વરૂપને અને તન્નિવારણપ્રકારને કથે છે.

## बाधसम्भावनायां तु नैकान्ते वास इष्यते ।
## हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥१०॥

**श्लोकार्थः**—બાધની સમ્ભાવનામાં તો એકાન્તમાં વાસ ઇષ્ટ નથી, હરિ તો સર્વતઃ રક્ષા કરશે, સંશય નથી. ૧૦.

**टीका**—બાધના સમ્ભવમાં પ્રકારાન્તરે બાધાભાવનો વ્યુદાસ **तु**શબ્દે ઉક્ત છે. સેવાકરણમાં દૃઢાસક્તિના અભાવથી ઉદ્વેગે વા ભોગાસક્તિએ બાધાનો સમ્ભવ સતે પોતાને સેવાના અકરણમાં આસક્તિએ જનિત ગ્લાનિએ 'મારાથી સેવા થતી નથી' એ વિચારે 'ગૃહને ત્યજીને એકાન્તમાં ભગવન્નામસ્મરણાદિક મારે કર્તવ્ય છે' એ બુદ્ધિએ જો એકાન્તમાં સ્થિતિ કરવાને ઇચ્છે તો

**बाधसम्भावनायां तु नैकान्ते वास इष्यते ।**

તાદૃશ ભક્તને પણ સેવાના ત્યાગપૂર્વક એકાન્તસ્થિતિ અનુચિત છે એમ **नैकान्ते वास इष्यते** ઇત્યાદિએ ગૃહત્યાગના નિષેધને કથે છે કે સેવાને ત્યજીને તેને એકાન્તવાસ ઇષ્ટ નથી સેવાકૃતિ જ ઇષ્ટ છે.